# પ્રકાશકનું નિવેદન

આ માળાનો ઉદ્દેશ પ્રચલિત અર્થમાં ધાર્મિક ગણાતા ગ્રંથો જ નહિ, પણ જીવનનાં વિધવિધ ક્ષેત્રોમાં 'ધર્મદૃષ્ટિને પોષે અને વધારે એ રીતના ઉપયોગી' ગ્રંથોને પણ લેવાનો છે. આ 'સેવાધર્મ' પુસ્તકનું એ રીતે આ માળામાં યથોચિત સ્થાન છે.

જીવનના નિર્વાહ માટેનું કર્મ, અને જીવનના શ્રેય માટેની સાધના —એ બે બાબતોને એકબીજાથી સદંતર ભિન્ન માનવાનું વલણ સામાન્ય રીતે પ્રચલિત હોય છે. એ વિચ્છેદથી અંતે બંને બાબતોને હાનિ પહોંચે છે. શ્રીકૃષ્ણે ગીતામાં સ્વકર્મને જ 'યોગ'નું પદ આપીને એ વિચ્છેદ ટાળવાનું અવતાર-કાર્ય કર્યું છે.

પરંતુ સમાજના બધા વર્ણધર્મો ઊલટપાલટ થઈ ગયા હોય, ત્યારે વ્યક્તિ માટે કઈ વસ્તુ સ્વકર્મ છે, એ નક્કી કરવું મુશ્કેલ બને છે. તેમ જ સમાજમાં સાર્વત્રિક કટોકટીના કે સર્વતોમુખી આપત્તિના એવા સમયો પણ આવે છે, કે જ્યારે તેમના નિવારણના સેવાકાર્યમાં લાગવું એ જ તે સમાજની સર્વ વિવેકસંપન્ન વ્યક્તિઓ માટે સ્વકર્મ બની રહે. આપણો દેશ હાલમાં કેટલાય સમયથી એવી જ અવદશામાંથી પસાર થઈ રહ્યો છે. સદ્ભાગ્યે ગાંધીજીએ આપણા સમાજને સેવાધર્મની ઉત્તમ પ્રેરણા આપી છે. અને તેને બળે આપણો દેશ કંઈક ધારણ પામી શક્યો છે. દેશના સાર્વત્રિક પુનરુત્થાનનાં આગામી વર્ષોમાં બીજી મૂડી ઉપરાંત સેવાકાર્યની મૂડીની હજુ પણ ભારે માગ રહેશે.—એટલે સેવાધર્મ વિષે અનેકમુખી વિચારણા કરતું આ પુસ્તક યોગ્ય સમયે બહાર પડે છે, એમ કહી શકાય.

# અનુક્રમણિકા

# લેખકનું નિવેદન

પોતાના વિચારો વાચકો આગળ પુસ્તક રૂપે રજૂ કરવાનું સાહસ હું આ પહેલી જ વખત કરી રહ્યો છું. આ પુસ્તક મેં ૧૯૪૨ ના જુલાઈથી સપ્ટેંબર માસ સુધીના ગાળામાં બેલગામ જેલમાં લખી કાઢ્યું હતું. તે વખતે એ લખાણ વિષે મેં નીચે મુજબ વિચારો નોંધી રાખેલા :

"મેં આ વિચારો છાપવાના ઇરાદાથી લખ્યા નથી. આ લખાણ છાપવું જોઈએ એવો મિત્રોનો અભિપ્રાય થાય, તેમ જ સાધનોની અનુકૂળતા મળી જાય તો સુધારેલા સ્વરૂપમાં આ લખાણ આગળ ઉપર છાપવાને કશી હરકત છે એવું કંઈ નથી; પણ આ લખાણ મુખ્યત્વે કરીને મારા નિકટના મિત્રો અને સહકારીઓના અવલોકન માટે મેં કરેલું છે. . . . દસ દસ વીસ વીસ વરસ સાથે કામ કર્યાં છતાં નિકટના સહકારીઓની સાથે કાર્યના આદર્શ અને પદ્ધતિ બાબત સ્વસ્થ ચિત્તે આમૂલાગ્ર સદ્દવિચાર કરવાની તક ભાગ્યે જ મળે છે. એક તો વખત જોઈએ, તેની સાથે ચિત્તની સ્વસ્થતા જોઈએ અને એ બન્ને હોય તોપણ બુદ્ધિ સજ્જ હોય તો જ કામ પાર પડે. આ બધા સંજોગોનો મેળ ખાવો મુશ્કેલ હોય છે. તેથી નિકટના સાથીઓની સાથે સદ્વિચાર કરવાના સાધન તરીકે જ આ લખાણ જેલની નિરાંતમાં કરવાનું મેં નક્કી કર્યું.

"વિદ્યાર્થીઓને જેમ નિબંધલેખનથી લાભ થાય છે, તેવો જ લાભ મને આ લખાણને નિમિત્તે થયો છે. મારા વિચારો વધારે વ્યવસ્થિત અને સ્પષ્ટ થયા, અને મને લાગે છે કે, મારી નિષ્ઠા પણ વધારે દૃઢ બની.

"અહીં જે વિચારો મેં વ્યક્ત કર્યા છે તે મેં ગુરુજનો પાસેથી, સાથીઓ તથા સોબતીઓ પાસેથી અને ક્યાંક મારા બાળમિત્રો પાસેથી પણ જેવા મને સમજાયા તેવા લીધા છે. એ વિચાર મારે ગળે ઊતરેલા છે અને તે પચાવવાનો હું સતત પ્રયત્ન કરી રહ્યો છું. તેથી એ વિચારો મારા છે એમ કહી શકાય. પણ જેટલે દરજ્જે તે

મારા છે તેટને દરજ્જે તે ભાગ સાથીઓના પણ છે, અમારા બધાની વિચારસરણીનુ તે એક આમુદાયિક પ્રતિબિંબ છે, એવી મારી માન્યતા છે, અથવા કહો કે એવી મારી આશા છે "

આ પુસ્તકનુ હસ્તલિખિત અનેક મિત્રો કાળજીપૂર્વક વાચી ગયા છે તેમાના ઘણાએ તે છપાવવાનો આગ્રહ કર્યો કેટલાક મિત્રોએ થોડાઘણા સુધારા પણ સૂચવ્યા તેમાના કેટલાક મે સ્વીકારી લીધા પણ બીજા કેટલાક એવા હતા કે તે દાખલ કરવા માટે આખુ લખાણ નવેસર લખી કાઢવુ પડે એમ હતું તેમ કરવા માટે જરૂરી સમય મને હાલ તુરત મળે તેમ નથી કાગળની તાણના આજના દિવસોમા પુસ્તક છપાવવાનો વિચાર સરખો મારા મનમા આવ્યો ન હતો, પરતુ મહારાષ્ટ્ર ગ્રથ ભડારના ચાલક અને રાષ્ટ્રીય સાહિત્યના ઉત્સાહી પ્રકાશક શ્રી દાદાસાહેબ કુલકર્ણીએ આ પુસ્તક તરતોતરત છાપીને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા વ્યક્ત કરી પ્રકાશનને અગે થનારુ વાજબી ખર્ચ નીકળી રહે એ રીતે પુસ્તકની કિંમત બને તેટની ઓછી રાખવાનું પણ તેમણે ખુશીથી કબૂલ કર્યું તેથી આ પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની રજા મેં તેમને આપી છે બીજી આવૃત્તિ કાઢવાનો સુયોગ આવે તો તે આથી ઓછી કિંમત રાખીને તેમ જ હવે પછી જે સુધારાવધારા સૂઝે કે સૂચવવામા આવે તેની સાથે કાઢવાની ઉમેદ રાખુ છુ. વાચકો પોતપોતાની સૂચનાઓ મને જણાવે એવી તેમને નમ્ર વિનતિ છે

શ્રી કિશોરલાલભાઈએ પોતાની તબિયત બહુ જ ક્ષીણ હોવા છતા કેવળ મારા વિષેના વાત્સલ્યથી પ્રેરાઈને આ પુસ્તકને એક બહુ જ માર્મિક અને મૂલગ્રાહી પ્રસ્તાવના લખી આપી પુસ્તકની ઉપયોગિતામા મહત્ત્વનો ઉમેરો કર્યો છે પણ તે માટે તેમના આભાર માનવા એ પણ શોભે તેવુ નથી

સાધકાશ્રમ
કણકવલી
એપ્રિલ, ૧૯૪૫

સીતારામ પુરુષોત્તમ ઉર્ફે આપ્પા
પટવર્ધન

# अथातो धर्मजिज्ञासा ।

શ્રી આપ્પાસાહેબ પટવર્ધને બે તપ સુધી પોતે અગીકાર કરેલા વ્રતનુ એકનિષ્ઠાથી આચરણ કરી, અનેક પ્રકારની મુશ્કેલીઓ અને કષ્ટોનો મુકાબલો કરતા કરતા છેવટે તેમા યશ અને પ્રતિષ્ઠા મેળવ્યા છે મૂળથી જ વિદ્યાવ્યાસગી પરપરામા જન્મેલા, નાનપણથી કેળવાયેલી સ્વાધ્યાયની ટેવ, તેમા તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના ખાસ વિદ્વાન, અધ્યાપનની મનોવૃત્તિ, ઝીણી ઝીણી ચર્ચાઓ કરનાર સુહૃદો અને પડિતોની સોબતમા નિત્ય જીવન, જેલના એકાતવાસમા મળેલી મનનની અનુકૂળતા, અને પોતાના તેમ જ બીજાના અનુભવોનો મનમા ભરાયેલો ખજાનો આ બધાના પરિપાક રૂપે તેમને હાથે પોતાના સ્વકર્મના શાસ્ત્ર જેવુ આ પુસ્તક લખાય, એમા આશ્ચર્ય પામવા જેવુ નથી

'સઈનો દીકરો જીવે ત્યા સુધી સીવે' એટલે, જીવે ત્યા સુધી સીવે, તો જ તેની રગેરગમા સ્વકર્માચરણના સસ્કારો 'ઊભરાયા' છે એમ કહી શકાય એને સીવવામાથી શા મળે છે એ પ્રશ્ન, નજીવો ન હોય તોયે, એટલો જ એક પ્રશ્ન નથી એને સીવવા સિવાય બીજુ કશુ ફાવે જ નહી, ગમે જ નહી, તેનાથી કરાય જ નહી, એવી ભાવના તે સ્વકર્માચરણની ભાવના છે એવી ભાવનાથી પ્રેરાઈને જ સાળો ખેડૂતો ખેતી ફાયદાકારક થતી નથી છતા તેને હર્ષપૂર્વક વળગી રહે છે પ્રકૃતિના ગુણોમાથી ઉત્પન્ન થતુ આ સ્વકર્માચરણ વર્ણધર્મનું મૂળતત્ત્વ છે એ તત્ત્વનુ સશોધિત રૂપ — એટલે કે વિશુદ્ધ ભાવે કરેલુ સ્વકર્માચરણ — એને આપણે આ જમાનામા 'સેવાધર્મ'ને નામે ઓળખીએ છીએ, અને એ જ અર્થમા જનસેવા, દેશસેવા, સેવક વગેરે શબ્દો વાપરવામા આવે છે

'સેવા' સ્વકર્માચરણનુ જ સશોધિત રૂપ હોવાથી, તે એક વૃત્તિ જ છે વૃત્તિ એટલે જન્મથી અથવા તે પછી પ્રાપ્ત થયેલા સસ્કારોથી નિર્માણ થયેલી શરીર, મન અને બુદ્ધિની સમાજોપયોગી • અથવા વિશ્વોપયોગી પ્રવૃત્તિ વૃત્તિ એટલે ઉપજીવિકાનુ સાધન અથવા

ધધો, એ તો એના પરિણામને મહત્ત્વ આપી આરોપાયેલો લાક્ષણિક અર્થ છે બધા જ ન હોય તોયે, સમાજને ઉપયોગી લાગનારા ઘણાખરા ધંધાઓ મૂળે સમાજજીવનની કાંઈક ઊણપ અથવા દુખના દર્શનમાંથી ઉદ્ભવેલી સેવાવૃત્તિમાંથી નિર્માણ થયેલા જણાય છે તે ઊણપ કે દુખને દૂર કરવા માટે પ્રથમ કેટલાક પરોપકારવૃત્તિના ભલા માણસોને 'સ્વયંસેવા' કરવાની વૃત્તિ થાય છે એના બદલામાં પોતાને કશો લાભ મળે — એક નારિયેળ કે પાનસોપારી પણ મળે — તો તેયે ન ખપે, એ રૂપે તે પ્રગટ થાય છે એ સેવાવૃત્તિ તેમના જીવનના અન્ય કર્મો અને વ્યવસાયો ઉપરાંત, એક પુરવણી રૂપે, પ્રથમ પ્રગટ થાય છે પણ જ્યારે એ ઊણપો અથવા દુખો સમાજજીવનની એક નિત્યની જ બાબત બની જાય છે, અને તેને પહોંચી વળવા માટે અનેક માણસોની જરૂર ઊભી થાય છે, ત્યારે બીજી પગથિયું 'ખડી સેવા'નું આવે છે એટલે કે, ઉપર કહેલા 'સ્વયંસેવકો' તથા બીજા કેટલાક માણસો, પોતાના નિત્ય વ્યવસાયોને છોડી દઈ, એ ઊણપો કે દુખો દૂર કરવા માટે, પોતાને આઠે પહોર તૈયાર રાખે છે, અને તેમના કામની કદર કરનારા સમાજના બીજા લોકો તેમને તે માટે અનુકૂળતા તેમ જ તેમના જીવનનિર્વાહની વ્યવસ્થા કરી દે છે, અને તેમને પ્રતિષ્ઠા પણ આપે છે તેમનું સેવાકામ તથા તેમની ઉપજીવિકા એ બે વચ્ચેના પ્રમાણને બજારભાવનો કોઈ ન્યાય લાગુ પડતો નથી અને ઘણુંખરું, તેઓ પણ પોતાનું જીવન પોતાની કદર કરનારા લોકોની ઉદારતાને પોષે એવું સાદું અને પવિત્ર રાખે છે

જે ઊણપો અથવા દુખો દૂર કરવા માટે પરોપકારવૃત્તિથી આ સેવાકાર્ય ઉત્પન્ન થયું, તે જો સમાજમાં ઘણા ફેલાયેલા અને સદાયે ટકનારા દોષો હોય, અને તે દૂર કરવાનું કામ કોઈ ખાસ પ્રકારની આવડત, કુનેહ, અને શિક્ષણની ઉપર આધાર રાખતું થાય તો તે 'ખડી સેવા'માંથી એક નવો વર્ગ અથવા ધંધો ધીમે ધીમે પેદા થાય છે વકીલ, દાક્તર, નર્સ, ધર્મોપદેશક, પુરાણી, શિક્ષક વગેરે

અનેક ધધાઓ અને તેમાથી ઉત્પન્ન થયેલા બીજા ઉપધધાઓ આ રીતે મૂળ 'સ્વયસેવા', પછી 'ખડી સેવા' અને અન્તે 'ધધા'ની સ્થિતિએ પહોંચ્યા છે

'સ્વયસેવા'ની સ્થિતિમા નિર્વાહનો પ્રશ્ન ઊઠતો જ નથી. આર્થિક બદલાની છાયાથીયે તે 'મરજાદી' રહે છે 'ખડી સેવા'મા આર્થિક બદલો કેવળ તેને સેવા કરવાની સુગમતા કરી આપવાની મર્યાદામા રહે છે બજારભાવ સાથે તેનો ઓછો સબધ હોય છે પરતુ જ્યારે તે ધધાની સ્થિતિએ પહોચે છે, ત્યારે તે સમાજની જરૂરિયાત તો પૂરી પાડે છે, પણ તેની 'સેવા' તરીકેની પ્રતિષ્ઠા ઓછી થતી જાય છે, તે બજારની વસ્તુ બને છે, અને અધોગતિએ પહોચે તો અપ્રતિષ્ઠિત પણ થાય છે

આમ 'સેવા' એ સ્વકર્માચરણનુ સશોધિત રૂપ અને શરૂઆતમા એક નવા વર્ણ અથવા ધધાનુ આરભસ્થાન છે દેખીતુ છે કે, સમાજજીવનની જે ઊણપો અથવા દુ ખો કાયમ જેવા હોય – જેવા કે, અજ્ઞાન, રોગ ગદકી, અન્યાય, વિષમતા, સસ્કારવિહીનતા, વિદ્યા કળા-વિહીનતા વગેરે – તેમના નિવારણનુ કાર્ય કેવળ 'સ્વયસેવા' તરીકે લામો વખત સુધી નભી શકે નહી જતે દહાડે તેને ખડી સેવા'નુ રૂપ પ્રાપ્ત થવાનુ જ એટલે કે, તે જ કામને આડે પહોર કરનારા માણસોની જરૂર લાગવાની, અને તેથી તેમને તેમ કરવાની સુગમતા કરી આપવાનો પ્રશ્ન પણ ઊભો થવાનો જ 'ખડી સેવા'ની સ્થિતિમા હોય ત્યા સુધી જ સેવાકાર્યનુ રૂપ શુદ્ધ અને પ્રતિષ્ઠાપાત્ર રહેવાનો સભવ, અને ત્યા સુધી જ તેના આચરનારાને તે સ્વકર્મ દ્વારા ઉપાસનાનું અને શ્રેય પ્રાપ્તિનુ સાધન છે, એવો તેને વિષે સતોષ થવાનો સભવ રહે છે પણ જ્યારે તે 'ખડી સેવા' બજારનો ધધો બને છે ત્યારે, તે દ્વારા સ્વકર્માચરણ થતુ હોય અથવા વર્ણધર્મ પળાતો હોય તોપણ તેમાથી 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धि विन्दति मानव' એ વાકયનો અનુભવ અથવા સતોષ મળવો સશયાસ્પદ થાય

જેમણે એમ માન્યુ કે, સ્વકર્માચરણ ભલે અમુક હદ સુધી મનુષ્યની ચિત્તશુદ્ધિમા સહાયક થાય, પણ તે દ્વારા 'सिद्धि विन्दति'નો અનુભવ થવો અશક્ય જ છે, તેમણે શ્રેય પ્રાપ્તિના અતિમ પગથિયા રૂપે સંન્યાસને અનિવાર્ય માન્યો, અને ગીતાના એથી જુદા તાત્પર્ય તરફ મેચનારા શ્લોકોને સન્યાસને અવિરોધી થાય એમ સમજાવ્યા હજાર બારસો વર્ષ થયાં, હિંદુ જનતા ઓછીવત્તી તે સસ્કારને વળગી રહી છે

એ હજાર બારસો વર્ષ દરમ્યાન, 'જ્ઞાનદશા' સિદ્ધ કરીને પાછા સ્વકર્માચરણ અથવા 'સાસારિક કર્મો'માં પડનારા 'સહજ સ્વરૂપ જ્ઞાનીઓ'નો પણ એક સપ્રદાય ચાલતો રહ્યો પણ તે 'સહજાવસ્થા' ઘણી વાર દબાયેલી વાસનાઓની તૃપ્તિ કરવા માટે અનનભેના એક પ્રકારના ભનુ ઢાંકણુ માત્ર બની, અને, ભલે મુઠ્ઠીભર લોકોને થોડો વખત પોતા પાછળ તે ઘસડી શકી હોય, તોય તેની પ્રતિષ્ઠા ઝાઝો વખત ટકી શકી નહિ, અને એ સપ્રદાય નૈસર્ગિક પ્રેરણાથી સ્વકર્માચરણ કરનારા માનવસમુદાયને કોઈ શુદ્ધ માર્ગ બતાવી શક્યો નહિ ગીતાએ કહ્યુ છે કે, *जोषयन् सर्वकर्माणि विद्वान् युक्त समाचरन्*, પણ આ જ્ઞાનીઓએ તે મુજબ કર્મોનો 'समाचार' (सम्यक् आचार) કરી ન બતાવ્યો, તેમ તે કર્મોનુ 'जोषण' એટલે 'શોધન' પણ કરી ન બતાવ્યું કારણ કે તેમનું 'સહજાવસ્થા'નું તત્ત્વજ્ઞાન તેમને ગુણ અને દોષ, નીતિ અને અનીતિ, વગેરે સર્વે 'ત્રિગુણાત્મક વિચારો'ને બાલિશતા ઠરાવવા તરફ લઈ ગયુ, અને ઘણી વાર સ્મૃતિ-ધર્મોની ડહાપણભરી મર્યાદાઓનું પણ ઉલ્લઘન કરવા તરફ ખેંચી ગયુ આમ તેમનુ સ્વકર્માચરણ પણ જનતાને ઝાઝુ માર્ગદર્શક થયુ નહિ ઊલટુ, તેમનામાના કેટલાકના જીવન પરથી લોકોએ એમ જ માન્યુ કે, શ્રેયાર્થી અને સસારીનો માર્ગ જુદો જ હોવાથી, જે માણસ સસારની પ્રવૃત્તિઓને શ્રેયાર્થી જીવનને અનુકૂળ કરવા પ્રયત્ન કરે છે, તે સમાજનું નુકસાન કરતો હશે અથવા દભ કરતો હશે

હજાર બારસો વર્ષ સુધી આવા અનુભવમાંથી પસાર થયેના હિંદુ સમાજને આ વિષયની ફરી વિચારણા કરવાની જરૂર હતી જ

લોકમાન્ય ટિળકે પોતાના ગીતાભાષ્ય દ્વારા એ વિચારનો આરંભ કર્યો. 'નિષ્કામતા'ની શરત પૂરી પડે તો સ્વકર્માચરણ, સંન્યાસની અપેક્ષા વિના, સંસિદ્ધિનું પૂર્ણ સાધન બની શકે છે, એવો ગીતાના ઉપદેશનો સાર છે એટલું જ નહીં, પણ તે પર જ ગીતાનો વધારે ભાર છે, એમ તેમણે સમજાવ્યું.

પણ નિષ્કામતા એટલે શું? એનું આધ્યાત્મિક સ્વસંવેદ્ય રૂપ શું, અને બાહ્ય વ્યાવહારિક રૂપ શું? સમાજનાં વિવિધ કર્મોમાં તેનો અમલ કરવા માટે કઈ મર્યાદાઓ અને ધર્મોનું પાલન આવશ્યક છે? એ બધી તપસીલો ઉમેરવાની બાકી રહે છે. 'નિષ્કામતા' એવી સૂક્ષ્મ વસ્તુ છે કે, આવી તપસીલો છતાંયે માણસ પોતાને છેતરી શકે, તપસીલોનું રતીભાર વધારે પડતું પાલન કરતાં છતાં સકામકર્મી હોઈ શકે. તો પછી તેવી તપસીલો ન હોય ત્યારે સામાન્ય બુદ્ધિનો શ્રેયાર્થી સ્વકર્માચરણ દ્વારા સંસિદ્ધિની આશા રાખે એ બાહુબળથી દરિયો તરી જવાની આશા રાખવા બરાબર ગણાય. ભૌતિક સુખો પાછળ પડેલા અને સાચ-જૂઠની પરવા કર્યા વિના, લડાઈ-ટંટા-હરીફાઈ તથા સર્વે પ્રકારનાં છળકપટનો આશ્રય કરી, ભૌતિક સ્વાર્થ અને સુખ શોધતા માનવસમાજમાં, સ્વકર્મ દ્વારા, એટલે કે, પોતાનાં અને સમાજનાં ભૌતિક સુખોને જ મુખ્યત્વે વધારવાને પ્રયત્ન કરનાર માણસને શ્રેયની સિદ્ધિ કેમ થઈ શકે? લોકમાન્યે જૂના વિચારોમાં પરિવર્તન કરાવનારું બીજારોપણ તો કર્યું પણ તેને અનુસરી કર્મમાર્ગનું આ જમાના માટેનું આવશ્યક શોધન કરી દેખાડવા જેટલું તે જીવ્યા નહિ.

એ આરંભ ગાંધીજીએ કર્યો. અથવા વધારે ચોક્કસપણે કહીએ તો આરંભ કર્યો સદ્‌ગત ગોખલેએ અને વિકાસ કર્યો ગાંધીજીએ. એમણે આ જમાનાના હિંદી સમાજજીવનમાં અનેક ઊણપો અને દુઃખોનું સામટું દર્શન કર્યું. અને તે દરેકના ઉકેલ માટે જુદા જુદા પ્રકારની સત્ય, અહિંસા અને યમ-નિયમો પર આધાર રાખનારી સેવાઓ — રચનાત્મક કાર્યક્રમની સંસ્થાઓ — ઉત્પન્ન કરી. પચીસ

વર્ષના ગાળામાં તેમાંની ઘણીક 'સ્વપસેવા', 'ખડી સેવા' અને ધધો ત્રણે ભૂમિકાઓમાંથી પસાર થઈ, અને એકી વખતે ત્રણે પ્રકારના મેવકોનું કર્મક્ષેત્ર બની એમાથી સ્વકર્મયોગ કેવી રીતે 'સેવા'નું અથવા શ્રેયનું સાધન મટી જઈ, 'ધંધા'નુ અથવા પેટભરુ વેપારનું સાધન બની જાય છે, તેનું નિરીક્ષણ કરવાનુયે મળ્યુ શ્રી આપ્પાસાહેબે પોતાના નિરીક્ષણનો લાભ આ પુસ્તક દ્વારા આપણને આપ્યો છે સમાજોપયોગી કર્મમાર્ગમાં રહીને મનુષ્ય કઈ રીતે તેને સ્વપરશ્રેયનુ સાધન બનાવી શકે, તેનું એમણે જાણે એક દર્શન અને તેનું ભાષ્ય જ રચ્યુ છે

એ ભલે સર્વાંગપૂર્ણ ન હોય, એમના કેટલાક વિચારો ફરી વિચારવા જેવા હોય એમ પણ બને, પણ કર્મ દ્વારા સસિદ્ધિનો રીતસર માર્ગ રજૂ કરવાની એ શરૂઆત કરે છે સમાજનો કોઈ પણ ધધો પોતાના ભૌતિક સુખો વધારવા માટે કરવો તથા પોતાને વધારેમા વધારે ભૌતિક સુખો પ્રાપ્ત થાય એ રીતે કરવો, અને તેને સમાજજીવનની કોઈ સાચી ઊણપ અથવા દુ ખ દૂર કરવા માટે કરીને અમુક એક મર્યાદામા રહી તેમાથી નિર્વાહ મેળવવો—એ બેની વચ્ચે જે ભેદ છે, તે સ્વકર્મચ્છદ અને સ્વકર્મયોગ એ બે વચ્ચે છે શ્રી આપ્પાસાહેબનુ ભાષ્ય સપૂર્ણ ન હોય તોયે, એટલું બતાવવા માટે પૂરતું છે કે, સમાજજીવનની ઊણપ કે દુ ખ દૂર કરનાર કોઈ પણ ધધો જો 'સેવાધર્મ' સમજીને ચલાવવામા આવે, તો તે સ્વકર્મયોગ બની શકે. તેથી ઊલટુ 'સેવા'રૂપે મનાયેલી આજની કોઈ પ્રવૃત્તિ જો પોતાના ભૌતિક સુખો વધારવા માટે જ કરવામા આવે, તો તે પણ એક 'ધધો' જ બની જાય તેથી આ પુસ્તક માત્ર 'સેવકો' માટે જ છે, એમ રખે કોઈ માને

હું આશા રાખુ છુ કે, 'સેવકો' તથા બીજા વાચકો પણ આ પુસ્તક વાચશે અને આ માર્ગને વધુ સ્પષ્ટ અને ઉજ્જવલ કરશે

સેવાગ્રામ
૨૯–૩–૪૫

## ૧

# સેવા શા માટે કરવી?

**સેવાના રૂઢ પ્રકાર:** 'દેશસેવા' કરવી એ આજકાલ સર્વમાન્ય અને મોટે ભાગે રૂઢ કાર્યક્રમ થયેલો છે. દેશસેવા સિવાય પણ સેવાના બીજા અનેક પ્રકારો આજે પ્રચલિત છે: દા. ત સમાજસેવા, જ્ઞાતિસેવા, હરિજનસેવા, આદિવાસીઓની સેવા, દલિતસેવા, મજૂરસેવા, ગ્રામસેવા, રક્તપિત્તીઓની સેવા, ગોસેવા ઇત્યાદિ. ઉપરાંત, અનેક જાતનાં સ્વયંસેવક મંડળો અને સેવા સમિતિઓ ઠેકઠેકાણે જોવામાં આવે છે. આ બધા નાના મોટા સેવકો પોતપોતાની ઢબે સેવાકાર્યમાં મગ્ન હોય છે. પોતાના નામના પાટિયાં લટકાવનારા આ મુખર અથવા સંગઠિત સેવકોથી અનેક ગણા એવા અનામિક કે અજ્ઞાત રહીને સેવા કરનારા મૂક સેવકો ઠેર ઠેર વીખરાયેલા હોય છે. દુનિયામા જેમ સ્વાર્થવૃત્તિ સર્વવ્યાપી છે તેની જ રીતે આ સેવાવૃત્તિ પણ સાર્વત્રિક છે એમાં શંકા નથી

**મિશ્ર હેતુ** આમાની ઘણી સેવા શોખને ખાતર, રમૂજને કે મનવિનોદનને માટે, લોકોની નજર આગળ દમામથી મહાલવા માટે, પ્રસિદ્ધિના લોભથી, જિજ્ઞાસા માટે, કોઈ એક મહાન સંઘ કે સંસ્થાના સભ્ય કે ઘટક હોવામા લાગતી મોટાઈને ખાતર, બીજાઓના અનુકરણથી અને ક્યારેક તો લોભ, ઈર્ષ્યા, મત્સર વગેરે મનોવિકારોથી પ્રેરાઈને તેમ જ બીજા અનેક પ્રલોભનોને વશ થઈને કરવામા આવે છે, એ વાત સાચી. તેમ છતા ઘણી સેવા કેવળ સહજ પ્રવૃત્તિથી, સ્વાભાવિક વલણને લીધે, રહેવાતુ નથી એટલા માટે, સાચી લાગણીથી તેમ જ પોતે સેવા કરી રહ્યા છીએ એવા સાભિમાન ભાન વિના થાય છે એ વાત પણ કબૂલ કરવી જોઈએ અમુક ચોક્કસ વખતે ઉપર

જણાવેલા હેતુમાંથી કોઈ એક જ હેતુ કાર્યની પાછળ હોય છે, એવું પણ નથી હોતું. અનેક હેતુઓનું મિશ્રણ જુદા જુદા પ્રમાણમાં થયેલું જોવામાં આવશે. તેમ છતાં 'શુદ્ધ સેવા' કરીને એક વસ્તુ તો જરૂર છે. અસલ ધાતુ ખાણમાં હંમેશાં બીજી વસ્તુઓ સાથે ભળેલી અવસ્થામાં જ આવતી હોય, તેમ જ વહેવારમાં પણ આપણે તેની સાથે બીજી ધાતુઓ કે દ્રવ્યો કોઈ વિશિષ્ટ પ્રમાણમાં મેળવતા હોઈએ તોપણ એ ધાતુનું અમુક એક ચોક્કસ સ્વરૂપ આપણે કલ્પીએ છીએ અને તેના ગુણધર્મો નક્કી કરીએ છીએ. તે જ પ્રમાણે સ્વાભાવિક, શુદ્ધ કે અસલ સેવા વિષે જ આપણે વિચાર કરવાનો છે. તેનું સ્વરૂપ નિશ્ચિત કરવાનું છે, તેનો અર્થ કરવાનો છે, તેમ જ તેની ઉપપત્તિ બેસાડવાની છે.

**પશ્ચાત્તાપ**: "મારે બીજાની સેવા શા માટે કરવી જોઈએ," એવો પ્રશ્ન કાર્યકર્તાઓના મનમાં ઘણી વાર ઊઠ્યા કરે છે. સેવાકાર્ય કરતાં કરતાં સેવકને અનેક વાર નાસીપાસ થવાના પ્રસંગો આવે છે. આવો પ્રસંગ આવે ત્યારે મારે બીજાની સેવા શા માટે કરવી જોઈએ, એવો વિચાર તેના મનમાં આવે છે. પેટને ખાતર કે પગાર માટે બીજાની સેવા શા સારુ કરવી, એવો પ્રશ્ન ઊઠવાનો ઝાઝો સંભવ નથી હોતો; કારણ એ સેવા બીજાની નથી હોતી, પણ પોતાની જાતની જ હોય છે. પણ "ઘરનું ખાઈને નકામી પારકી પંચાત મારે શા સારુ કરવી," એવો વિચાર મારા પોતાના મનમાં ઊઠે તે પહેલાં જ મારાં સગાંવહાલાંઓ તેમ જ હિતચિંતકો તે મારા મનમાં ધુમાડી દે છે!

ઉપર કહ્યું તેમ શુદ્ધ અથવા સ્વાભાવિક સેવા, એ સેવાના ભાન વગરની, સહજ હોય છે. પણ સેવાના બીજા પ્રકારો એટલે બીજી વસ્તુઓ સેવા સાથે ભળી હોય એવા સેવાના પ્રકારો પણ શરૂઆતમાં એવા ભાન વિનાના હોય છે. કોઈ યુવક સહજસ્ફૂર્તિથી સ્વયંસેવક દળમાં દાખલ થાય છે; પણ આગળ જતાં બીજો કોઈ માણસ તેનો નાયક બને છે અને તેને તેની આજ્ઞાનું પાલન કરવું પડે છે ત્યારે, અથવા સેવકદળના કોઠામાં તેને પ્રમુખ સ્થાન મળતું નથી ત્યારે તેનો

ઉત્સાહભંગ થાય છે અને 'મારે શું કામ આ બધી પંચાતમાં પડવું જોઈએ,' એમ તે પોતાના મનમાં ને મનમાં બબડવા લાગે છે. દેશની ખાતર કેળવણી છોડી દેનારા, જેલયાત્રા કરનારા અથવા નોકરીમાંથી રાજીનામું આપનારા અનેક યુવકોને પાછળથી પસ્તાવો થાય છે અને તેમના મનમાં જાત જાતના વિચાર આવે છે "દેશભક્તિ એટલે બાઘાઈ તો નહીં હોય? અથવા તે એક મહત્ત્વાકાંક્ષાનો જ પ્રકાર હશે પોતાની મહત્ત્વાકાંક્ષા બર લાવવા માટે તેમ જ પોતાનું મહત્ત્વ વધારવા માટે આગેવાનો અમને ઉશ્કેરી મૂકે છે અને પોતાનું ઉદ્દિષ્ટ કાર્ય પાર પડતાં અમને દગો દે છે," ઇત્યાદિ જો એ આંદોલનને પરિણામે એ યુવક પોતે જ મોટી પદવીએ પહોંચે, તો તેની નિંદા દૃઢ પણ થાય છે પણ આવાં આગંતુક કારણોને લઈને દૃઢ થયેલી નિંદા દાંભિક હોવાની પણ પૂરતી ધાસ્તી રહે છે

ઉપરનો પ્રશ્ન બીજી રીતે પણ રજૂ કરી શકાય "મારે સ્વાર્થ-ત્યાગ શા માટે કરવો જોઈએ? પારકાના સુખને ખાતર મારે શું કામ મરવું? માનમાન્યતા, કીર્તિ મળે એટલા માટે? અથવા મારો ત્યાગ ભવિષ્યમાં થનારા લાભને માટે મૂડી તરીકે કામ આવે એટના માટે મારે ત્યાગ કરવો?"

**ત્યાગના દુષ્પરિણામ** સમાજસેવા તથા તેની સાથે સ્વાર્થત્યાગ કરનારા માણસને વખત જતાં તે ત્યાગ ભારે પડે છે અને તેથી તેનામાં એક જાતનું સ્પષ્ટ કે સૂક્ષ્મ ચીડિયાપણું પેદા થાય છે, એવું આપણા જોવામાં ઘણી વખત આવે છે કેટલાક લોકો તો તે માટે પસ્તાય છે અને અતિશય સ્વાર્થપરાયણ બનીને સેવાકાર્યની કાયમની વિદાય લે છે, એ પણ સમજ્યા પણ કેટલાક પોતાના અનુભવથી ડાહ્યા બનીને પોતે કરેલી માતાર્થનું સારું વાળવાના ઇરાદાથી સ્વાર્થસિદ્ધિ માટે પણ સેવાનું ઓઠું ચલાવે રાખે છે

આવા 'ત્યાગી' સેવકોને સમાજ વતી એમ કહેવાની જરૂર છે કે, "તમારી સેવા અમારે નથી જોઈતી, તેમ જ તમારો ત્યાગ પણ

અમારે જોઈતો નથી તમારે કષ્ટ ઉઠાવવાની જરૂર નથી અને અમારે પણ તાપત્રયની પીડા ન જોઈએ '

ને કે એમ પણ કહી શકાય કે "સ્વાર્થત્યાગ એ એક અનિષ્ટ વસ્તુ છે કોઈએ પણ સ્વાર્થત્યાગ કરવો, એ ઇષ્ટ કે વાજબી નથી"

તો શુ બધાએ પોતપોતાના જ સ્વાર્થમા ગચ્યાપચ્યા રહેવુ ? દુનિયાના બધા અનિષ્ટો તો આ સ્વાર્થ-સાધુપણાને લીધે જ આવી પડે છે

એટના માટે સ્વાર્થત્યાગ અથવા સેવા એટલે શુ તે શા માટે કરવી જોઈએ એનો ખુલાસો થવાની જરૂર છે

**માતાની અવશ્યસેવા** સ્વાર્થત્યાગનો અથવા સેવાનો સર્વશ્રેષ્ઠ નમૂનો કે આદર્શ બાળક માટે કષ્ટ વેઠતી માતાનો છે માતા બાળક માટે રાતદિવસ અવિશ્રાત મહેનત કરે છે બાળકો તે માટે તેનો ઉપકાર માનતા નથી ઊલટુ તેના ઉપર જ ચિડાય છે તેનુ અપમાન કરે છે પણ માતાને મન તેનું કાઈ દુ ખ નથી તે જ જો તેના સાવકા છોકરા હોય તો આ લોકોનું હું આટલુ કરુ છુ પણ એમનામા જરાય કૃતજ્ઞતા છે કે ? આ લોકો તો ખાય તેનુ જ ખોદનારા છે ! આવા આવા વિચાર અને ઉદ્ગાર તે હમેશ વ્યક્ત કરે છે ટૂકમા આપણી સાવકી માની સ્થિતિ ઉપર જણાવેલા પસ્તાવામા પડેલા આપણા દેશભક્તના જેવી જ હોય છે સગી માને પોતાના બાળકો માટે પોતે આટઆટલુ કરે છે એનુ ભાન પણ નથી હોતું ઊલટુ પોતાના બાળકો માટે હરકોઈ પ્રકારની મહેનત કરતી વખતે તે પોતાની જાતને ભૂલી જાય છે દિવસ ઊગ્યો ક્યારે અને આથમ્યો ક્યારે એનુ પણ તેને ભાન રહેતુ નથી સેવામા તેને એટલો આનદ આવે છે કે એ આનદમા જ તે મગ્ન રહે છે એથી ઊલટુ સાવકી મા પોતાના સાવકા બાળકો માટે જરા સરખુ કષ્ટ ઉઠાવે તો તે પણ તેને સારી પેઠે જણાય છે અને તેથી સવાગણુ ફળ પોતાને મળવુ જોઈએ, એવી તેને અપેક્ષા હોય છે અને—કુદરતના નિયમને અનુસરીને

જ—જ્યારે તે પોણા ભાગ જેટલું જ મળે છે, ત્યારે તેને અંગે અંગે ઝાળ લાગે છે. સગી મા શરૂઆતથી આખર સુધી આનંદ જ આનંદ મેળવવા પામે છે; જ્યારે સાવકીને નસીબે સતત કષ્ટ ભોગવવાનું જ આવે છે.

આ તફાવતનું કારણ બંનેની વૃત્તિઓમાં અથવા દૃષ્ટિઓમાં છે, એ સહેજે સમજાય તેવું છે. માતા જ્યારે બાળકોની સેવા કરે છે, ત્યારે પોતે કોઈ પારકાની સેવા કરે છે, એવી કલ્પના પણ તેનામાં નથી હોતી. તે પોતાની જ સેવા કરતી હોય છે. પોતાની જાતની મળશુદ્ધિ કરવામાં જેમ કોઈને ખટકતું નથી, તે જ પ્રમાણે તેને પણ પોતાનાં બાળકની મળશુદ્ધિ કરતી વખતે કશું લાગતુ નથી. એટલું તો શું, બાળક તેના શરીર ઉપર ઝાડે ફરે કે પેશાબ કરે તોપણ તેને કંઈ લાગતું નથી.

ના, ઊલટું તેને આનંદ જ થાય છે! 'धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति' (બાળકના શરીર પરની ધૂળથી મલિન થનારાં માબાપ ખરેખર ધન્ય છે.)* બાળકો માટે કષ્ટ વેઠવામાં માતાને આનંદ આવે છે. તેને તેમાં ધન્યતા લાગે છે. પોતાની સેવાનુ ફળ મળે તે માટે તેને રાહ જોવી પડતી નથી. તે તેને તે જ ક્ષણે—બલ્કે કંઈક અગાઉથી જ—મળી જાય છે. સેવા કરવાની તક એ જ તેની બક્ષિસ, એ જ તેના જીવનનું સાર્થક્ય.

**सेवा = आत्मविस्तार**: પોતાના દેહની સેવામાં જે ધન્યતા માતાને લાગતી નથી તે પોતાનાં બાળકોની શુશ્રૂષામાં લાગે છે. એટલે બાળકોની સેવા અને પોતાની જાતની સેવા, એ બેમાં માતા ભેદ કરતી નથી, એમ જે ઉપર કહ્યું છે, તે સર્વાંશે સાચું નથી. ભેદ હોય છે, અને તે એ હોય છે કે, બાળકોની સેવા એ પણ સ્વ-સેવા હોય

*એમ કહે છે કે, કવિકુલગુરુ કાલિદાસના शाकुंतल નાટકમાંની આ ઉક્તિ વાંચીને જર્મન કવિ ગેટે હર્ષથી નાચવા લાગ્યો હતો.

તોપણ તે 'સ્વ' વધારે વિસ્તૃત કે વ્યાપક હોય છે, અને આ સ્વ-વિસ્તાર જ અત્યંત આનંદદાયી હોય છે

પરણેલી સ્ત્રીને વંધ્યાવસ્થામાં, એટલે બાળક થતાં પહેલાં, મરણ આવવું ન જોઈએ, એમ કહે છે. વિવાહિત સ્ત્રી કુમારિકા કરતાં શ્રેષ્ઠ છે એવી પણ માન્યતા રૂઢ છે આ માન્યતાઓ એક વિશેષ દૃષ્ટિથી યથાર્થ છે વિવાહિત સ્થિતિ વિવાહ પહેલાંની સ્થિતિ કરતાં વધારે ઉન્નત અવસ્થા છે કેવળ પોતા પૂરતો જ વિચાર કરવાને ટેવાયેલા બે જીવો પોતપોતાનુ અલ્પ સ્વત્વ એકબીજાને અર્પણ કરે છે, પોતાની જાતને માટે જીવનારાં યુવક અને યુવતી બીજાને માટે જીવવા, બીજાના સુખમા જ પોતાનું સુખ ખોળવા શીખે છે અને તેમ કરીને બંને પોતપોતાની સમૃદ્ધિ અને સમુન્નતિ સાધે છે બંનેનું સ્વત્વ વધારે વિસ્તૃત, વધારે વિશાળ, વધારે સમૃદ્ધ અને સમુન્નત બને છે આ દૃષ્ટિથી કુમારિકા કરતાં પત્ની અને કુમાર કરતાં પતિ શ્રેષ્ઠ ગણાય. અને એ જ દૃષ્ટિથી સંતાનવાળી સ્ત્રી વંધ્યા કરતાં શ્રેષ્ઠ ગણાય — પછી એ અપત્ય જન્મતાંવેંત મરણ પામે તોય કશી હરકત નથી.* કેક ગઈ કાલ સુધી જે તરુણી આળસુ, મિજાજખોર, ને રમતિયાળ હતી તે માતાની પદવીએ પહોંચતાવેંત તેનો સ્વભાવ ધરમૂળથી બદલાઈ જાય છે ગરમી ફારનહીટના ૩૨° પર પહોંચતાં જ પથ્થર જેવા કઠણ બરફનુ એક ક્ષણમાં પ્રવાહી પાણી બની જાય છે, તે જ પ્રમાણે આ નવ-માતાનો બધો મિજાજ એક ક્ષણમાં ઓગળી જાય છે અને તે અન્ય જીવ માટે જીવવા તેમ જ મરવા તૈયાર થાય છે. કેવળ સ્ત્રીને નાતે તે ભલે શૂદ્ર હો, પણ માતાને નાતે તે ખરેખર ધન્ય છે, ત્રિભુવનવંદ્ય છે!

---

* "हाय पलमिठो मेराहा । वर्षा पते मरवारा । मत पूछे"

ઉપરના લખાણમાં સંતાનહીન સ્ત્રીને ઉતારી પાડવાનો બિલકુલ ઇરાદો નથી. સંતાન ન હોવું એ ખામી ગણાય, તો તે શારીરિક ખામી કહેવાય. અને એ ખોટ પત્નીની હોવાને બદલે પતિની પણ હોઈ શકે. વળી, માતા કરતાં સંન્યાસિની સ્ત્રી શ્રેષ્ઠ છે, એમ અમે આગળ કહ્યુ છે. (જુઓ પા. ૧૪)

અપત્યસંગોપન એ સ્વાર્થત્યાગ અને સેવાનો અમલ નમૂનો છે એ ઉપરથી આપણે સ્વાર્થત્યાગનો અર્થ નક્કી કરી શકીએ છીએ સ્વાર્થત્યાગમાં ત્યાગ એ કેવળ દેખાવ પૂરતો છે અથવા તે એક સગવડની ભાષા છે સ્વાર્થત્યાગ એટલે સ્વાર્થ-સાધન જ હોય છે! માત્ર એ સ્વાર્થ વધારે ઊંચી કોટિનો અને તેમાંનો 'સ્વ' વધારે વિશાળ હોય છે ટૂંકમાં સ્વાર્થત્યાગ એટલે આત્મવિસ્તાર, વધારે વિસ્તૃત સ્વની શોધ

એટલે હવે સેવા શા માટે કરવી અને કોની કરવી, સ્વાર્થત્યાગ શા માટે કરવો અને કોને માટે કરવો, એનો ઉકેલ સહેજે મળી જાય છે. નાના સ્વએ મોટા સ્વની સેવા કરવી જોઈએ, તેને માટે સ્વાર્થત્યાગ કરવો જોઈએ અને તેમ કરીને પોતાનું શ્રેય પ્રાપ્ત કરવું જોઈએ અલબત્ત, આમાં કહેલી સેવા કે ત્યાગ એ નામના જ છે. સેવા કરવી એટલે મોટા બનવું, અને લઘુતાનો ત્યાગ કર્યા વિના મહાન બની જ ન શકાય કૉલેજમાં દાખલ થવા માટે શાળાનો ત્યાગ કરવો પડે છે, ગૃહિણી થવા માટે પિયરનો ત્યાગ કરવો પડે છે સ્વાર્થત્યાગનો અર્થ તે આ જ

**एकतानी भावना ए ज सेवानो पायो :** ત્યારે સેવા કરવી તે કોની? જેને વિષે પ્રેમની લાગણી હોય તેની જ સેવા કરવી ઘટે અને પ્રેમ એટલે એકતાની ભાવના હું અને મારા પ્રેમનો વિષય બંને એક જ છીએ, અમારા સુખદુઃખો એક જ છે, એવી માન્યતા પ્રેમની પાછળ હોય છે માતાને પોતાના સંતાનને વિષે પ્રેમ અથવા આત્મીયતા હોય છે પોતપોતાના કુટુમ્બીઓ વિષે લગભગ બધાને જ આત્મીયતાની લાગણી હોય છે, માત્ર કુટુમ્બમાં કોની ગણના કરવી એ બાબત જુદા જુદા લોકોની દૃષ્ટિ ભિન્ન હોય છે દાખલા તરીકે, ઘરડી ડોશીમાને પોતાનાં દીકરાદીકરીઓ, પૌત્રપૌત્રીઓ, ભાણેજભત્રીજા તેમ જ પ્રપૌત્રો અને પ્રપૌત્રીઓ — બધાં જ પોતાના છે એમ લાગે છે, અને તેથી તે બધાંને માટે તે દરેક જાતનાં કષ્ટ ઉઠાવે છે છતાં તેમાં પોતાનું કાંઈ નુકસાન થયું છે, અથવા પોતે કોઈ સ્વાર્થત્યાગ કર્યો છે એમ તેને લાગતું નથી.

ઊલટું, તેની પુત્રવધૂને પોતાની જેઠાણી કે દેરાણીનાં છોકરાં માટે કોઈ કષ્ટ ઉઠાવવાં પડે તો તેને તે સાલ્યા વિના રહેતાં નથી.

કેટલાક લોકોને પોતાની જ્ઞાતિ વિષે અથવા જમાત વિષે આત્મીયતાની લાગણી હોય છે, અને તેઓ તેથી જ્ઞાતિસેવા કરવા પ્રવૃત્ત થાય છે. વળી કેટલાક દેશસેવાને પોતાનું ધ્યેય બનાવે છે. તો કેટલાક મોટા મનના સદ્‌ગૃહસ્થોમાં વિશ્વકુટુમ્બની ભાવના હોય છે. ગીતાએ તો "सर्वभूतात्मभूतात्मा" અને "सर्वभूतहिते रतः" (ભૂતમાત્રને વિષે આત્મીયતાની લાગણી ધરાવનારો અને સર્વ પ્રાણીઓના કલ્યાણને માટે સતત પ્રયત્ન કરનારો) એવું યોગીનું વર્ણન કર્યું છે. અને આવો યોગી એ જ આદર્શ સેવક છે. જેમ પરમેશ્વરની એટલે કે एकमेवाद्वितीय એવા વિશ્વના સર્જનહાર ગુણાતીત ઈશ્વરની ભક્તિ એ જ સાચી ભક્તિ છે; બીજા તેત્રીસ કરોડ દેવો પૈકી પોતપોતાની રુચિ પ્રમાણે અથવા શિરસ્તા પ્રમાણે કોઈ શંકરને તો કોઈ વિઠોબાને, કોઈ હનુમાનજીને તો કોઈ મહાકાળીને ભજનારા વિવિધ શ્રદ્ધાવાળા ભક્તો હોય તોપણ તે બધાની ભક્તિનું અંતિમ નિધાન કે આધાર આખરે પરમેશ્વર જ હોય છે; તે જ પ્રમાણે પોતાના પ્રિયતમની, પોતાનાં છૈયાંછોકરાંની, સગાંવહાલાંની, ઇષ્ટમિત્રોની, જ્ઞાતિબંધુઓની, સમાજની, ગામની, દેશની કે સમગ્ર માનવજાતિની સેવા કરનાર સેવકનું અંતિમ ઉપાસ્ય દૈવત ભૂતમાત્ર એટલે બધાં જ પ્રાણીઓ અથવા પરમેશ્વર જ હોય છે. એ સ્પષ્ટપણે હોય છે એમ નથી હોતું, પરંતુ એવું હોવું જોઈએ.

**જ્ઞાનની આવશ્યકતા:** જ્ઞાન-ભક્તિ-કર્મ એ સાધનાની સાંકળ છે. સેવાનો સમાવેશ કર્મમાં થાય છે એ દેખીતું જ છે. મુંબઈની સોશ્યલ સર્વિસ લીગે (સમાજ સેવા સંઘે) સ્વીકારેલો ધ્યાનમંત્ર "नो, लव्, सर्व्" (જાણો, ચાહો, સેવા કરો) આ સાધનાના માર્ગને અનુરૂપ જ છે. સેવામાર્ગનું અનુશીલન કરવા માટે યોગ્ય માહિતીની, જ્ઞાનની અથવા દૃષ્ટિની આવશ્યકતા હોય છે. તેની સાથે જ ભક્તિ અથવા યોગ્ય પ્રેમ પણ જોઈએ. પ્રેમ એટલે મોહ અથવા ઉમળકો સમજવાનો

નથી, પણ વિવેકયુક્ત, નિષ્પક્ષપાત અને અનાસક્ત નિષ્ઠા એવો તેનો અર્થ કરવાનો છે આવી જ્ઞાનભક્તિમાથી સેવા અથવા સત્કર્મ નિષ્પન્ન થાય જ જ્ઞાન ભક્તિ કર્મ, એ ક્રમ વિવેચન અથવા વિચારની સગવડ માટે જ કેવળ રાખ્યો છે પ્રથમ પૂર્ણ જ્ઞાન, પછી પૂર્ણ ભક્તિ અને તે પછી સત્કર્મ એમ એક પછી એક ક્રમશ નિર્માણ થાય છે એમ મુદ્દલ માનવાનુ નથી જ્ઞાન ભક્તિ કર્મ એ ત્રણમાનો દરેક ઘટક પોતપોતાની રીતે સ્વતત્ર, પણ તેની સાથે જ બીજાઓને પોષક તેમ જ બીજાઓ પાસેથી પોષણ મેળવનારો હોય છે જ્ઞાન ભક્તિ વિના પણ સત્કર્મ થઈ શકે છે અને એ સત્કર્મને લીધે ભક્તિ વધારે પ્રગલ્ભ બને છે અને સમ્યગ્ દૃષ્ટિ પણ પ્રાપ્ત થાય છે તે જ પ્રમાણે જ્ઞાન વિના પણ ભક્તિ મળી આવે છે અને તે એક તરફથી સત્ય જ્ઞાનને અને બીજી તરફથી સત્કર્મને પોષક બને છે તેમ છતા તેનો સપૂર્ણ વિકાસ થાય તે માટે જ્ઞાનની આવશ્યકતા હોય છે, તેમ જ સત્કર્મ વિના તે વાઝણી રહે છે ભક્તિ સેવા રહિત જ્ઞાન અથવા જાણકારી, હોઈ શકે છે — ન કે આવી જાતની નાદાન જાણકારી જ દુનિયાની અનેક આપત્તિઓનુ મૂળ છે — પરન્તુ ભક્તિ-સેવા વિના જ્ઞાનનુ સાર્થકય સભવતુ નથી અને જ્ઞાનદીપને અભાવે ભક્તિ અને કર્મ અરણ્યમા અટવાઈને ભૂલા પડવાની ધાસ્તી હોય છે આને આત્મોન્નતિની સાકળ કહેવા કરતા ત્રિવેણી કહેવી વધારે ઉચિત છે તેથી સેવક જ્ઞાની હોવો જોઈએ, તેમ જ ભક્ત પણ હોવો જોઈએ

## ૨

# પ્રેમનો વિકાસ

**આત્મવિસ્તારની ઉત્કટતા** મર્યાદિત સ્વાર્થ એટલે કે કેવળ પોતાના શારીરિક સુખની પાછળ પડતો હોય એવો માણસ ભાગ્યે જ મળી આવે માણસ સમાજપ્રિય અને સમાજનિષ્ઠ પ્રાણી છે તેને એકલવાયુ જીવન ગમતુ નથી સોબત કે સાથી વિના તેના જીવનમા પૂર્ણતા આવતી નથી અને તેથી જ કોઈની પણ સોબત વિના માણસને ચેન પડતુ નથી દુષ્ટમા દુષ્ટ માણસને પણ પોતાની જાત ઉપરાન્ત બીજી કોઈ પણ વ્યક્તિ ઉપર પ્રેમ કરવાનુ, તેને સુખી કરવા માટે તનતોડ પ્રયત્ન કરવાનુ, આવશ્યક લાગે છે પ્રેમ કરવા માટે કોઈ માણસ ન મળે તો છેવટે એકાદ કૂતરા કે બિલાડી ઉપર પ્રેમ કર્યા વિના, તેની બધી રીતે સેવાચાકરી કર્યા વિના, અથવા લાડ લડાવ્યા વિના તે રહેશે નહિ

ટૂકમા, હરકોઈ માણસ પોતાની સ્વ-ભાવના પોતાના સાડા ત્રણ હાથ દેહને વટાવીને વિસ્તૃત થાય તે માટે પ્રયત્ન કરે છે આ તેનો સ્વભાવ જ છે આ બધુ તેના સ્વ-રૂપને અનુસરીને જ બનતુ હોય છે માણસનો જીવ અથવા આત્મા એ મૂળે શિવસ્વરૂપ છે, તેને કોઈ દેહમા પૂરવામા આવે તોય ત્યાં તે નિરાંતે રહી શકતો નથી, દેહની મર્યાદાઓ ઓળગીને વિસ્તીર્ણ ક્ષેત્રમા સ્વૈરસચાર કરવાની પોતાની સ્વાભાવિક ઉત્કટતાને તે દબાવી દઈ શકતો નથી આ ઉત્કટતાનું જ નામ પ્રેમ છે અને એ પ્રેમનું રૂપ તે સેવા

**પ્રગતિના ટપ્પા** પણ આ પ્રેમની વિવિધ કોટિઓ, પગથિયા અથવા અવસ્થાઓ હોય છે મહાન ઇટાલિયન દેશભક્ત જોસેફ મૅઝિની પોતે એક બ્રહ્મચારી જ હતો, છતા તેણે એક ઠેકાણે બહુ

જ માર્મિક રીતે કહ્યુ છે કે, "માતાનુ પવિત્ર ચુંબન બાળકને પ્રેમનો પહેલો પાઠ આપે છે પોતાની પ્રિયતમાના પહેલા પવિત્ર ચુબનને પરિણામે યુવાનના મનમા જીવન વિશે શ્રદ્ધા જાગ્રત થાય છે" એક રીતે આ સાચુ પણ છે, પરન્તુ પ્રેમ એટલે આસક્તિ, પ્રેમ એટલે મોહ, લાગણીનો ઉમળકો અથવા વિકાર નથી પ્રત્યક્ષ વહેવાર-મા જોવામા આવતા પ્રેમના નમૂના એ આવા ઉમળકાના સ્વરૂપના હોય છે એ વાત સાચી માતાના પ્રેમની બરોબરી બીજી કઈ વસ્તુ કરી શકે? તેમ છતા એ પણ આદર્શ પ્રેમ ન ગણાય, આદર્શ પ્રેમ તરફ પ્રગતિ કરવાનો તે એક જોશીલો પણ અણઘડ પ્રયત્ન છે, અથવા કહો કે પ્રેમની પાઠશાળામાનો તે પહેલો પાઠ છે માતૃપ્રેમ, બધુપ્રેમ, મિત્રપ્રેમ, પતિપત્નીપ્રેમ એ બધા આત્મવિકાસના માર્ગના પ્રાથમિક ટપ્પા છે, પણ એમાથી એકે અતિમ ઉદ્દિષ્ટ નથી આ ટપ્પા આગળ પહોચ્યા પછી આપણે અતિમ લક્ષ્ય હાસલ કરી લીધુ એવી ભાવનાથી ત્યા જ રોકાઈ જઈએ તો આપણી સ્થિતિ "ज्ञातलवदुर्विदग्ध" ના જેવી (અલ્પ જ્ઞાનથી ભાન ભૂલેલા માણસ જેવી) થાય પ્રેમનો પ્રવાહ સતત આગળ ને આગળ વહેતો રહેવો જોઈએ કુટુમ્બથી આગળ વધીને સગાવહાલાઓ તરફ, ઇષ્ટમિત્રો તરફ, આડોશીપાડોશીઓ તરફ, ગ્રામ-જનો તરફ, જ્ઞાતિબધુઓ તરફ, દેશબાધવો તરફ, અખિલ માનવજાતિ તરફ અને આખરે ભૂતમાત્ર તરફ આગળ ને આગળ વહેતો રહેવો જોઈએ તે જો વચ્ચે જ અટકી જાય તો બધિયાર પાણીની જેમ કલુષિત અને અનર્થકારી પણ થવાનો સભવ હોય છે

પત્ની માતા ધન્ય છે એમ આપણે ગયા પ્રકરણમા કહ્યુ, અને તે સાવ સાચુ છે પહેલા ધોરણમા પાસ થઈને બીજા ધોરણમા જનાર બાળક જરૂર અભિનદનને પાત્ર છે, એમ એ ની ડિગ્રી મેળવનાર જેટલો જ પાત્ર છે પણ બીજા ધોરણમા પ્રવેશ કરવો એટલે વિદ્વત્તાની અતિમ મર્યાદા આવી ગઈ એમ એ બાળક તેમ જ પેલો પદવીધર બન્ને સમજે તેઓ પોતપોતાની વિદ્યાની ઉપાસના

અખંડ ચાલુ રાખે એ જ યોગ્ય છે. એ જ ન્યાયે પોતાનાં બાળબચ્ચાંના ભરણપોષણ માટે રાતદિવસ કષ્ટ ઉઠાવનારાં માતપિતા આદરને પાત્ર હોય તોપણ તેઓ નિઃસ્વાર્થપણાની અંતિમ મર્યાદાએ પહોંચ્યાં એમ ન કહેવાય; બલ્કે, તેમની આ કુટુમ્બસેવા તેમના પોતાના જ શ્રેષ્ઠ કર્તવ્યને બાધક પણ થઈ શકે. બલ્કે, આપણો પ્રત્યક્ષ અનુભવ પણ એવો જ છે કે, પોતાનાં બાળકોની નિષ્ઠાપૂર્વક સેવા કરનારાં માતપિતા પારકાનાં બાળકોને ત્રાસ આપવામાં પણ આઘુંપાછું જોતાં નથી. વાંઝણી સ્ત્રી કરતાં માતા શ્રેષ્ઠ હોય તોપણ સંન્યાસિની માતા કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠ છે; કારણ તે જગદંબા એટલે આખા જગતની માતા છે. ઈશુ ખ્રિસ્ત વિશે એમ કહેવામાં આવે છે કે એક વખત તે જ્યારે ધર્મપ્રવચનો કરતો ફરતો હતો ત્યારે તેની માતા તેને મળવા આવી. "તમારાં બા તમને મળવા આવ્યાં છે," એમ કોકે આવીને ઈશુને કહ્યું એટલે તે તરત બોલી ઊઠ્યો, "મારાં બા! હું બા કોને કોઈને ઓળખતો નથી!"

**પ્રેમનાં પગથિયાં:** અપત્યપ્રેમ, બંધુપ્રેમ, મિત્રપ્રેમ એ પ્રેમનાં ચડતાં પગથિયાં છે. પણ પગથિયાં જેમ ઉન્નતિનું, તેમ જ અવનતિનું પણ સાધન થઈ શકે છે. કોઈ પણ એક પગથિયા ઉપર ઊભો રહેલો માણસ ચડતો પણ હોય અથવા ઊતરતો પણ હોય. પ્રેમવિકાસની કોઈ પણ મર્યાદા કે ટપ્પો — કુટુંબ, ગામ, ન્યાત, દેશ વગેરે — પ્રગતિના એક ટપ્પા તરીકે સ્તુતિને પાત્ર ભલે ગણાય; પણ તે જ ઠેકાણે કાયમના ધામા નાખીને રહેવાની છૂટ કોઈને નથી. અને વળી એ મુકામ જો પીછેહઠનો હોય, — દેશ તરફથી જાતિ તરફ અથવા જ્ઞાતિ તરફથી કુટુમ્બ તરફ પાછા ફરવાનો હોય — તો તે વિશેષ શોચનીય અને વખોડવા લાયક છે.

આપણે જેને દુષ્ટ અથવા નિર્દયતાનાં કૃત્યો માનીએ છીએ તે પણ મૂળે પ્રેમમાંથી જ ઉદ્ભવે છે. એ પ્રેમ સંકુચિત હોય છે એટલું જ. ધાડપાડુ કે લુટારુ જ્યારે ધાડ પાડે છે અથવા લૂંટ મારે

મારામારી અથવા ખૂન કરવા પણ પ્રવૃત્ત થાય છે ત્યારે તે પણ મોટે ભાગે પ્રેમને લીધે જ થાય છે પોતાના બાલબચ્ચાને સુખ મળે અથવા પોતાની પ્રિયતમાની દાગીના માટેની હોંશ પૂરી થાય એવા (અલબત્ત, તેની દૃષ્ટિથી) નિસ્વાર્થ હેતુથી જ તે પ્રેરાયેલો હોય છે હિટલર બીજા રાષ્ટ્રોને ભલે રાક્ષસ જેવો લાગે, પરંતુ તે પણ પોતાના જર્મન રાષ્ટ્રને વૈભવની ટોચે લઈ જવાના 'ઉચ્ચ અને નિરપેક્ષ' હેતુથી જ પ્રેરાઈને પોતાની સુખસગવડો અથવા વ્યક્તિગત સ્વાર્થની જરાસરખી પરવા કર્યા સિવાય, અને પોતાનો જાન હથેળીમા લઈને અવિરત પ્રયત્ન કરી રહ્યો હતો જ્ઞાતિનિષ્ઠ આગેવાનો પણ જ્ઞાતિના હિતને માટે પોતાના 'સર્વસ્વની આહુતિ' આપવા માટે સદાય તત્પર હોય છે આવી રીતે, કુટુમ્બનિષ્ઠા, જ્ઞાતિનિષ્ઠા અને રાષ્ટ્રનિષ્ઠા એ આત્મીયતાના વિકાસના ટપ્પા છે કુટુમ્બનિષ્ઠા કરતા જ્ઞાતિનિષ્ઠા અને જ્ઞાતિનિષ્ઠા કરતા રાષ્ટ્રનિષ્ઠા ચડિયાતી છે એ સાચુ, પણ આવી સકુચિત નિષ્ઠામાથી — એ નિષ્ઠાઓ ગમેતેટલી વિસ્તૃત હોય તોપણ — અનર્થ જ પેદા થાય છે

**વ્યાપક કે સકુચિત?** નિષ્ઠા કેટલી વ્યાપક છે એ સવાલ મહત્ત્વનો નથી પણ એ નિષ્ઠાનુ મોઢુ કઈ બાજુએ વળેલુ છે, તે પ્રસરણશીલ છે કે સકોચશીલ છે, પૂર્વાભિમુખ છે કે પશ્ચિમાભિમુખ છે, એ સવાલ છે કારણ એક બાજુથી જે પ્રેમ જેવુ ભાસે છે તે બીજી બાજુથી જોતા વેર પણ હોઈ શકે છે પ્રેમના સિક્કાની બીજી બાજુએ દ્વેષની પણ છાપ હોય છે આવો વેરયુક્ત પ્રેમ એ સાચા પ્રેમનુ વિકૃત અથવા કલુષિત રૂપ છે પ્રેમનુ અથવા સેવાનુ ક્ષેત્ર ગમે તેટલુ મર્યાદિત હોય તોપણ વાધો નથી, પોતપોતાના ગજા પ્રમાણે કોઈ પોતાના કુટુમ્બની, કોઈ સગાવહાલાઓની, ઇષ્ટમિત્રોની, જ્ઞાતિની, ગામની, પચકોશીની, જિલ્લાની, પ્રાન્તની, અથવા રાષ્ટ્રની સેવા કરવાનુ કામ ઉપાડે તો તેમા કશુ અજુગતુ નથી આવી બધી સેવા સ્પૃહણીય જ છે, પણ આ નિષ્ઠા શ્રેષ્ઠ નિષ્ઠાને બાધક ન હોવી જોઈએ

આપણી જ્ઞાતિનિષ્ઠા જ્ઞાતિ-વ્યાપક હોવી જોઈએ, નહીં કે જ્ઞાતિ-સંકુચિત. પોતાના બાળક પરનો પ્રેમ ભત્રીજા કે ભાઈ વિશેના દ્વેષનું કારણ ન બનવો જોઈએ; ઊલટું જેવાં આપણાં છોકરાં તેવાં જ બીજાનાં, એ ખ્યાલથી બીજાનાં છોકરાંઓ ઉપર એટલી જ લાગણીથી પ્રેમ કરતાં શીખવાનું તે સાધન બનવું જોઈએ. મિત્રપ્રેમ એ પણ મનુષ્યમાત્ર વિશે મનમાં મિત્રબુદ્ધિ દૃઢ થાય તે માટેનો પાઠ આપનારો હોવો જોઈએ. 'नदीमुखेनैव समुद्रमाविशेत्' એ ન્યાયે જિલ્લાની કે પ્રાન્તની સેવાના માર્ગે જ આપણે દેશસેવા તરફ પ્રગતિ કરવી જોઈએ. પરંતુ દેશસેવા એ પણ એક સમુદ્ર જ છે, મહાસાગરનો તે એક અંશ જ ગણાય. આ મહાસાગર તે અખિલ માનવસમાજ. પરંતુ હિન્દી મહાસાગર, પ્રશાંત મહાસાગર, તેમ જ આટલાંટિક મહાસાગર વગેરે પણ વસ્તુત: એકબીજા સાથે જોડાયેલી એક જ વિશ્વસાગરની શાખાઓ છે. તે જ પ્રમાણે માનવસમાજ એ પણ ભૂતમાત્રનું એક અંગ જ છે. તેથી આપણાં પ્રેમની તેમ જ સેવાની પરિસમાપ્તિ સર્વભૂતહિતસાધનામાં જ થવી જોઈએ, અને તેની પહેલાંનો દરેક ટપ્પો એ અંતિમ સાધ્યનો અવિરોધી અને તેને પોષક એવો જ હોવો જોઈએ.

*आत्मा वाऽरे द्रष्टव्य:* અથવા અપત્ય, બંધુ, મિત્ર, દેશબાંધવ એ બધાં એ વિશ્વાત્માની પ્રતિમાઓ છે એમ માનીને જ તેમની ઉપાસના અથવા સેવા કરવી જોઈએ. પર્વતની ટોચે પડેલું પાણી જોકે શરૂઆતમાં ગટર, નાળિયું, વહેળો, નદી ઇત્યાદિમાં જઈને પડતું દેખાય છે, તોપણ તે પાણીનું અંતિમ ધ્યેય જેમ વિશ્વસાગર સુધી પહોંચી જઈને તદ્રૂપ થવાનું જ હોય છે અને એ ધ્યેયની સિદ્ધિ થાય તે માટે જ તે ગટર, નાળિયું, નદી વગેરેનો તેટલા પૂરતો આશ્રય લે છે, તે જ પ્રમાણે કુટુમ્બ, જ્ઞાતિ, રાષ્ટ્ર વગેરેની સેવાનો અંતિમ હેતુ—પછી એ હેતુ સેવકના મનમાં વ્યક્ત હોય કે અવ્યક્ત

હોય—વિશ્વાત્માની સેવા અને તેની સાથે તદ્રૂપતા સાધવાનો જ હોય છે. આને જ કેટલાક લોકો ઈશ્વરપ્રાપ્તિ અથવા આત્મદર્શન કહે છે. પતિ, પુત્ર, બંધુ, મિત્રો, એ બધાં ઈશ્વરનાં પ્રતિનિધિને નાતે જ પ્રેમ અને સેવાને પાત્ર છે. ઉપનિષદોમાં તો એમ સ્પષ્ટ કહ્યું છે કે, "न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति, आत्मनस्तु कामाय पतिः प्रियो भवति।" (પતિ પરનો પ્રેમ પતિમૂલક નથી હોતો, પણ પરમાત્મમૂલક હોય છે.) પતિની જેમ જ બાપ, ભાઈ ઇત્યાદિ પ્રિયજનોની બાબતમાં બધા પ્રેમનું મૂળ આત્મા અથવા પરમેશ્વર પોતે જ હોય છે એમ કહીને ઉપનિષદ્ આવો બોધ આપે છે કે, "आत्मा वाऽरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः"—એ પ્રિયતમ આત્માનું દર્શન કરો, શ્રવણ કરો, મનન કરો, ચિંતન કરો.

મૈત્રાયોગનું રહસ્ય પૂર્ણપણે સમજી લેવા માટે આપણે પણ જીવ, જગત અને ઈશ્વરનું સ્વરૂપ અને પરસ્પર સંબંધ જાણી લેવો જરૂરનો છે.

## ૩

## જીવ, જગત અને ઈશ્વર

**દેહની એકતા :** આપણા શરીરના જુદા જુદા અનેક અવયવો છે. આ અવયવો અને ભાગો બહારથી ભિન્ન અને અલગ દેખાતા હોય તોપણ તે બધા અંદરથી એકત્ર જોડાયેલા, પરસ્પરાવલંબી અને પરસ્પરપોષક હોવાથી એક રીતે એક જ છે એમ કહેવાય. હાથ, પગ, આંખ વગેરે જુદા જુદા અવયવો એક ટોપલામાં ભેગા કરીને મૂકીએ તો તેમનો દેહ નહિ બને, એ તો માત્ર એક ઢગલો થશે. ઢગલામાંની વસ્તુઓ પાસે પાસે હોય તોપણ પરસ્પરસંબદ્ધ નથી હોતી. આપણા શરીરનું તેમ નથી શરીરના જુદા જુદા ભાગો વચ્ચે અથવા અવયવો વચ્ચે અરસપરસ સંબંધ હોય છે તેમની એક વિશિષ્ટ રચના હોય છે,

એક જ તત્ત્વ (પ્રાણ) આખા શરીરમા સચાર કરતું હોય છે અને તેથી જ દેહ અનેક પેશીઓ, ગ્રથિઓ, અણુઓ વગેરેનો બનેલો હોય તોપણ તે એક હોય છે

આ જ ન્યાય બધી સજીવ વસ્તુઓને લાગુ પડે છે જીવતું ઝાડ એ એક છે તેને કાપીને તેના લાકડાનો એક મોટો ઢગલો કરીએ તો એ લાકડા એકત્ર હોવા છતા એક નથી હોતા ભિન્ન વસ્તુઓના અભિન્નત્વનો, અનેકમા રહેલી એકતાનો, આ એક અજબ નમૂનો છે આ એક સૌથી મોટો કુદરતનો ચમત્કાર છે

**एकतानां उच्चनीच प्रकारो** પરતુ આ એકતાના જુદી જુદી કોટિના પ્રકારો હોય છે થોરો જેવી વનસ્પતિ કરતા આબાના વૃક્ષમા વધારે પ્રમાણમા એકતા છે થોરાનો એક કકડો તોડીને જમીનમા રોપીએ તો તે સ્વતત્રપણે જીવી શકે છે થોરામા મૂળિયા, થડિયુ અને પાદડા જેવા જુદા જુદા અવયવો તેમજ તે દરેક અવયવનુ નોખુ કાર્ય હોય છે પણ થોરા કરતા વધારે સાદા અથવા પ્રાથમિક સ્વરૂપની શેવાળ કે લીલ જેવી અથવા બધિયાર પાણી પર તરતી 'કરી' જેવી વનસ્પતિમાં આ અવયવભેદ એટલો સ્પષ્ટ અથવા તીવ્ર નથી હોતો, અને તેમનો કોઈ પણ એક ભાગ કે અવયવ પોતાના જીવનને માટે બીજા ભાગો પર ઝાઝો આધાર રાખતો નથી થોરામા આ ભેદ હોય છે તેની સાથે જ પરસ્પરાવલબિત્વ એટલે કે અભેદ વધારે હોય છે આબાના ઝાડની બાબતમા મૂળિયાં, થડ, ડાળો ડાળખા, પાદડા, ફૂલ ફળ અને બીજ એ બધામા રહેલો ભેદ વધારે સ્પષ્ટ થાય છે અને તે બધા એ બીજા પર વધારે પ્રમાણમાં અવલબી રહે છે, એકના વિના બીજાનું ચાલે જ નહિ એવી સ્થિતિ હોય છે તેમ છતા આ પરસ્પરાવલબિત્વ આબાના ઝાડની બાબતમા પણ મર્યાદિત જ હોય છે આબાના ઝાડની મોટી મોટી ડાળીઓ કાપી નાખીએ તોપણ બાકીનો ભાગ એવો ને એવો જીવતો રહે છે અને વધ્યા કરે છે, તે જ પ્રમાણે આબાની ડાળોની કલમો કરીને, તેમને કાપીને જુદે જુદે ઠેકાણે

રોપવામાં આવે તો પોતપોતાનું સ્વતંત્ર જીવન તેઓ શરૂ કરી શકે છે. કેટલાક વૃક્ષના કકડા પણ જમીનમા રોપવાથી તે બધાનાં સ્વતંત્ર વૃક્ષ બને છે પણ અથવા માણસના દેહનું આમ બનતું નથી પશુના દેહનો કોઈ એક અવયવ કાપી નાખવામા આવે તો બાકી રહેલો ભાગ પોતાને પૂરતા અવયવો નિર્માણ કરીને પોતાનુ સ્વતંત્ર જીવન ટકાવી શકતો નથી (સત્યયુગની દિવ્ય ઔષધિના પ્રભાવની એક વાત કહેવામા આવે છે કે, એક બિલાડીની પૂછડી તૂટી જતા ઘાને ઠેકાણે એક ઔષધિ લગાડવામા આવી કે તરત જ ત્યા નવી પૂછડી ઊગી નીકળી! અને તૂટી ગયેલી પૂછડીના મૂળને એ ઔષધિ લગાડતા ત્યા એક નવી બિલાડી ઊગી નીકળી! પણ હવે કળિયુગમા બધે ભ્રષ્ટતા ફેલાયલી હોવાથી ઔષધિઓનો જૂના વખતનો ગુણ પણ લોપ પામ્યો છે!) માણસના અથવા પશુના શરીરમા દરેક અવયવનુ કાર્ય ભિન્ન અને બીજા અવયવો ઉપર સર્વાંશે અવલબીને રહે છે તે શરીરના કકડા સ્વતત્રપણે જીવી શકતા નથી તેમ જ્યા એ શરીરના હાથપગ, આખ, કાન, કે નાક જેવા એક અથવા વધારે અવયવો નાશ પામે અથવા નકામા થાય તો બાકી રહેલું શરીર તેની સાથે નકામુ થતુ નથી પણ પોતાનુ અગ જીવન પણ નભાવી શકે છે નખ, વાળ, વગેરે જેવા ક્ષીનનુ અવયવોની તો તે બિલકુલ પરવા કરતો નથી અને મૂળના દાત પડી જાય તો નવા દાત વેચાતા લઈને પણ તે પોતાનુ કામ ચલાવે છે તેમ જ્યા મનુષ્યદેહ મોટા પ્રમાણમા એક એકમ છે આ એકતાની એક ખૂબી એ છે કે તેનો દરેક અવયવ અથવા ભાગ એક વિશિષ્ટ સ્વરૂપનો જ હોય છે—એક ભાગ જેવી આબેહૂબ બીજી વસ્તુ આખા ત્રિભુવનમા ક્યાય મળી શકશે નહિ કોઈ પણ બે માણસના ચહેરા તદ્દન એકસરખા હોય એવુ આપણા જોવામા આવતું નથી, એમ આપણે કહીએ છીએ — ચહેરો જોતાવેંત આખા દેહને આપણે ઓળખી શકીએ છીએ હાથપગ, પેટ અને પીઠ, નાક ને કાન એ બધાની ચહેરા પરથી આપણને ઓળખાણ પડે છે એટલુ જ નહિ, એકના ચહેરા જ

નહિ, બે માણસના કોઈ પણ અવયવ કે ભાગ એકસરખા હોતા નથી. આંધળાઓ કેવળ હાથના સ્પર્શથી બીજાઓને ઓળખી શકે છે, મોચી માણસોને એમના પગ પરથી ઓળખી શકે છે. અવાજ પરથી, ચાલવાની ઢબ પરથી, ખોંખારા પરથી, તેમ જ એવાં બીજાં અનેક પરચૂરણ ચિહ્નો પરથી પરિચિત લોકોને માણસની ઓળખાણ પડી શકે છે. ધૂર્ત માણસો ચહેરા પરથી માણસોનો સ્વભાવ, દૃષ્ટિ પરથી વૃત્તિ, અવાજ પરથી શિક્ષણ કે સંસ્કારિતા, ચાલ પરથી શ્રીમંતાઈ કે ગરીબાઈ ઓળખે છે, એ તો હંમેશનો અનુભવ છે.

**अखिल सृष्टिनी एकता :** માણસનું શરીર જેમ એક છે તેમ અખિલ સૃષ્ટિ પણ એક છે, એમ જ્ઞાનીઓ કહે છે, બલ્કે, મનુષ્યદેહ કરતાં પણ આખી સૃષ્ટિ વધારે પૂરેપૂરી રીતે એક એટલે કે એકત્વ છે. માટીના એક ગણપતિની સૂંઢ કાઢી લઈને બાજી ગણપતિની મૂર્તિને જોડવાનુ કામ કારીગર માટે શક્ય છે, પણ એક માણસનું નાક બીજા માણસને ચોંટાડી દેવું તે શસ્ત્રવૈદ્યો માટે પણ (હજી સુધી તો) શક્ય નથી. તે જ પ્રમાણે મનુષ્યદેહ કરતાં અનેક ગણી ઝીણવટથી અને સુવ્યવસ્થિતપણે કુદરતની દરેક વસ્તુ કે ઘટના નિશ્ચિત સમયે, નિશ્ચિત સ્થળે, મૂળભૂત યોજનાને અનુસરીને વિશિષ્ટ રીતે જ બનતી હોય છે સૃષ્ટિમાં કોઈ પણ વસ્તુ વધારાની, ફાલતુ કે નકામી નથી; કોઈ પણ ખામી નથી; બધું વ્યવસ્થિત, નિયમિત, યથાકાલ, યથાયોગ્ય, તેમ જ યથાસ્થાન રચાયેલું છે. એકના જેવું બીજું નથી, એકની જગ્યા બીજું કોઈ લઈ શકતું નથી; દરેક તણખલાને પણ એક વિશિષ્ટ પ્રકારનું આત્યંતિક મહત્ત્વ છે દરેક વસ્તુ અપરિહાર્ય છે, તેના વિના દુનિયાનું ગાડું અટકી જ પડે. ઘડિયાળનો એકાદ નાનકડો સ્ક્રૂ પડી જાય તોપણ સેકન્ડના કાંટાની ચપળ ગતિ અટકી પડે છે કદાચ કોઈ કુશળ ઘડિયાળી સ્ક્રૂને બદલે તારનો કકડો બેસાડીને પણ કામ ચલાવી શકે. પણ આ સૃષ્ટિના ઘડિયાળનો કોઈ સ્ક્રૂ જો પડી જાય, તો તેની જગ્યાએ મૂકવા માટે બીજો તારનો કકડો ક્યાંથી લાવશો ? પણ આ ઘડિયાળમાં

ક્યાય ટીલો રહ્યુ જ ન હોય જ નહિ — કાગળના અત સુધીની ગેરટીનુ આ ઘડિયાળ છે ચાની પણ તે એક વખત કાયમની આપેલી છે

અજ્ઞાની માણસથી આ સૃષ્ટિવ્યવસ્થા સમજી શકાતી નથી જ્ઞાનની જેમ જેમ પ્રગતિ થાય છે તેમ તેમ સૃષ્ટ પદાર્થોના પરસ્પર સબધો ધીમે ધીમે સ્પષ્ટ થતા જાય છે દાખના તરીકે, વનસ્પતિના પાદડાના આકાર પરથી તેમના બીજની આકૃતિ કળી શકાય છે બીજ પરથી વૃક્ષના થડ પાદડા, મજિયા વગેરે ના દર્શ તે કરી શકાય છે ગુનામને મટા શા માટે? નાળિયેરીના ઝાડને ડાળો કેમ નથી હોતી? કેરી મીઠી અને ક્યોરો કેમ શાથી? — આ બધાના કારણો તેમ જ આસપાસની પરિસ્થિતિ સાથેનો તેમનો અનિવાર્ય સબધ જ્ઞાનની જેમ જેમ પ્રગતિ થાય છે તેમ તેમ વધારે ને વધારે સ્પષ્ટ થતો જાય છે વનસ્પતિ શાસ્ત્રી નાળિયેરનુ ફળ જોઈને નાળિયેરીના ઝાડનુ ચિત્ર દોરી શકશે અથવા તે જ્યા થાય છે ત્યાની જમીનનું અથવા આબોહવાનુ વર્ણન કરી શકશે માણસને આપણે તેના ચહેરા પરથી ઓળખીએ છીએ પરન્તુ વધારે પરિચય થતા જેમ તેના કોઈ પગ એક અવયવ પરથી તેને ઓળખી શકાય છે તે જ પ્રમાણે કોઈ પ્રદેશની ઓળખાણ તેમાના એકાદ ઝાડ પરથી અથવા પ્રાણી પરથી પણ કરી શકાય દરેક ઝાડ અથવા પ્રાણી એ તે પ્રદેશનો એક એ ચહેરો જ છે આખો મુલક એ એક દેહ છે

પણ એ પૂર્ણ દેહ ના કહેવાય મોટા દેહનો તે એક અવયવ માત્ર છે સમગ્ર વિશ્વ એ પૂર્ણ દેહ છે અને એ વિશ્વમાની દરેક વસ્તુ તે એ દેહનો એક ચહેરો જ છે આ અભિન્ન વિશ્વને ગીતામા તેમ જ ઉપનિષદોમા પીપળાના વૃક્ષની — અશ્વત્થની — ઉપમા આપેલી છે અગ્રેજ કવિ વર્ડ્ઝવર્થ પડી ગયેલી ભીત ઉપર ઊગી નીકળેલા ઘાસને ઉદ્દેશીને કહે છે હે ઘાસ! તારે વિશે પૂર્ણ જ્ઞાન જો મને થાય તો મને જીવ જગત અને ઈશ્વરનુ પણ સપૂર્ણ જ્ઞાન આપોઆપ થઈ જશે'

**વિશ્વ ચેતન છે :** વૃક્ષમાં કે દેહમાં જે એકતા છે તે તેના જીવતા હોવાને લીધે એટલે કે સચેતન હોવાને લીધે છે. એ રીતે મૃતદેહ એક નથી, તેનામાં એકતા નથી. થોડા જ વખતમાં તેની માટી થવાની છે, અથવા માટી, પાણી, હવા વગેરે પંચમહાભૂતોમાં તે વિલીન થવાનો છે. આ પાંચ મહાભૂતોને એકત્ર પકડી રાખીને તેમનો દેહ બનાવનાર તે દેહમાં રહેલો પ્રાણ જ છે. એ પ્રાણ જ હવા, પાણી, માટી ઇત્યાદિમાંથી દેહ નિર્માણ કરે છે. વિશ્વરૂપ અશ્વત્થ અથવા દેહ એ પણ ચેતન જ છે. કારણ એકતા, વ્યવસ્થા, રચના, યોજના વગેરે ચૈતન્ય વિના સંભવતાં નથી. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારાઓ, ગ્રહોની ગતિઓ, ઋતુચક્ર, વરસાદ-પાણી અને ફસલ, કુદરતની વિવિધ શક્તિઓ અને તેમના ધર્મો એ બધાંનો જેમ જેમ અભ્યાસ કરીએ તેમ તેમ આ વિશ્વરૂપી દેહની સુયંત્રિતતાનો વધારે ને વધારે અનુભવ થવા માંડે છે. આ વિશ્વદેહમાં રહેલું જે ચૈતન્ય, આ બધા પસારામાં રહેલું જે ઐક્યતત્ત્વ, તેનું જ નામ ઈશ્વર.

અશ્વત્થ વૃક્ષનાં અનંત મૂળિયાંમાંથી તેમ જ પાંદડાંમાંથી, થડ, ડાળો અને ડાંખળાંમાંથી, ફૂલોમાંથી તેમ જ ફળોમાંથી જેવી રીતે એક જ મધ્યવર્તી અને સર્વવ્યાપી ચૈતન્ય સંચાર કરે છે, તે જ પ્રમાણે આ વિશ્વના અનંત પસારામાં પણ એક જ ચૈતન્ય વ્યાપેલું છે; અને તે જ બધાને નભાવી રહ્યું છે વિશાળ અશ્વત્થ વૃક્ષ પણ જેમ રાઈ જેવડા એક નાનકડા બીજમાં સમાયેલું હોય છે, તે જ પ્રમાણે આ વિશ્વવ્યાપી પરમેશ્વર "अणोरणीयान् महतो महीयान्" અણુ કરતાં પણ વધારે સૂક્ષ્મ અને મહત્ કરતાં પણ વધારે મોટો છે.

આ ઈશ્વરનું વર્ણન કરવા માટે "પૃથ્વી જેવડો કાગળ અને સાગર જેટલી શાહી પણ બસ નહિ થાય." પણ અહીં આપણે ફાઉન્ટન પેનની શાહીથી/અત્યારની યુદ્ધકાલીન મોંઘવારીના મોંઘા કાગળ પર બની શકે તેટલા થોડા શબ્દોમાં સેવકના સદાચરણને આધારભૂત એવી શ્રદ્ધાનું સ્પષ્ટીકરણ કરવાનું છે. આ દુનિયા એટલે કાંઈ કેવળ

અવ્યવસ્થા કે ગોટાળો નથી. તે એક સુસંગઠિત રચના છે; તેનો શાસ્તા કે નિયામક છે; તેનામાં વિકલ્પને સ્થાન નથી; અકસ્માત સંભવતો નથી. સૃષ્ટિનો સર્જનહાર ચિન્મય ઈશ્વર બધે ભરેલો છે; તે જ આપણા બધાનો આધાર છે; તેણે આપણને નિર્માણ કર્યા છે; તે જ આપણને પોષે છે; કાળે કરીને આપણે બધા તેનામાં જ વિલીન થઈશું. આપણે નશ્વર હોઈએ તોપણ તે શાશ્વત છે; આપણે દૂબળાં હોઈએ તોપણ તે સર્વશક્તિમાન છે; આપણે અપૂર્ણ હોઈએ તોપણ તે પૂર્ણ છે; આપણે દુઃખી હોઈએ તોપણ તે આનંદથી ભરેલો છે; આપણે સ્ખલનશીલ હોઈએ તોપણ તે યોગેશ્વર છે. પરંતુ તે આપણાથી જુદો નથી તેથી આપણે જ શાશ્વત, પૂર્ણ આનંદમય, — બધું જ છીએ. ઈશ્વર એ આપણું જ સર્વોચ્ચ અને વ્યાપક સ્વરૂપ છે. એ સ્વરૂપની સાધનાને જ ધર્મ, નીતિ, ઇત્યાદિ નામથી ઓળખાવવામાં આવે છે.

**માનવી કુટુંબ :** આપણ બધાં માણસો તે પરમેશ્વરનાં બાળકો છીએ, તેથી એકબીજાના ભાંડુઓ છીએ — ભાંડુઓ જ શા માટે! આપણે બધાં સર્વાંશે એક જ છીએ. એક જ ગ્રંથની જેમ અનેક નકલો હોય છે અથવા એક જ છાપના જેમ અનેક સિક્કા હોય છે, તે જ પ્રમાણે જુદા જુદા માણસો એ એક જ મનુષ્યત્વની અસંખ્ય નકલો છે. ગ્રંથની જેમ અનેક આવૃત્તિઓ નીકળે છે, તે જ પ્રમાણે માણસોના પણ અનેક વંશો નિર્માણ થયેલા છે. અને આ ગ્રંથોના કાગળમાં ક્યાંક તફાવત જણાતો હોય તોપણ તેની અંદરનું લખાણ બધે એક જ જાતનું છે માણસ માણસ વચ્ચે અનેક જાતના ફરક હોય છે એ તદ્દન સાચું; પણ એમ તો એક જ ઝાડનાં જુદાં જુદાં પાંદડાંમાં પણ ફરક હોય છે એક પાંદડા જેવું જ આબેહૂબ બીજું પાદડું ક્યાંયે નહિ મળે. પરમેશ્વરની સૃષ્ટિની દરેક વસ્તુનું, એક નજીવા તણખલાનું પણ, વિશિષ્ટપણું હોય છે. વહેવારુ કામચલાઉ દૃષ્ટિથી એક માણસને બદલે બીજો માણસ, એક કારકુનને બદલે બીજો કારકુન,

એક મજૂરની અવેજીમાં બીજો મજૂર ચાલે છે ખરો; પણ કારકુન કે મજૂરના કુટુમ્બીઓનું એકને બદલે બીજા માણસથી ચાલી શકશે ખરું? ટૂંકમાં માણસ માણસ વચ્ચે ગમે તેટલું પૃથક્પણું હોય તોપણ વૃક્ષનાં જેમ પાંદડાં હોય છે તે જ પ્રમાણે આપણુ બધાં માનવીઓ એક જ માનવવંશ રૂપી વૃક્ષનાં પાંદડાં છીએ.

માનવ કુટુમ્બ એક આલંકારિક શબ્દપ્રયોગ છે એમ માનવાનું કારણ નથી; તે પૂરેપૂરો વસ્તુસ્થિતિનો નિદર્શક જ છે. માણસ સર્વાંશે સમાજનિષ્ઠ અને સમાજાવલંબી પ્રાણી છે. પશુજીવન કરતાં માણસનું જીવન કેટલેય દરજ્જે વધારે સમૃદ્ધ છે, અને આ સમૃદ્ધતાનો આધાર અરસપરસ સહકાર પર છે. મારું ઘર અને મારો આહાર, મારા ઘરમાંનું રાચરચીલું, કપડાંલત્તાં અને દીવાબત્તી, મારાં ચશ્માં, ઘડિયાળ અને ફાઉન્ટનપેન, મારાં પુસ્તકો અને છાપાં, સિનેમા અને નાટક, રસ્તા, પુલ, મોટરો, આગગાડીઓ અને આગબોટો, ટપાલ, તાર, ટેલિફોન અને રેડિયો વગેરે સુખસગવડોથી પરિપૂર્ણ એવા આપણા આજના સમૃદ્ધ જીવનના મૂળમાં સમગ્ર માનવજાતિના યુગોના યુગ સુધી કરેલો સહકારી શ્રમ ભેગો પડેલો છે.

માણસને ખબર પડે કે ન પડે, ઇચ્છા હોય કે ન હોય, તે સમાજની સેવા લેતો જ હોય છે અને કરતો પણ હોય છે; સમાજની ખાતર પોતે દુઃખો ભોગવે છે અને પોતાની ખાતર સમાજને દુઃખો ભોગવાવે છે. જેમણે આજ સુધી વરાળનું એન્જિન, વીજળી, ફોટોગ્રાફ, ધ્વનિમુદ્રણ, વગેરે ક્રાન્તિકારક શોધો કરી તે બધા લોકો સાવ સ્વાર્થી હતા એમ ઘડીભર માની લઈએ તોપણ તેમની શોધોનો લાભ દુનિયાને મળ્યા વિના ચાલત જ નહિ. પોતાના ફાયદાને ખાતર પણ એ શોધોનો લાભ તેઓ બીજાને આપે એ અનિવાર્ય હતું. વળી એટલી મહત્ત્વની શોધો બીજાને કહ્યા વિના તેમનાથી રહેવાયું જ ન હોત, તે વિના તેમને ચેન જ પડત નહિ, એ જુદું. માણસોનું જીવન

અરસપરસ સંકળાયેલું હોવાથી અત્યંત સ્વાર્થી માણસ પણ પોતાનો સ્વાર્થ બીજાના સ્વાર્થ વિના સાધી જ શકતો નથી. હું સહેજે સ્વયંસ્ફૂર્તિથી અથવા પોતાના જ મનવિનોદનને માટે ગાઉં તો મારો કંઠ મધુર હોય તો હું આસપાસના લોકોને પણ આનંદ આપવાનો જ, અને કર્કશ હોય તો તેમને હેરાન પણ કરવાનો જ. વેપાર એ માણસ માણસ વચ્ચેના સહકારનો એક મહત્ત્વનો ભાગ છે. અર્થશાસ્ત્રનો સિદ્ધાંત છે કે વિનિમય એટલે કે કોઈ પણ જાતની ખરીદી અથવા વેચાણ એ બંને પક્ષે લાભકારક હોય છે. આ સિદ્ધાંત સહેજે સમજાય તેવો છે. દેશ કે ઘાટ પરના માણસને માછલી અને કોંકણના માણસને તમાકુ અપૂર્વ અને અમૂલ્ય લાગે છે, તેથી દરેક જણ પોતાની પાસેનો વધારાનો માલ બીજાને આપીને બીજાનો વધારાનો માલ પોતે લે છે. એકનો કચરો બીજાની દોલત બને છે.

सुखदुःख सहियारुं : આપણાં અને આપણાં કુટુમ્બનાં માણસોનાં સુખદુઃખો એકત્ર ભળેલાં હોય છે, એ વાત તરત આપણે ગળે ઊતરે છે. પરન્તુ સમાજ એ પણ એક મોટું કુટુમ્બ છે, અને તેનાં સુખદુઃખો પણ અરસપરસ સંલગ્ન છે એ વાત પણ થોડોક વિચાર કરતાં આપણને સમજાતાં મુશ્કેલી નહિ પડે. નાનકડા કુટુમ્બમાં એક જણ માંદું પડે તો જેમ બધાં માણસો બેચેન થાય છે, તે જ પ્રમાણે ગામમાં પ્લેગ, મરકી, બળિયા, જેવા ચેપી રોગ ફાટી નીકળે તો મારો જીવ પણ જોખમમાં પડે જ છે. મુલકમાં ક્ષયરોગ ફેલાય તો એ જ ઘાતક રોગ મને અથવા મારાં પ્રિયજનોને ક્યારે વળગશે તેનું કશું કહેવાય નહિ. દરિદ્રતા અને પૌષ્ટિક ખોરાકનો અભાવ એ ક્ષયરોગનું મૂળ કારણ છે, પરન્તુ એક વખત રોગનું બીજ તૈયાર થયા પછી તે પૌષ્ટિક ખોરાક લેનાર પર પણ હુમલો કરી શકે છે. બળિયાનું મૂળ કારણ ગંદવાડ હોય છે; પણ ગંદવાડવાળી વસ્તીમાં બળિયાનો રોગ ફેલાય એટલે આસપાસના સ્વચ્છ રહેણીવાળા લોકોને પણ તે રોગની ધાસ્તી રહે જ છે. સમાજમાં દારિદ્ર્ય હોય તો મને પણ ક્ષય થશે, અને ગંદવાડ

હોય તો મને પણ બળિયા નીકળશે. તેથી મારા પોતાના જ આરોગ્યનું રક્ષણ કરવા માટે સમાજના દારિદ્રય, અસ્વચ્છતા, અને અજ્ઞાનનું નિવારણ કરવાનું આવશ્યક છે. ગામમાં વ્યસની લોકો હોય તો તેમની સોબત મારા છોકરાને ક્યારે નડશે તે કહી શકાય નહિ. મારા દેશબાંધવો સાવ નમાલા હોય તો પારતન્ત્ર્યને લીધે સહન કરવી પડતી ગુલામગીરી, ગુગામગુ અને અપમાન મારે ભાગે પણ આવ્યા વિના નહિ રહે. મારા ભાઈઓમાંથી કોઈ બૂરું કામ કરે તો લોકોમાં જેમ મારી માનહાનિ થાય છે, તે જ પ્રમાણે મારા દેશબાંધવોના દોષોને કારણે પણ આખી દુનિયામાં હું બદનામ થવાનો જ. પારસી લોકો પોતાની જમાતમાંથી કોઈને પણ ભીખ માંગવા દેતા નથી, કારણ, એક પારસીની અપ્રતિષ્ઠા એ બધા જ પારસીઓની. હિંદુસ્તાનની કેટલીક જાતો મુડદાલ માંસ ખાય છે તે સારું છે કે ખોટું એ વાત બાજુએ મૂકીએ તોપણ પરદેશમાં 'હિન્દી લોકો મુડદાલ માંસ ખાય છે' એવું કલંક બધા જ હિન્દીઓને ચોટે છે. ગામડાના લોકો નિરક્ષર અને અણઘડ હોય, તો મારી પ્રામાણિક શાહુકારી વિશે પણ તેઓ જાતજાતની શંકાઓ સંઘરવાના. આસપાસના લોકો દુકાળમાં સપડાયા હોય તો મારા ઘર ઉપર પણ ક્યારે દરોડો પડશે તે કહેવાય નહિ.

ઘરના માણસો જેમ હરઘડીએ મને સહાયભૂત થાય છે, તે જ પ્રમાણે આડોશીપાડોશીઓ, મિત્રો, અને અનેક વાર તો અપરિચિત લોકો પણ સગાભાઈથી પણ વધારે લાગણીથી પોતાની મદદે દોડી આવે છે એવો અનુભવ કોને નથી? જુદું ઘર કરીને રહેનાર ભાઈ પણ જેમ વિશેષ મુશ્કેલીને પ્રસંગે મારી મદદે દોડી આવે છે, તે જ પ્રમાણે મારા ઘરને આગ લાગી હોય ત્યારે ગામનો એકેએક માણસ તે હોલવવા માટે દોડી આવતો નથી કે? બિહારમાં અથવા જાપાનમાં પણ, ધરતીકંપ થાય તો આપણા મનમાં દયા ઊપજે છે અને આપણે ત્યાંના સંકટગ્રસ્તોને મદદ મોકલીએ છીએ. મલબારમાં રેલથી ગામ-

ડાઓ તણાઈ જાય તો બગાળમાથી રામકૃષ્ણ મિશનના માણસો તેમની વહારે દોડી જાય છે માનવજાત એક મોટુ કુટુમ્બ જ છે, એ સબધેનું ફરી ફરી ભાન કરાવી આપવા માટે તો પરમેશ્વર આવા પ્રસંગો અવારનવાર ઊભા નહિ કરતો હોય ?

**સહાનુભૂતિ** સહાનુભૂતિ એ એક વિલક્ષણ ચીજ છે તે મને બીજાના સુખથી સુખી અને દુ ખથી દુ ખી બનાવે છે મોટેરાઓને રડતા જોઈને, તેઓ શા માટે રડે છે તેનુ કારણ ન જાણવા છતા નાના બાળકો રડવા માડે છે પરન્તુ પ્રૌઢ માણસો પણ આ બાબતમા મોટા કદના બાળક જ છે ધણિયાણીનુ મોઢુ ઊતરી ગયેલુ હોય તો ઘરધણીને ખાવાનુ પણ ભાવતુ નથી હુ પણ ચોપાટી પર સહેલ કરવા ગયો હોઉ અને તે વખતે જો બધા જ માણસો મને ખિન્ન ચહેરાવાળા દેખાય, તો પાછો ઘેર જવાને બદલે ત્યાને ત્યા જ દરિયામા કૂદી પડીને આત્મહત્યા પણ કરુ એવો સભવ કલ્પી શકાય તેથી ઊલટુ આપઘાત કરવા નીકળી પડેલો માણસ રસ્તામા એકાદ સુદર નિષ્પાપ બાળકનુ સહજ હાસ્ય જોઈને પાછો ફર્યાના દાખલા પણ બનેલા છે કોમ વશ વર્ણ વર્ગ હોદ્દો વગેરે જાતજાતના કૃત્રિમ ભેદ કલ્પીને આ સહાનુભૂતિનો વ્યાપાર અથવા ક્રિયા આપણે રોકી રાખવાનો અથવા મર્યાદિત કરવાનો પ્રયત્ન કરીએ છીએ તેમ છતા ક્યારેક ક્યારેક આવા પડદા અચાનક સરી પડે છે અને બે જીવોનો પ્રત્યક્ષ ભેટો થાય જ છે શેઠ અને નોકર કાળો અને ગોરો, ન્યાયાધીશ અને આરોપી — બધા એક જ માટીના પૂતળા છે, એવી પ્રતીતિ થયા વિના રહેતી નથી

ઘણા શ્રીમત લોકો પોતાના રગનાની આસપાસ ખૂબ ખરચ કરીને ફૂલવાડી તૈયાર કરે છે એ ઉચ્ચ અભિરુચિનુ કે રસિકતાનું જ લક્ષણ છે તેમ છતા, તેઓ જો પોતાની આસપાસ પ્રસન્ન અને પ્રફુલ્લ માનવ-પુષ્પકળીઓની વાડી વિકસાવે, તો તે તેના કરતા કેટલીય વધારે

નહિ દીપી ઊઠે ? અને તેમાં તેમની ઉચ્ચતર અભિરુચિ જ દેખાઈ નહિ આવે ?

**साची संपत्ति** · પણ સવાલ એ છે કે સાચી શ્રીમંતાઈ કોને કહેવી ? બેંકમાં હજારો રૂપિયા જેને નામે જમા હોય તે શ્રીમંત ? કે જેના કોઠારમાં સોનાચાંદીનાં ઢગલાબંધ વાસણો હોઈ કોઠારને મજબૂત તાળું દીધેલું હોય અને આગળ સતત પહેરો ભરતો પહેરેગીર ઊભો હોય તે શ્રીમંત ? કે જેની પાસે હાથી, ઘોડા અને દાસદાસી વિપુલ હોય તે શ્રીમંત ? એક ગ્રીક માતા વિષે એમ કહેવામાં આવે છે કે, એને ત્યાં એક દિવસ એક 'શ્રીમંત' બાઈ મહેમાન આવી, તેણે પોતાની પેટીમાંના કીમતી ઘરેણાં કાઢીને તેને બતાવ્યાં અને તારાં ઘરેણાં મને બતાવ એમ ઘરવાળીને કહ્યું એટલે તે સુજ્ઞ માતાએ પોતાનાં સુશીલ અને દેખાવડાં બાળકો તરફ આંગળી ચીંધીને કહ્યું, "એ રહ્યાં મારા દાગીના !' મહેમાન બાઈ ખસિયાણી બની કે નહિ એ વાર્તાકારે કહ્યું નથી, નહિ થઈ હોય તો તેની મંદબુદ્ધિ માટે દયા જ આવી ઘટે

સન્મિત્રના કરતાં ચઢિયાતી સંપત્તિ દુનિયામાં બીજી કઈ છે ? કુબેરનો વૈભવ અને દેવેન્દ્રનું ઐશ્વર્ય પણ સન્મિત્રની બરોબરી કરી શકે નહિ ત્યારે સાચો વહેવારી માણસ કોણ ? માણસોને દૂર રાખીને પૈસા કમાનાર તે કે —

"सर्व जन मज ! झाले लोकपाळ ॥
सोयरे सकळ ! प्राणसखे ॥"

(હે પ્રાણસખા, બધા જ લોકો મારે મન લોકપાળ અને મારા સગા થઈ ગયા છે )

— એવી જાતનું ઐશ્વર્ય પ્રાપ્ત કરનારા તુકારામ મહારાજ જેવા લોકો સાચા વ્યવહારદક્ષ ? સેવા એ પણ આવી જાતની શ્રેષ્ઠ સંપત્તિ કમાવાનો વેપાર જ નથી શું ?

**जीवनकलह** પરન્તુ દુનિયામાં બધાની જ સુખસગવડ સચવાય, તેમનો નિર્વાહ થાય એ ઘણાને અશક્ય લાગે છે દુનિયામાં ખોરાક

ઓછો અને ખાનારાં ઘણાં, નોકરીઓ ઓછી અને ઉમેદવારો ઘણા, જગ્યા ઓછી ને ઉતારુઓ ઝાઝા એવી સ્થિતિ છે. બધા વહેચી ખાય તો કોઈનું જ પેટ નહિ ભરાય. તેથી ડાહ્યા માણસે દુનિયાની ફિકર કરતા બેસવાને બદલે પોતાનુ કામ શી રીતે પાર પડે તેની જ ચિંતા કરવી ઘટે પરોપકારની વાતો માણસ ભલે કરે, પણ તે ફક્ત બીજાઓને રમાડવાને કે ફોસલાવવાને ખાતર ભોળો માણસ આ જીવનકલહમાં ભાગ્યે જ ટકી શકે એમ ઘણાને લાગે છે, અને એક વાર એમ લાગે એટલે પ્રત્યક્ષ અનુભવ પણ એવો જ થવા માડે છે આગગાડીમાં ભીડ થશે એ બીકે દરેક મુસાફર સ્ટેશન ઉપર બધે ક્યાક વહેલો આવીને બધાની પહેલા ડબ્બામા ઘૂસીને વધારેમાં વધારે જગા રોકી રાખવાની કોશિશ કરે છે તેથી કેટલાકને સરખા ઊભા રહેવા પૂરતી પણ જગ્યા મળતી નથી એ આવુ તેમ છતાં રેલવેના અધિકારીઓ મુસાફરોની સંખ્યાના પ્રમાણમા વધારેના ડબ્બા જોડશે એવો વિશ્વાસ બધામા હોય, અથવા તેઓ તેમ કરે તેટલા માટે ફરિયાદ કરીને દાદ મેળવવાનુ બધાને સૂઝે, તો કોઈને પણ નકામી મહેનત નહિ કરવી પડે, અને દરેક જણને જોઈએ તેટલી જગ્યા મળી શકે, અને કેટલાક ઊઘનો ડોળ કરીને પગ ફેલાવીને પડ્યા છે અને કેટલાક ઊભા છે, એવુ નહિ બને

આ દુનિયામા સ્પર્ધા, કલહ, મિથ્યા ધમપછાડા, વિષમતા અજીર્ણ, ભૂખમરો, બધુ છે પણ આ બધુ અનિવાર્ય નથી આપણે કેવળ અધીરાઈથી, ડરપોકપણાથી, વધારેપડતા લોભથી, ગિરત અને સયમના અભાવને લીધે આ હેરાનગત વહોરી લઈએ છીએ આ વસુંધરા પોતાના બધા બાળકોને પોષવાને સમર્થ છે ઈશ્વરની દુનિયામા પશુ, પક્ષી, કીડી વગેરે જતુઓ, કોઈ ભૂખ્યુ રહેતુ નથી માણસને જ એકલાને ભૂખમરો વેઠવો પડે છે તેનુ કારણ તેનો અનહદ લોભ, બેપરવાઈ, નિરસંતોષીપણુ અને સપત્તિનો દુરુપયોગ કે બગાડ એ જ છે, બીજુ કશુ નથી અને તેથી જ જે ખરુ જોતા સ્નેહસમેલન થવુ જોઈએ, તેનુ આપણે રણાગણ કરી મૂકીએ છીએ

સ્પર્ધા એ દુનિયાનો કાયદો છે ખરો, પણ સહકાર એથી વધારે સ્થિર, વ્યાપક, પ્રભાવશાળી અને શ્રેષ્ઠ કાયદો છે જ્યાં ભેદ હોય ત્યાં સ્પર્ધા પણ સાથે આવે જ એક ઝાડની જુદી જુદી ડાળોમા પણ અરસપરસ હરીફાઈ હોય છે, કારણ, બીજી બધી ડાળો કાપી નાખીને એક બે ડાળો જ રહેવા દઈએ તો તે ખૂબ જોરથી વધે છે ફૂલ અને ફળ તોડી નાખીએ તો કૂપળ ખૂબ જોરમા ઊગે છે એમ હોય તોયે ડાળે ડાળો વચ્ચે સહકાર પણ હોય જ છે પાદડાને જોરે જ ફૂલ અને ફળાની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે, અને ફળ પરિપક્વ થાય ત્યારે જ બીજ તૈયાર થઈને ઝાડનો વંશ કાયમ રહે છે, એ વધારે સાચુ છે માણસના બે હાથ વચ્ચે તેમ જ બે આખ વચ્ચે સતત બહુ જ ગાઢ અને જીવંત સહકાર હોય છે, તેમ છતા હાથ વચ્ચે અને આખ વચ્ચે અરસપરસ સ્પર્ધા હોય છે એ પણ કબૂલ કરવુ જોઈએ કારણ, એક હાથ કપાઈ જાય અથવા એક આંખ ફૂટી જાય તો બાકી રહેલા હાથની અથવા આખની શક્તિ કઈક વધે છે ટૂકમા હરીફાઈ હોય તોય તે ગૌણ છે સહકાર એ જ શ્રેષ્ઠ સિદ્ધાત છે સ્પર્ધા એ સહકારની અદર સમાયેલી હોય છે

**अमरत्व** ઝાડના પાદડા અ પાયુષી હોય છે વસતઋતુમા તે જન્મે છે અને પડીના શિયાળામા ખરી જાય છે પણ ઝાડ કાયમ રહે છે અને તે ઝાડને આધારે પાદડા ફરી જન્મે છે, અમુક વખત ટકે છે, વધે છે અને ખરી પડે છે બીજી બાજુ દરેક પાદડુ પણ ઝાડના કદમા થોડોક પણ વધારો કરે છે અને ઉપરાત પોતે ખરી પડે તે પહેલા પોતાના ડીટાના મૂળમા ઝાડની ડાળ પર એક આખ મૂકી જાય છે આ આખ એટલે એક ભાવી શાખા જ હોય છે પછીની વસતઋતુમા તે આખમાથી ફણગો ફૂટે છે અને ધીમે ધીમે તેનું જ ડાળખુ અને આગળ જતા ડાળ થાય છે એ ડાળખુ કલમ કરીને અલગ રોપવામા આવે તો તેમાથી વૃક્ષ પણ થાય છે પાદડુ થોડાક

મહિના જીવીને મરણ પામે તોપણ તેનું જીવનકાર્ય ખતમ થતુ નથી તે અખડ ચાલુ જ રહે છે

આપણ માણસો તે આવા પાદડા જ છીએ એ પાદડાની અગાઉની પેઢીઓના પરાક્રમો જોરે આપણે વધારે ને વધારે ઊચી સપાટી પર જન્મ પામીએ છીએ, માનવતા રૂપી વૃક્ષ પાસેથી આપણને પોષણ અને શિક્ષણ મળે છે, અને આપણુ જીવન સમૃદ્ધ બને છે દુન્યવી રીત પ્રમાણે આપણું પણ 'પાકુ પાન' ખરી પડે છે, તેમ છતા આપણુ જીવનકાર્ય નષ્ટ થતુ નથી, તેનો કોઈ પણ નાશ કરી શકતુ નથી મૃત્યુમાથી જ પુનર્જન્મ થાય છે, પાછળની પેઢીઓને રૂપે આપણે અમર જ રહીએ છીએ તેને માટે ઔરસ અથવા પોતીકી સતતિની જ આવશ્યકતા છે એમ નથી પણ આપણુ કાર્ય, આપણી આશા આકાક્ષાઓ, આપણા વિચારો, આપણી સસ્થાઓ એ બધા અખડ પ્રગતિ કર્યા કરવાના જ એવી ખાતરી હોવાથી વાસ્તવિકપણે આપણે અમર જ છીએ પુત્ર એ પિતાનો અને શિષ્ય એ ગુરુનો પુનર્જન્મ જ છે

આપણુ બધા માણસો એ જ વશવૃક્ષના પાદડા છીએ આ વશ પાસેથી તેમ જ એકબીજા પાસેથી આપણને પોષણ મળે છે અને એ વશવૃક્ષને આપણા પુરુષાર્થથી ઓછેવત્તે અશે પણ સમૃદ્ધ કરીને આપણે જઈએ છીએ બધા માણસો એકબીજાના ભાઈઓ છે, એક જ કુળના નૈતિકો છે ઈશ્વર આપણા બધાનો પોષનારો અને સરક્ષક છે એવા એવા વિચારોથી માણસમા એ જાતની નિરાત વિનયયુક્ત આત્મવિશ્વાસ નિર્ભયતા પ્રયત્નવાદ સહનશીલતા, સમાધાન તેમ જ પોતાના અમરત્વ વિશે વિશ્વાસ પેદા થાય છે

दिककाल એવી જ રીતે માણસ દિકકાલના અતરાયો કે મર્યાદાઓ પણ ઓળગી જાય છે સતકર્મનુ ફળ યથાકાળ મળવાનુ જ, બીજમાથી યથાકાળ વૃક્ષ થવાનુ જ એવી તેને ખાતરી હોય છે મદારી પાચ જ મિનિટમા બીજનુ વૃક્ષ કરી બતાવે છે એમા કઈ

વિશેષ અપૂર્ણતા છે, અને એ જ ક્રિયા કરતા ઈશ્વરને સો વરસ થાય છે, એમા ઈશ્વરની કાઈ ખામી છે એમ તેને લાગતું નથી આપણે જાગતા ટોઈએ ત્યારની એક મિનિટ સ્વપ્નામા એક મહિના જેવડી પણ ભાસે છે ભૂખ્યા બાળકને એક મિનિટ પણ પ્રહર જેવડી લાગે છે, અને સદનશીન માતાને પ્રૌ એક પ્રહર પણ એક મિનિટ જેવડો લાગે છે પચાસ વરસની ઘટનાઓ અને ઘડભાનો નાટકમા નણ કલાક મા ખલાસ થાય છે અને નાટકમારના બેજામા તો નાટકની એ આખી વસ્તુ એક અર્ધી ક્ષણમા ચમકારો મારી જાય છે માટે એ કોઈ સ્વતંત્ર વસ્તુ નથી તે એક ક્રમ છે તાન છે કોઈ ગીત ઝપાટામા ગાઈએ તો ઝડીગે ઝગઝગ આવશે ધીમે ધીમે ગાઈએ તો ધીમે ધીમે આવશે પરંતુ ગાયનનો ધીમો અને શાત તાન અને દ્રુત તાન બને પોતપોતાની રીતે આહ્લાદદાયક જ થાય છે તેથી સુરત માણસ માલાવધિની લગીરે ચિંતા કરતો નથી

કાળની જેમ જ દિક્ અતર લબાઈ પહોળાઈ ઊચાઈ અને ઊડાઈ એ સધાની સ્વતંત્ર હસ્તી નથી જેમ કાળ એટલે ક્રમ તે જ પ્રમાણે અતર એટલે રચના અથવા ગોઠવણ છે આખી દુનિયા — આપણા શરીર કપડાં આખ માપવાનો વાર ફૂટપટ્ટી, એ બધા સહિત — એકાએક કદમા અડધી થઈ જાય, તો તે ફરક આપણા ખ્યાલમા પણ નહિ આવે પારમાર્થિક દૃષ્ટિથી નજીક અને દૂર તેમ જ જલદી અને મોડુ એનુ ઝાઝુ મહત્ત્વ નથી

## ૪
# સેવાનાં ક્ષેત્ર અને પ્રકાર

**દુનિયાની સેવા** હુ એટલે કેવળ મારો સાડાત્રણ હાથ લાંબો દેહ નથી દેહ કાંઈ મારુ સર્વસ્વ નથી મારુ સ્વત્વ મારા દેહની પાર પ્રસરેલુ છે મારા માબાપ, મારા ભાડુઓ, મારા છૈયાછોકરા, સગા વહાલા, ઇષ્ટમિત્રો, જ્ઞાતિબંધુઓ, દેશબાંધવો, સમગ્ર માનવજાત, બલ્કે ભૂતમાત્ર, આખી દુનિયા મારી છે, હુ આખુ વિશ્વ છુ હુ નાનો હોઉ તોય મોટો પણ છુ મર્યાદિત છુ તેમ વ્યાપક પણ છુ એટલુ જ નહિ, પણ મારુ મૂળ સ્વરૂપ વિશાળ હોઈને આ નાનકડુ રૂપ મને થોડા વખત પૂરતુ જ મળેલુ છે, અથવા કહો કે, તે મારા ઉપર લાદેલુ છે મૂળે હુ એક ગગનવિહારી પખી છુ છતા મને પાજરામા પૂરવામા આવ્યો છે સેવા એટલે મારો નાનામાથી મોટા, અલ્પમાથી વિશાળ, મર્યાદિતમાથી અમર્યાદિત, બિદુમાથી સિધુ, પિડમાથી બ્રહ્માડ થવાનો પ્રયત્ન છે સેવા એટલે આત્મવિસ્તાર અને આત્મવિસ્તારની અતિમ મર્યાદા પરમાત્મા છે સ્વેચ્છાએ કે અનિચ્છાએ, જાણે અથવા અજાણે, માણસના બધા કાર્યક્રમો બધી પ્રવૃત્તિઓ, વિદ્યાઓ, કળાઓ, હિલચાલો, સુધારણાઓ, સશોધનો કે શોધો, ઝઘડાઓ, યુદ્ધો, બધા આ મૂળ સ્વરૂપની પ્રાપ્તિ માટેના જુદી જુદી જાતના પ્રયત્નો જ છે એ સ્વેચ્છાથી કરવા તેનુ જ નામ સેવા

સેવકનો આત્મવિસ્તારનો પ્રયત્ન ઐચ્છિક હોય છે, પણ તે જ્ઞાનપૂર્ણ એટલે કે જ્ઞાનથી પ્રકાશિત થયેલો હોય છે જ, એમ નથી હોતુ સેવકની આત્મવિસ્તારની ભાવના કુટુમ્બ, ગામ, કોમ, દેશ જેવા કોઈ એકાદ ટપ્પા આગળ જઈને અટકી પડેલી હોય છે સેવાનુ અતિમ નિધાન જગત અથવા પરમેશ્વર જ છે તેનું ભાન દરેક સેવકને હોય છે

એમ નથી પરન્તુ આદર્શ સેવા એટલે જગતની અથવા ભૂતમાત્રની સ્વેચ્છાથી, જ્ઞાનપૂર્વક અને આત્મભાવનાથી કરેલી સેવા

મારા પર જગતના ઉપકાર છે હું આખા જગતનો ઋણી છુ મારુ આજનું જીવન મને મળેન કેળવણી અને જ્ઞાન, તેમ જ હું જે જાતજાતની સુખસગવડો ભોગવી રહ્યો છુ તે બધી આ દુનિયાની સપાટી પર જ્યારથી માણસની વસાહત થઈ તે વખતથી આજ લગી માણસની તેમ જ જાનવરોની, વનસ્પતિની તેમ જ કાષ્ઠપાષાણની જે હજારો પેઢીઓ થઈ ગઈ તે સર્વના સચિત કર્મનુ ફળ છે પૂર્વજોએ મહામહેનતે પ્રાપ્ત કરેલી સપત્તિનો વારસો મને અનાયાસે મળેલો છે પૂર્વજોના તેમ જ સમકાલીનોના શ્રમના મધુર ફળ હું ચાખી રહ્યો છુ આ દેવુ ચૂકવવાનો પ્રયત્ન કરવો, આ વારસામા થોડોઘણો પણ ઉમેરો કરીને પોતાની પછી આવનારા લોકો વાસ્તે વધારે સારી દુનિયા મૂકી જવા માટે પોતાની બધી શક્તિથી પ્રયત્ન કરવો એ મારુ પરમ કર્તવ્ય છે દુનિયામા હજુ સુધી દૈન્ય, દુખ ગરીબી, અજ્ઞાન, રોગચાળો, વેર, કલહ, મત્સર, વ્યસનો, દુર્ગુણ અન્યાય વગેરે ખૂબ ભરેલા છે આ બધા દુરિતોનુ નિવારણ કરીને વધારે સુખી, વધારે સતુષ્ટ, સમૃદ્ધ, સમર્થ, નીરોગી, નિર્વ્યસની, સુશીલ, સુજાણ ન્યાયી, પ્રેમળ, એવો મનુષ્યસમાજ નિર્માણ કરવો—એટલે કે પૃથ્વી પર સ્વર્ગ નિર્માણ કરવુ—એ મારું જીવનકર્તવ્ય છે આ જ મારા જીવનનુ સાર્થક અને મારા કલ્યાણનું સાધન છે

પણ આખી દુનિયાનો સુધારો હુ કેવી રીતે કરી શકવાનો? દુનિયા કેટલી વિશાળ, અને મારી શક્તિ કેટલી અલ્પ!

**सद्वर्तन = प्राणीमात्रनी सेवा** પરન્તુ આખા જગતની અચૂક સેવા કરવાનો એક રસ્તો મારે માટે ખુલ્લો છે સારું ચારિત્ર અને સારુ આચરણ એ આખા જગતને—અત્યારની તેમ જ ભાવી પેઢીઓને—પહોચે એવી સેવા છે જગતની સેવા કરવા માટે અલૌકિક બુદ્ધિમત્તા અથવા અસાધારણ કર્તૃત્વશક્તિ જ જોઈએ એમ નથી દુનિયાના

નાગરિક તરીકે હુ મારુ પોતાનુ નાનકડું વ્યક્તિગત જીવનજ નિર્દોષ રીતે, કોઈને પણ કનડગત કર્યા સિવાય, ચોરીચુગલી, મત્સર, દગાબાજી કર્યા સિવાય, ભૂમિને ભારરૂપ થયા વિના પસાર કરુ, નિર્દોષ સાધનો વડે અને બીજાઓનુ શોષણ ન કરતા કેવળ પોતાનો એકલાનો જીવનનિર્વાહ કરુ તો પણ જગ જીત્યો એમ થાય! નીતિનિયમોનુ પાલન કરવુ એ સેવાની અનિવાર્ય શરત છે, અથવા નીતિશુદ્ધ વ્યક્તિગત જીવન ગાળવું એ મૂગી પણ અત્યત મહત્ત્વની, નક્કર અને મૌલિક એવી સમાજસેવા જ છે. સત્ય, અહિસા, અસ્તેય, સયમ વગેરે માણસના સામાજિક જીવનના આધારભૂત નિયમો છે તેમનો ભગ કરવો એટલે સમાજના મૂળ પર કુહાડો માગવા જેવુ છે હુ મારા પડોશીની કોઈ વસ્તુ ચોરુ તો એ પાડોશીનો જ ગુનો કરીને હુ અટકતો નથી, મારુ એ કૃત્ય કાયદાની દૃષ્ટિથી સરકારનો એટલે કે આખા રાષ્ટ્રનો પણ ગુનો ઠરે છે. ખરેખર એ આખી માનવજાતિનો જ ગુનો કહેવાય વ્યભિચાર એ પણ આખા સમાજનો દ્રોહ છે જૂઠુ બોલવુ એ તો માણસ માણસ વચ્ચેના અરસપરસ વહેવારને જ મારક છે

वाच्यर्था नियता॰ सर्वे वाङमूला वाग्विनि सृता ।

ता हि यस्तेनयेत् वाचम् स सर्वस्तेयकृन्नर ॥

—માણસની વાણીમા અનેક જાતના અર્થ (શબ્દાર્થ અથવા સંપત્તિ) નિયત એટલે નક્કી કરી રાખેલા છે, વાણીમાથી જ તે ઉત્પન્ન થાય છે અને પ્રકટ થાય છે તે વાણી જ જે ચોરે છે તેણે કઈ વસ્તુ ચોરવાની બાકી રાખી?

તેથી સત્ય, અહિસા વગેરે સનાતન નીતિતત્ત્વોને પગ તળે કચડીને જે માણસ દાનધર્મ અથવા 'ટ્રસ્ટ' કરવા, મદિરો અથવા હૉલ બધાવવા, ઇત્યાદિ માર્ગે સમાજસેવા કરવા દોડધામ કરે છે, તે ઝાડના મૂળિયા કાપી નાખીને તેની ટૂપળ પર પાણી છાંટીને તે ઝાડને તાજગીવાળુ બનાવવાનો વૃથા પ્રયત્ન કરે છે નીતિશુદ્ધ નિષ્પાપ આચરણ કરવુ એ અલ્પ બળવાળા માણસની મર્યાદાની અદરની પણ આવશ્યક,

નિશ્ચિત, મહત્ત્વની અને વિશ્વવ્યાપી સેવા જ છે. ડૂબતા માણસને બચાવવા માટે તાકાત, હિંમત તેમ જ તરવાની કળા સારી પેઠે આવડતી હોવી જોઈએ; પણ કૂવાને કાંઠે ઊભેલા માણસને કૂવામાં ન ધકેલવો એ દૂબળો માણસ પણ સહેજે કરી શકે તેમ છે; બલ્કે ડરપોક અને નિર્બળ માણસ માટે જ તે વધારે સહેલું છે.

હે પ્રભુ! મને દુરાચરણ-દુર્બળ જ રાખ. મને પાપ-ભીરુ જ રહેવા દે.

**ખાનગી કર્તવ્યો :** સદાચાર એ અમૂર્ત, ગૂઢ અને અપ્રત્યક્ષ સેવા હોય તોય તેનું ક્ષેત્ર અથવા તેની પહોંચ અમર્યાદ છે. ઊલટું, પ્રત્યક્ષ અથવા મૂર્ત સેવાના પ્રકારોનું ક્ષેત્ર ગમે તેટલું વિસ્તારવાળું હોય તોય તેને મર્યાદા અથવા અંત હોવાનો જ. આ સેવાના પણ ખાનગી અને સાર્વજનિક એવા બે પ્રકાર કલ્પી શકાય. હું આખી દુનિયાનો ઋણી છું, એ વાત સાચી હોય તોય પ્રત્યક્ષપણે કોઈ વિશેષ વ્યક્તિઓનું અથવા વ્યક્તિસમુદાયનુ મારા ઉપર ખાસ ઋણ હોય છે, અને તે ચૂકવવુ એ મારું વિશેષ કર્તવ્ય ઠરે છે. હું ધરતી-માતાનો બાળક છુ, એ ખોટું ન હોય તોપણ જે ઔરસ માતાએ મને જન્મ આપ્યો, મને ઉછેરીને મોટા કર્યો તે માતાના અનેક ગણા ઉપકાર મારા ઉપર છે. માતાની જેમ જ પિતા, દાદા, દાદી, કાકા, મામા, ભાઈબહેન, સગાવહાલાં, ઇષ્ટમિત્ર, શિક્ષક ઇત્યાદિ અનેક વ્યક્તિઓના અનેક જાતના ઉપકારોને લીધે જ મારી જીવનયાત્રા સુખેથી ચાલે છે. ઈશ્વર પણ માબાપ, ઇષ્ટમિત્ર, પડોશી અને ક્યારેક અપરિચિત વ્યક્તિઓને રૂપે જ મારું લાલનપોષણ કરે છે; તેથી ઈશ્વરનું ઋણ અદા કરવાનો મારે જે પ્રયત્ન કરવાનો તે પણ ઈશ્વરના તે તે પ્રતિનિધિઓની મારફતે જ કરવો જોઈએ. જે કાંઈ છે તે બધુ ઈશ્વર જ છે, એ તાત્ત્વિક દૃષ્ટિથી સાચું હોય તોય પ્રત્યક્ષ વહેવાર તારતમ્યનો વિચાર કરીને જ ચલાવવો પડે છે. તેથી જ, "मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव –

એટલે કે માબાપ, ગુરુ મહેમાન, એ બધાને દેવ સમાન માન –" એવો ઉપનિષદોમા ગુરુએ શિષ્યને કરેલો ઉપદેશ યથાયોગ્ય છે હુ સમાજ-સેવક, દેશસેવક વગેરે ગમે તે થાઉ, તોપણ મારા માબાપ, ભાડુઓ, પત્ની, છૈયાછોકરા, આડોશીપાડોશી, તેમ જ મારા મિત્રો પ્રત્યેના મારા કર્તવ્યની હું જરાય અવગણના ન કરી શકુ દેશભક્તિના નશામા નજીકના માણસો વિશે બેપરવા રહેવુ તેમા વખાણવા જેવુ અથવા તો બડાઈ હાકવા જેવુ કશુ નથી માતા પોતાના બાળકને ધાવના અથવા કામવાળીના હવાલે સોપીને 'ક્લબ', 'ભગિનીમડળ', અથવા બીજી જાહેર પ્રવૃત્તિમા તલ્લીન થઈ જાય, તેમા તેની સેવાવૃત્તિ કરતા લોકો આગળ મહાલવાની હોશ જ વધારે હોવાનો સભવ છે

એટલુ માત્ર સાચુ કે કુટુમ્બીજનોની સેવા મોહ કે મમતા-મૂલક ન હોવી જોઈએ પણ કર્તવ્ય તરીકે તે કરવી જોઈએ માતાની સાથે રહેવાનુ મને ગમે છે એટલા માટે તેની સેવા કરવા મારે રહેવાનુ નથી પણ તેની શુશ્રૂષા કરવી એ ખાસ મારુ જ કર્તવ્ય છે, એ મારો સ્વધર્મ છે, એટલા માટે તે મારે કરવાની છે કુટુમ્બની સેવા કરવાની તે બાબીના સમાજને બાધક ન થાય એ રીતે જ કરવી જોઈએ કારણ માતાએ મારુ લાલનપોષણ કર્યું અથવા મારા અનેક ઇષ્ટમિત્રો દરેક રીતે મને સહાયભૂત થયા તેઓ પણ વ્યાપક સમાજની માતૃભૂમિની અથવા દુનિયાની મદદથી અથવા અનુકૂળતાને લીધે જ તેમ કરી શકયા ગોવાળે ચોખ્ખુ દૂધ ન આપ્યુ હોત વૈદ્યે યોગ્ય દવા ન કરી હોત ગામમા બળિયાનો અથવા ઉટાંટિયાનો વાવર ફેલાત અને પડોશની સ્ત્રીએ નજર * લગાડી હોત તો માતાનુ બાળસગોપન અશક્ય નહિ તોય મુશ્કેલ તો થાત જ તે જ પ્રમાણે દેશ પર કોઈ બહારનો શત્રુ ચડી આવે અને તેનુ નિવારણ ન થઈ શકે તો હું પણ મારી ઘરડી માતાની શુશ્રૂષા કેવી રીતે કરી શકવાનો

* લખકનો 'નજર પર વિશ્વાસ છે એમ વાચક મહેરબાની કરી રખે માને.

હતો ? ઉપરથી પડતા બોજાનું નિવારણ ન થાય તો ખાટલા નીચેનો કચરો વાળી કાઢવાથી શું સચવાવાનું હતું ? તેથી દેશરક્ષણ વિશે બેપરવા રહીને હું કુટુમ્બરક્ષણ ન કરી શકું; તેમ કરવાની ઇચ્છા કરવી એ મારે માટે ઉચિત નથી. તેથી ઊલટું, કુટુમ્બનો દ્રોહ કરીને દેશસેવા કરવામાં પણ કશો સાર નથી.

આ 'ખાનગી' કર્તવ્યો જેમ કૌટુંબિક અને ધંધાના સ્વરૂપનાં હોય છે, તેવી જ રીતે તે કયારેક તદ્દન અપરિચિત વ્યક્તિઓની બાબતમાં પણ કરવાનાં ઊભાં થાય છે. પ્રવાસ દરમ્યાન પોતાને તદ્દન અપરિચિત એવા સહપ્રવાસીનું કંઈ નુકસાન થાય અથવા અકસ્માત થાય, તો તેને મદદ કરવી એ ખાસ મારું અનિવાર્ય કર્તવ્ય ઠરે છે. તેને માટે સાર્વજનિક અથવા મારે અભાવે બીજાઓ પણ જે કરી શકે એવાં કર્તવ્યોને પડતાં મૂકવાં પડે, તોપણ તેની કશી હરકત નથી. આવાં પ્રસંગવશાત્ આવી પડેલાં કર્તવ્યો એટલે જાણે પરમેશ્વરે ખાસ મને જ સોંપેલી કામગીરી છે. આવાં નિયત કામો ટાળીને, અનિયત અથવા ન કહેલાં કે સોંપેલાં કામો બેજાએ માથે લેવાની પંચાત અથવા વૃથા પ્રયત્ન કરવાનો કશો અર્થ નથી. ગીતામાં કહ્યું છે કે,

"श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।"

—પોતાનું કર્તવ્ય ગમે તેટલું નજીવું હોય તોપણ તે કરવું જ યોગ્ય છે. બીજાનું કામ હું સારી રીતે કરી શકતો હોઉં તોપણ તે તરફ દોડી જવું યોગ્ય નથી.

તેથી નજીકનાં ખાનગી કર્તવ્યો અને વ્યાપક સાર્વજનિક કર્તવ્યો, તેમ જ પરચૂરણ પણ તરત કરવા જેવાં કર્તવ્યો, અને મહત્ત્વનાં પરન્તુ નિરાંતે અનુકૂળતા પ્રમાણે કરવાનાં કર્તવ્યો,. એ બધાંનો તે તે પ્રસંગ તેમ જ પરિસ્થિતિ અનુસાર તારતમ્યપૂર્વક સમન્વય સાધવો એ સેવકને માટે ઉચિત છે.

**જાહેર સેવા :** અહીં સુધી આપણે સેવકનાં અંગત ઋણાનુબંધો અને સંબંધો તથા તેમાંથી ઉદ્ભવનારાં કર્તવ્યોનો વિચાર કર્યો.

સર્વસામાન્ય લોકોની સેવાને સાર્વજનિક કાર્ય અથવા સેવા કહી શકાય હવે આપણે સાર્વજનિક સેવાના ક્ષેત્રને વિચાર કરીશું

સાર્વજનિક સેવા એટલે આખી દુનિયાની સેવા; પરન્તુ અહીં પણ સેવાના ક્ષેત્રની બાબતમાં વ્યવહારની દૃષ્ટિથી કાંઈક મર્યાદા મૂકવી સગવડભર્યું અને આવશ્યક છે સેવકને પોતાના ગજા પ્રમાણે તેમ જ પોતાના કામના પ્રકારને ખ્યાલ રાખીને ગામ, પચકોશી, તાલુકો, જિલ્લો, પ્રાંત, દેશ, વગેરે જેવુ કોઈ પણ નાનુ કે મોટું ક્ષેત્ર પસંદ કરવુ પડે છે. રાજકારભારમાં જેમ તલાટી, મામલતદાર, કલેક્ટર, ગવર્નર, અને વાઈસરૉય જેવા નાના મોટા ક્ષેત્રના અમલદારો હોય છે, તે જ પ્રમાણે સેવક પણ પોતાને માટે ક્ષેત્ર નક્કી કરી લે છે મામલતદાર જેમ તાલુકાને જ કારભાર કરતો હોય તોપણ તે કલેક્ટરના અને તેની મારફતે ઉપલા અધિકારીઓના હુકમમા રહીને જ પોતાનુ કામ કરે છે, તે જ પ્રમાણે સેવકને માથે કોઈ 'બડા સાબ' અથવા સરમુખત્યાર ન હોય તોપણ સેવકની પોતાના કાર્યક્ષેત્ર વિશેની નિષ્ઠા તેના કરતાં વધારે વ્યાપક નિષ્ઠાને આધીન રહેવી જોઈએ, તેની ગ્રામસેવા દેશસેવાને પોષક હોવી જોઈએ, તે દેશહિતની સાથે વિસંગત હોય તે ન ચાલે

**સ્વદેશી ધર્મ** · આ સ્વદેશી ધર્મ જ છે આખી દુનિયા મારી છે એ ખરું, પણ પ્રત્યક્ષ સેવા મારે કોની કરવી? એનો જવાબ એ કે, જેઓ મારી નજીકના છે તેમની જ સેવા મારે પ્રથમ અથવા વિશેષે કરીને કરવી જોઈએ, અને દૂરના લોકોની તે પછી

"ચૅરિટિ બિગિન્સ ઍટ હોમ" 'સદ્વૃત્તિની શરૂઆત પોતાના ઘરથી થાય છે' એ આનો અર્થ (શરૂઆત ઘરથી થાય છે એમ કહ્યુ છે, પણ તેનો 'અંત' પણ ઘરમા જ થવાનો નથી હોતો, એ ઘણા ભૂલી જાય છે.) દીવો પોતાના પ્રકાશના કિરણ ચોમેર જ્યાં સુધી પહોંચાડી શકાય ત્યાં સુધી પહોંચાડે છે. નજીકના ભાગમાં ખૂબ પ્રકાશ પડે તેટલા માટે 'અમુક હદની બહાર કિરણોને જવા દઈશ

નહિ' એમ પણ તે કહેતો નથી, તે જ પ્રમાણે દૂર સુધી પોતાનો પ્રકાશ કે પ્રભાવ પહોંચે તેટલા માટે પાસેના પ્રદેશની ઉપેક્ષા પણ કરતો નથી તેનો પ્રકાશ નજીકના ભાગમા વધારે પ્રખર, અને જેમ દૂર દૂર જાય તેમ તેમ ઝાંખો પડતો જાય છે મોટી બત્તીનાં કિરણો દૂર સુધી જશે તો કોડિયાની મજલ ચાર ડગલાં સુધી જ પહોંચશે, પણ કોડિયુ નજીકના લોકોને પ્રકાશ આપવા માટે દૂરના લોકો માટે વધારે અંધારુ કરતુ નથી દીપરાજ સૂર્યના કિરણ ઘણા મોટા અતર સુધી પ્રકાશ અને ગરમી પૂરી પાડે છે છતા તેની શક્તિને પણ મર્યાદા છે જ સૂર્યના પ્રમાણની હદ એ સૂર્યમાળા પૂરતી જ છે સૂર્યમાળાની બહારનો અનત દિગ્વિસ્તાર તેના ટપ્પાની બહાર રહી જાય છે, તથાપિ ત્યા પણ તે વધારે મર્યાદિત સ્વરૂપનુ કામ કરી શકે છે દાખના તરીકે, ધ્રુવનો તારો એ પણ આપણા સૂર્યના જેવો જ એક સૂર્ય છે પ્રદીર્ઘ અતરને લીધે તે આપણને પ્રકાશ અથવા ગરમી પહોંચાડી શકતો નથી તોપણ તે આપણને દિશા અને માર્ગ બતાવે છે તેની આ સેવા પણ કાંઈ ઓછા મહત્ત્વની નથી

દીવાનો* દાખનો બીજી એક દૃષ્ટિથી પણ ઉચિત છે દીવો આખા ઘરમા પ્રકાશ આપે છે ઘરનાં બધા માણસોની સેવા કરવાની તેની તૈયારી હોય તોપણ તે કોઈની ઉપર પોતાની સેવા લાદવા માગતો નથી સૂતેલાઓને તે જબરદસ્તીથી જગાડતો નથી જેઓ આખ ઉઘાડે તેમને જ તે પ્રકાશ આપે છે સૂર્ય આખા જગતને માટે પ્રકાશે છે, પણ તે કોઈના ઘરમા જબરજસ્તીથી ઘૂસતો નથી જેમણે પોતાના ઘરના કમાડ વાસી દીધા હોય તેમના બારણા આગળ તે ચૂપચાપ રાહ જોતો ઊભો રહે છે તેઓ બારી ઉઘાડે કે તરત તે અદર પ્રવેશ કરે છે તે જ પ્રમાણે સેવકે પણ પોતાની શક્તિ અનુસાર નક્કી કરેલા ક્ષેત્ર પૈકી જેટલા લોકોની તેની સેવા સ્વીકારવાની મરજી હોય તેટલાની જ સમબુદ્ધિથી સેવા કરવાની છે મારુ પ્રવચન બધા

* દીવાનુ દૃષ્ટાંત શ્રી વિનોબા ભાવેના એક પ્રવચનમાથી લીધુ છે

ગામલોકો માટે હોય તોપણ જેટલા લોકો મંદિરમાં તે સાંભળવા આવે તેમની આગળ જ મારે તે આપવું પડે છે માગ કેશકર્તનાલય (સલૂન)ની બહારનું 'ભલે પધાર્યા'નું પાટિયું રસ્તે જતા બધા માણસોને આમંત્રણ આપતું હોય તોપણ આખરે 'અમારા ખાસ આશ્રયદાતાઓ માટે જ' હું તે ચનાવું છું પ્રેસિડન્ટ રૂસવેલ્ટ આખી દુનિયા માટે રેડિયો ઉપર ભાષણ કરે તોપણ જે લોકો પોતાના રેડિયો તૈયાર રાખીને કાન દઈને તે ધ્યાનપૂર્વક સાંભળવા બેસશે તેમને જ તેના શબ્દો પહોંચવાના

**પ્રાદેશિક ક્ષેત્ર** એવા આખરે, અથવા પ્રત્યક્ષપણે, આ કે તે કોઈ વિશિષ્ટ વ્યક્તિઓને જ પહોંચે છે, તેમ છતાં તે યોજાયેલી હોય છે કોઈ વિશેષ પ્રદેશ માટે દાખલા તરીકે, એમદ છાપું જિલ્લા માટે ચલાવવામાં આવે છે જિલ્લાના કુલ રહેવાસીઓ પૈકી હજારમાં એક જ જણ તે વાંચે છે અને જિલ્લાની બહાર પણ તેને થોડાક વાચકો મળે છે, છતાં તેને જિલ્લા પત્ર કહેવામાં આવે છે પૂનાનું કેસરી એ બૃહત્ મહારાષ્ટ્રનું, મુંબઈનું ટાઇમ્સ આખા હિંદુસ્તાનનું અને ગાંધીજીના યંગ ઇન્ડિયા કે હરિજન અથવા લંડનના ટાઇમ્સ જેવા પત્રો આખી દુનિયા માટે છે એમ કહી શકાય તે જ પ્રમાણે કોઈ સેવકનું નિયોજિત કાર્યક્ષેત્ર કેવળ તેનું ગામ અથવા ગામનો કોઈ વિશિષ્ટ ભાગ હોઈ શકે, અથવા જિલ્લો, પ્રાંત વગેરે હોઈ શકે, જ્યારે કોઈ એકાદ લોકોત્તર મહાપુરુષનું કાર્યક્ષેત્ર આખી દુનિયા પણ હોઈ શકે

**દેશસેવા** આ બધા જ ક્ષેત્રોને દેશ અને બધી જ સેવાને દેશસેવાનું નામ આપવાને હરકત નથી કારણ 'દેશ' એ તે તે સેવકના ગજા પ્રમાણે ગમે તેટલો નાનો અને ગમે તેટલો મોટો — દુનિયા જેટલો પણ — હોઈ શકે છે મહત્ત્વનો મુદ્દો એ કે તે કોઈ પણ નિશ્ચિત ભૌગોલિક અથવા પ્રાદેશિક વિભાગ હોવો જોઈએ દેશ એ કુદરતી અથવા ઈશ્વરનિયુક્ત કાર્યક્ષેત્ર છે, તેથી 'સ્વદેશી' અથવા દેશસેવા એ ધર્મ છે આશ્રય, સાધુઓ અથવા સંન્યાસીઓ, એ સૌ અને

ઈશ્વરે આપેલા છે તે જ પ્રમાણે દેશ પણ મને ઈશ્વરે જ નક્કી કરી આપ્યો છે તેથી કુટુંબને અંગે જેમ મારે ખાનગી કર્તવ્યો હોય છે, તે જ પ્રમાણે દેશને અંગે પણ મારાં સાર્વજનિક અથવા જાહેર કર્તવ્યો પણ છે

'દેશ' એટલે દેશમાં રહેતો સમાજ દેશસેવા એટલે પથ્થર, માટી, હવાપાણી વગેરેની સેવા નથી એ દેખીતું જ છે જેની સેવા માટે કરવાની છે તે સમાજ અથવા સંઘ દેશવિશિષ્ટ, સળંગ અને નિસર્ગનિર્મિત હોવો જોઈએ, કૃત્રિમ ન હોવો જોઈએ સહકારી પેઢીઓ, જમીનદાર સભાઓ, તેમ જ ટ્રેડ યુનિયનો એ કૃત્રિમ સંઘો છે આવા સંઘો બનાવવાની છૂટ સૌને હોવી જોઈએ અને આવા સંઘોની આવશ્યકતા પણ હોય છે પણ આવા સંઘોનું કાર્ય સામ્પ્રદાયિક સ્વાર્થસાધનના સ્વરૂપનું જ હોય છે એ સ્વાર્થ ન્યાય્ય હોઈ શકે અથવા અન્યાય્ય પણ હોઈ શકે સ્વાર્થ ન્યાય્ય હોય તો એ સંગઠન અથવા સંસ્થા વાંધાભરેલી ન કહેવાય એટલું જ, પણ એને નિરપેક્ષ સમાજસેવા ન કહી શકાય

**राजकीय देश** 'દેશ'ની મર્યાદાઓ લવચીક (સ્થિતિસ્થાપકતાવાળી) હોય છે, અને સગવડ પ્રમાણે તે લાંબીટૂંકી થઈ શકે છે, એમ અમે કહ્યું પણ પૃથ્વીના સામાન્યપણે કેટલાક મોટા ભૌગોલિક વિભાગ પડે છે નદીઓ, પર્વતો, દરિયો વગેરે જેવા કુદરતી અંતરાયોને કારણે એક પ્રદેશ બીજાથી અલગ પડે છે આવા વિભાગમાં રહેતા સમાજના અંતર્ગત વહેવાર વિશેષ ગાઢા અને પરસ્પરાવલંબી હોય છે અને બીજા પ્રદેશમાં રહેલી પ્રજાથી આ સમાજ ભાષા, પહેરવેશ રીતરિવાજો વગેરેની ભિન્નતાને લીધે તેમ જ અવરજવરની મુશ્કેલીઓને લીધે જુદો પડે છે ચીન હિંદુસ્તાન, બ્રહ્મદેશ, અરબસ્તાન એ આવી જ જાતના કુદરતી ભૂવિભાગો અથવા દેશો છે

માણસના સામાજિક જીવનમાં રાજ્યસસ્થાનુ અને રાજકારણનુ સર્વોપરી મહત્ત્વ હોય છે એરિસ્ટોટલે તો માણસ એટલે રાજકારણી પ્રાણી એવી જ માણસની વ્યાખ્યા કરી છે માનવનિર્મિત સાર્વજનિક સસ્થાઓમા રાજ્યસસ્થા સૌથી વધારે મહત્ત્વની અને જીવનનો વધારેમા વધારે ભાગ વ્યાપનારી, તેમ જ જીવનનુ વધારેમા વધારે નિયત્રણ કરનારી સસ્થા છે રાજ્યોના કબજામા જે મુલક હોય છે તેની મર્યાદાઓ પણ ઘણુ કરીને ભૌગોલિક વિભાગોને અનુસરીને જ હોય છે દેશ એ જ મોટે ભાગે રાજ્ય પણ હોય છે આવી રીતે એક દેશની અથવા એક રાજ્યની પ્રજાનુ સામાજિક જીવન એકબીજા સાથે વિશેષ સકળાયેલુ અને બીજા પ્રદેશોથી ભિન્ન બને છે એક રાજ્યની પ્રજાના હિતસબધો એકત્ર ભળેલા હોય છે અને બીજાથી જુદા અને કયારેક વિરોધી પણ હોય છે રાજકીય—ભૌગોલિક દેશો એ જ માનવજાતિના કુદરતી અને એકબીજાથી વિભક્ત વિભાગો હોવાથી, સમાજસેવા મુખ્યત્વે કરીને દેશસેવાનુ સ્વરૂપ પકડે છે દેશની પછી ગામ અને કેટલેક દરજ્જે પ્રાત એ કુદરતી વિભાગો કહેવાય, પરતુ તાલુકો, જિલ્લો, અને ઇલાકો, એ બધા કેવળ રાજ્ય-કારભારની સગવડ માટે મરજી મુજબ પાડેલા વિભાગો છે

આજકાલ અવરજવરના સાધનો વધુ ને વધુ સુલભ, વેગવાળા અને સર્વગામી થઈ રહ્યા છે તેથી અતરો ટૂકા થતા જાય છે અને પર્વત કે સમુદ્ર જેવા અતરાયોનુ પણ મહત્ત્વ રહ્યુ નથી આને પરિણામે આખી પૃથ્વીનો એક દેશ, એક સમાજ અને એક રાજ્ય બનવા માટે કાળ અનુકૂળ છે

## ૫

# રાષ્ટ્રવાદ અને કોમવાદ

**फाटी गयेलु दूध** દેશસેવા એ આપણને ઈશ્વરે નક્કી કરી આપેલુ કર્તવ્ય છે, તે આપણો જન્મસિદ્ધ ધર્મ છે, એમ આપણે માન્યુ છે દેશસેવા પવિત્ર વસ્તુ છે, પણ પવિત્ર વસ્તુમા જ વિકૃતિ પેદા થવાનુ જોખમ વિશેષ હોય છે, અને પવિત્ર વસ્તુની વિકૃતિ વિશેષ અનર્થકારક પણ હોય છે દૂધ એ એક હલકો પૌષ્ટિક ખોરાક છે, પરતુ દૂધની બરાબર કાળજી ન લઈએ તો તે અનેક ઘાતક રોગોનુ કારણ બને છે ધર્મને નામે આજ લગી જેટલા અત્યાચારો થયા છે અને થાય છે, તેટલા ગુનાઓ નામે પણ ભાગ્યે જ થયા હશે યજ્ઞને નિમિત્તે આજ લગી જેટલા નિર્દોષ અને ઉપયોગી પ્રાણીઓની હિંસા થઈ છે, તેટલી શિકારને નિમિત્તે જગલી હિંસ્ર પશુઓની પણ નહી થઈ હોય મહાત્મા ગાધીએ ખાદીની ચળવળ ઉપાડી કે તરત દેશી વિદેશી મિલવાળાઓ ગમે તેવા જાડા અને ખડબચડા કપડા ઉપર ખાદીની છાપ મારીને તે મોઘે ભાવે વેચીને તેમાથી નફો કાઢવા આગળ વધ્યા ધર્મ કોઈ વખાણવા જેવુ પગલુ ભરે, તો તેનો ગેરલાભ લેવા માટે ષડ્રિપુઓ હમેશા ટાપીને બેઠા જ હોય છે

**देशाभिमानने नामे घिंगाणु** દેશાભિમાન એ વસ્તુત કેટલી ઉદાત્ત ભાવના છે ! પણ એ જ આજે માનવજાતિની પ્રગતિના માર્ગમા મોટામા મોટો અતરાય થઈ બેઠી છે બલ્કે, માણસે આજ લગી જે સસ્કૃતિ કેળવી ને વિકસાવી, તેનો નાશ કરવા દેશાભિમાન આજે સજ્જ થયેલુ દેખાય છે મારો દેશ ઈશ્વરનો લાડીલો દેશ છે, તે વૈભવની ટોચે ચડે, તે સૌથી આગળ જાય, પછી બીજા દેશોનુ ગમે તે થાઓ,

સંકુચિત રાષ્ટ્રવાદ અથવા "હું મારા દેશની ઉન્નતિ સાધીશ અને તે માટે બીજા દેશોને કચડી નાખીશ" એમ કહેનારો 'રાષ્ટ્ર-પૂજાધર્મ' એ આજે પાશ્ચાત્ય દેશો માટે એક ભારે શાપ થઈ પડ્યો છે અને તેનો ચેપ આપણા પૂર્વ તરફના લોકોને પણ નડ્યા વિના રહ્યો નથી આપણે પૂર્વ તરફના લોકો બધા સજ્જન અને પશ્ચિમના લોકો બધા દુર્જન, એમ અમારું કહેવું નથી છેલ્લા કેટલાક સમયથી યુરોપ, અમેરિકા એ જ દુનિયાના રાજકારણના કેન્દ્રો થઈ પડ્યા છે, પૂર્વના દેશોનું પોતાનું સ્વતંત્ર રાજકારણ હતું જ નહી, એ અર્થમાં અમે ઉપરનું વિધાન કર્યું છે આજે જાપાન આ રાષ્ટ્રવાદની બાબતમાં કોઈ પણ પાશ્ચાત્ય રાષ્ટ્રથી ઊતરે એવું નથી આપણું મરાઠાઓનો જ્યારે ચડતો કાળ હતો ત્યારે આપણે પણ ચારે કોર લૂટફાટ કરવામાં અને મુલકો જીતવામાં પાછી પાની કરી નહોતી એવો સંભવ છે કે, પાશ્ચાત્ય ને પૌર્વાત્ય એની વચ્ચે કશો ફરક હોય તો તે જિતાયેના અને વિજેતાઓ, યશસ્વી અને અયશસ્વી, પ્રભાવશાલી અને નિષ્પ્રભ, પ્રબળ અને નિર્બળ એમની વચ્ચે જે સ્વાભાવિક તફાવત હોય છે તે જ છે

**કોમવાદ** આ ઉપરાંત બીજો એક દુષ્ટ ગ્રહ — કોમવાદ — હિંદુસ્તાનની કેડે પડ્યો છે આપણે આખા ગામને અથવા મુલકને પણ પોતાનો કહેવા તૈયાર નથી એક કહે છે, 'હું હિંદુ છું હિંદુ હિંદુ વચ્ચે કોઈ પણ જાતનો ભેદ માનવા હું કબૂલ નથી, પણ 'હિંદી' જેવો કોઈ વર્ગ છે એમ માનવા હું તૈયાર નથી' તો બીજો એનો જ ભાઈ કહે છે, "હું બ્રાહ્મણ છું આજે આખી દુનિયા બ્રાહ્મણોની સામે થઈ છે એવી સ્થિતિમાં બ્રાહ્મણો મજબૂત સંગઠન નહી કરે તો જીવવાની આશા પણ ન રાખી શકે હું મારી બધી શક્તિ વાપરીને બ્રાહ્મણેતરોના આક્રમણનો સામનો કરીશ" ત્રીજો કહે છે, "હું ચિત્પાવન છું પેશવાઈનો અંત આવ્યો ત્યારથી અમારી જે પડતી શરૂ થઈ તે કેટલે નીચે સુધી અમને લઈ જશે એ કાંઈ

સમજાતુ નથી બીજી બધી જ્ઞાતિઓ પોતપોતાનુ સગઠન કરીને પોતાપૂરતી કાળજી લઈ રહી છે, તો અમે જ એકલા માધાની જેમ બેસી રહીએ તે કેમ ચાલે?" *

સકુચિત રાષ્ટ્રવાદ કહે છે પડખેના પ્રદેશમા જેઓ રહે છે તેટલા જ મારા, બાકીના દૂરના તે મારા દુશ્મન, જ્યારે કોમવાદ પડોશીઓને પણ પોતાના કહેવા તૈયાર નથી તે કહે છે આખા મુલકમા ઠેકઠેકાણે છૂટક છૂટક વેરાયેલા મારી જ્ઞાતિના લોકો એટલા જ મારા, બાકીના પારકા અથવા શત્રુઓ મારી નજીકનો પડોશી, મારા ઘરમા કામ કરનારી કામવાળી, મને રોજ દૂધ આપવા આવતો ગોવાળિયો, અનાજ પૂરુ પાડનાર વાણિયો, હજામત કરનાર વાળંદ, મારા કપડા ધોનાર ધોબી, મારા છોકરાઓને ભણાવનાર શિક્ષક મારુ ઘર બાધનારા કડિયા અને સુથાર, વાસણ તૈયાર કરી આપનાર કસારો અને કુભાર, પગરખા સીવી આપનાર મોચી, ઘર સામેનો રસ્તો વાળનાર ઝાડવાળો, અને ઘર પાછળનુ પાયખાનું સાફ કરનાર ભગી, માદગીમાથી બચાવનાર ડૉક્ટર,—આ બધા મને પારકા અને દૂરના, જ્યારે મારાથી હજારો માઈલને અતરે રામેશ્વર, તજાવર, નાગપુર, ઈદોર, કાશી, દિલ્હી વગેરે સ્થળે રહેનારા મારી ન્યાતના લોકો—જેમને મે કદી કાળા કે ગોરા જોયા નથી અથવા કદી જોવાનો પણ નથી—તે બધા જાણે મારા સગાવહાલા!

'મારુ' અને 'પરાયુ' એ આ આખો ભેદ જ કાલ્પનિક કે વિચિત્ર જેવો છે સાચુ જોઈએ તો, દુનિયામા બધા જ બધાના છે, દરેક માણસ વિશ્વરૂપી કુટુબનો એક ઘટક છે પરતુ એટલાથી માણસને સતોષ થતો નથી ભર્યાભાદર્યા ઘરમા તેને એકલવાયુ લાગે છે, ડર લાગે છે બધામાથી કેટલાકને ખાસ 'મારા' કહીને પકડી રાખ્યા વિના તેને ચેન પડતુ નથી, નિરાત વળતી નથી વિશ્વકુટુબની

* લેખકે પોતાની જ જ્ઞાતિનો અને પેટા જ્ઞાતિનો દાખલો આપ્યો છે, એમા એ જ્ઞાતિઓ વિશેષ જ્ઞાતિનિષ્ઠ છે એમ સૂચવવાનો તેનો ઉદ્દેશ નથી

અંદર માણસ એક જુદું નાનકડું કુટુંબ રચે છે માબાપ, ભાઈભાંડુઓ, પત્ની, બાળકો એ બધાં 'મારાં', તેઓ મારી ઉપર પ્રેમ કરે અને હું તેમના પર પ્રેમ કરું, તેઓ મને ઉપયોગી થાય અને હું તેમને ઉપયોગી થાઉં, એવો તેમની અને મારી વચ્ચે અનિશ્ચિત સંકેત નક્કી થયેલો હોય છે મારું કુટુંબ, મારું કુળ, તેમ જ નજીકના, દૂરના અને જેમની સાથે સગપણ સંબંધ થવાનો સંભવ છે એવા ભાવિ સગાવહાલાંના મળીને મારી ન્યાત અને જે મારા ન્યાતિબંધુઓ તેઓ મને 'મારા' લાગે છે પરદેશમાં મને મારી ન્યાતનો કે અટકવાળો અથવા મારા મુલકનો કોઈ મળે તો મને મારો પ્રાણસખા મળ્યો હોય અથવા મારા જીવમાં નવું ચૈતન્ય દાખલ થયું હોય, એમ લાગે ત્યાં સુધી તો ઠીક, પરન્તુ આવી રીતે પાંચ જણને 'મારા' કહીને પાસે કરવા જતાં હું બીજા પચાસને પારકા કહીને દૂર ધકેલું છું શેઁ મેળવવા માટે એક ખાડી ગુમાવું છું, એ કોઈ પણ રીતે યોગ્ય નથી

**સંકુચિત વૃત્તિ** રાષ્ટ્રવાદ અને કોમવાદ એ બધા 'મૂઢગ્રાહો'— પરાણે અંતરમાં સંઘરેલી અનાદી કલ્પનાઓ — છે પરમેશ્વરે તને માણસ બનાવ્યો, તને અસંખ્ય બંધુઓ આપ્યા આખી દુનિયામાં ઠેકઠેકાણે ફેલાયેલા બંધુઓનું ઓળખાણ હોવું પણ તારે માટે અશક્ય હોય તોપણ તારા ગામના હંમેશના પરિચયના હજારો બંધુઓ તને લાધ્યા છે પરમેશ્વરે તને મહાન વારસો આપ્યો, આખો મુલક બક્ષિસ આપ્યો, પણ તે હતભાગીએ તેને લાત મારી દૂર ફેંકી દીધો અને એક ખૂણો જ પકડીને તું બેઠો છે અને કહે છે, "આટલી જ મારી જગ્યા, આની બહાર બધું જંગલ છે, અને તેમાં હિંસ્ર પશુઓ રહે છે હું મારી હદની બહાર પગ મૂકીશ નહીં, અને જો કદાચ મૂકું તો બંદૂક લઈ શિકાર કરવા પૂરતો જ મૂકીશ" તું મહાસાગર છે પણ "હું સાગર નથી, એક ખાબોચિયું છું," એવું ગાંડપણ તને વળગ્યું છે નસીબ તારું! તું કહીશ, "હું પણ સાગર થવા તૈયાર

કું; પણ મારી પડખેનાં ખાબોચિયાં પ્રથમ પોતપોતાનું ખાબોચિયા-પણું છોડી દઈને સાગર બનવા તૈયાર હોય તો જ. તે બધાંનો તો પોતપોતાને ખાબોચિયાં તરીકે ઓળખાવવાનો જ આગ્રહ છે. તો પછી મેં જ એવો શો ગુનો કર્યો છે કે મારે ખાબોચિયું મટી સાગર બનવું ?"

એ પણ સાચું છે! કોમવાદ, રાષ્ટ્રવાદ વગેરે બધા જ સંકુચિત વાદો ચેપી અને એકબીજાને પોષક છે. ઘાંચીઓ પોતાની ન્યાતનું સંગઠન કરે એટલે માળીઓને પણ પોતાની ન્યાતનું સંગઠન કરવાનું મન થાય છે; અને તેને લીધે ઘાંચીઓએ કરેલા મૂળ સંગઠનનો બચાવ થાય છે. મરાઠા લીગ અને બ્રાહ્મણ સભા, કહ્રાડા સંમેલન અને ચિત્પાવન પરિષદ, હિંદુ મહાસભા અને મુસ્લિમ લીગ, એ બધાં એક બીજાને આધારે જ ચાલે છે. એકને ક્ષયરોગ થાય તો તેનો ચેપ બીજાને લાગે છે. પરંતુ પાછળથી જે માંદો પડે તેની માંદગીની અવસ્થા પહેલી જેટલી આગળ વધેલી નહિ હોય એમ નહીં કહેવાય; એની પ્રગતિ વધારે ઝડપી પણ હોઈ શકે.

**मीठाई माटे आत्माहुति :** ખાસ નવાઈની વાત એ છે કે, લોકો રાષ્ટ્રને ખાતર કે કોમને ખાતર આત્યંતિક ત્યાગ કરવા તૈયાર થઈને પોતાના જાનની પણ પરવા કરતા નથી. ખરું જોતાં, આત્યંતિક ત્યાગ માણસ પરમાર્થપ્રાપ્તિને માટે જ કરે એ ઉચિત છે. તાત્કાલિક લાભ માટે આત્મબલિદાન આપવામાં ડહાપણ નથી, ઉદાત્તતા નથી, પાવિત્ર્ય પણ નથી. એ તો ઈર્ષ્યા, મદ, દર્પ, દ્વેષ, ક્રોધ, ક્ષોભ વગેરેને લીધે ઉદ્ભવનારા મોહનું, આંધળાપણાનું અથવા ભ્રાંતચિત્તતાનું કે તુંડમિજાજનું જ પરિણામ છે; વિચાર, સાત્ત્વિકતા, નમ્રતા, પ્રસન્નતા અથવા પ્રેમળપણાનું એ લક્ષણ નથી. બહુ તો તેને બાધાઈ કહી શકાય. અગાઉ આપણે ત્યાં સતીનો ચાલ હતો. સતી "થનાર" વિધવાઓ કેટલી હતી, અને જેમને સતી "થવાની ફરજ પાડવામાં આવતી" એવી કેટલી હતી, તેનું પ્રમાણ નક્કી કરવાનું હવે શક્ય નથી; છતાં અમારું એવું અનુમાન છે કે, ઇહલોકની કીર્તિ, પરલોકનું ઐશ્વર્ય અને સગાંવહાલાંનું

ઉત્તેજન એ બધાથી ભરમાઈને કે ભોળવાઈને તેમ જ વૈધવ્ય-દુઃખોથી ડરીને કેટલીક વિધવાઓ સતી થવાનો 'સંકલ્પ' કરતી હોવ જોઈએ. પ્રત્યક્ષ સળગતી ચિતાનો સામનો કરતી વખતે પોતાના સંકલ્પનો ફેર વિચાર કરવાનું પણ કેટલીકને મન થતું હશે; પરંતુ ધાર્મિક વિધિપૂર્વક કરેલા સંકલ્પને પૂરો કરવો એ અનિવાર્યપણે જરૂરી મનાતું. સંકલ્પભ્રષ્ટ સતીને નસીબે આ લોકમાં નામોશી અને પરલોકમાં રૌરવ નરક જ હોવાનું. તે નરકથી એ સાધ્વીને બચાવવા માટે તેનાં સગાંવહાલાં પણ તેને સળગતી ચિતામાં જ સ્થિર રહેવા માટે 'મદદ' કરતાં હશે. કોઈ પણ રીતે જોતાં એટલું નક્કી દેખાય છે કે, 'શોકાવેગ, ભોળપણ કે બાધાઈ, અથવા ક્રૂરતા, એ સિવાય બીજી કોઈ પણ તત્ત્વજ્ઞાનની અથવા અધ્યાત્મની ભૂમિકા સતીની પ્રથાના મૂળમાં નહોતી.*

ખેડૂત 'જમીન માટે જાન' આપવા તૈયાર થાય છે. કનક અને કાન્તા માટે અનેક જાન લેવામાં તેમ જ પ્રસંગ પડ્યે આપવામાં પણ આવે છે. નાનાં બાળકો તો પોતાની ભાવતી મીઠાઈ મળે તે માટે અન્નત્યાગ પણ કરે છે. પોતાના રાષ્ટ્રની અથવા કોમની બીજાં રાષ્ટ્રો કે કોમો સાથેની હરીફાઈમાં સરસાઈ થાય તેટલા માટે હું જાન કુરબાન કરવા તૈયાર થાઉં', એ પણ ઉપરના જેવો જ એક અવિચાર ગણાય.

માણસ આત્યંતિક ત્યાગ કરે તો તે કોઈ તત્ત્વ કે સિદ્ધાંતને માટે કરે એ ઉચિત ગણાય; સત્યની શોધને માટે કે સત્યની સ્થાપનાને માટે કરે, કર્તવ્યપાલન માટે કે શીલના રક્ષણ માટે કરે, અથવા તો અન્યાય કે જુલમના પ્રતિકારને માટે કરે એ યોગ્ય છે. આ બધાં પરમ મૂલ્યો છે, અને એ પરમ મૂલ્યોને માટે પ્રાણની કિંમત આપવી એ લાભનો સોદો છે તે જ પ્રમાણે બીજાના પ્રાણ બચાવવા માટે

*રાજા રામમોહનરાયની ભાભી સતી થઈ (તેને સતી થવાની ફરજ પાડવામાં આવી) એ પ્રસંગનું તેમણે કરેલું વર્ણન ઉપર મુજબ જ છે.

જરૂર પડે તો પોતાના પ્રાણ આપવા, મ કે બીજાના દુઃખનું નિવારણ કરવા અથવા તેમના સુખની વૃદ્ધિ કરવા માટે પણ તે જરૂર આપવા અલબત્ત, એ દુનિયાના સાત્ત્વિક સુખની ચોખ્ખી વૃદ્ધિ હોવી જોઈએ, એકને લૂંટીને બીજાને માતબર કરવાના સ્વરૂપની તે વૃદ્ધિ ન હોવી જોઈએ માણસના શારીરિક દુઃખનિવારણના કામમાં સહાયભૂત થાય એવી શોધો કરવા માટે આજકાલ દેડકાં, ઉંદર વગેરે પ્રાણીઓના જીવતા ચીરફાડ કરવામાં આવે છે, અથવા પ્લેગપ્રતિબંધક રસી તૈયાર કરવાને માટે ઘોડાઓને કુરબાન કરવામાં આવે છે, એને બદલે સંશોધનપ્રિય માણસ આવા પ્રયોગો માટે પોતાનું શરીર આપે તો તે વધારે યોગ્ય થશે

પરંતુ નાયગરાના ધોધમાંથી તરીને પાર જવા માટે અથવા સરકસના ભારે જોખમ અને સાહસના ખેલ કરી બતાવવા માટે જીવ જોખમમાં નાખવો, એમાં સાહસિકતા હોય તોપણ ડહાપણ નથી આવી કરામતો બીજો કોઈ કરે તો તેને ધન્યવાદ આપી તેના હાના વખાણ જોઈએ તો કરવા, પરંતુ ડાહ્યા માણસે તેનું અનુકરણ કરવું નહીં!

**"સ્વરાજને માટે મરવું?"** ૧૯૩૦ની એક વાત છે સત્યાગ્રહની લડતની પૂર્વતૈયારી ચાલુ હતી એક સભામાં વક્તાએ જોરદાર ભાષણ કરીને યુવકોને દેશની સ્વતંત્રતા ખાતર આત્મબલિદાન આપવા તૈયાર થવા હાકલ કરી સભાના પ્રમુખ પુખ્ત અને 'વ્યવહારુ' હતા, તેઓ વક્તાના પૂરમાં તણાઈ જાય તેવા ન હતા ઉપસંહારના ભાષણમાં તેમણે વક્તાની સ્વૈર વિચારસરણીની સારી પેઠે ઝાટકણી કાઢી તેમણે કહ્યું, "દેશની સ્વતંત્રતાને માટે મરવામાં કેવળ ગાંડપણ નથી શું? મરી ગયા પછી સ્વતંત્રતાનો ઉપયોગ કોણ લેશે?"

**ગાંધીજીનું આશ્વાસન** આથી તદ્દન ઊલટું, ૧૯૨૧ની આખરે અમદાવાદમાં ભરાયેલી રાષ્ટ્રીય મહાસભાના મંચ પરથી બોલતા મહાત્મા ગાંધીએ બ્રિટિશ સરકારને એવી ચેતવણી ને ખાતરી આપેલી કે, "હિંદુસ્તાન પર કેવળ બાહુબળને કે શસ્ત્રબળને જોરે જુલમી હકૂમત

ચલાવવાનો તમારો ઉદ્દેશ હોય, તો હું પણ તમને એમ ખાતરીપૂર્વક કહું છું કે, તમારી સત્તા નાબૂદ થશે; પછી એ પ્રયત્નમાં બધા હિંદી લોકોને જાન કુરબાન કરવા પડે તો પણ બહેતર છે!"

અગાઉ જણાવેલી સભાના આપણા પ્રમુખ સ્વાતંત્ર્યને માટે લોહીનું એક ટીપું આપવા પણ રાજી નથી; જ્યારે સ્વતંત્ર હિંદુસ્તાન નિર્મનુષ્ય થાય તોયે તેની ગાંધીજીને પરવા નથી બન્ને દેશભક્ત હોઈ, બન્નેને સ્વતંત્રતા જોઈએ, તો પછી સ્વતંત્રતાને માટે બન્નેએ આપવા મોંઘેલી કિંમતમાં આટલો બધો તફાવત શાને?

કારણ એટલું જ કે અનેક વહેવારી લોકોના મનમાં જે વિચારસરણી અસ્પષ્ટ અને અનિર્ણીત સ્વરૂપમાં હોય છે, તેની જ પ્રમુખે સભામાં સ્પષ્ટ રજૂઆત કરી હતી. એ વિચારસરણી અનુસાર "સ્વરાજ્ય એક ઉપભોગની વસ્તુ છે. દેશબાંધવો, જ્ઞાતિબંધુઓ એ મારી સુખસગવડોને માટે મેં જોડેલા સાથીઓ છે. કોમ અને રાષ્ટ્ર એ બન્ને સ્વસંરક્ષણ અને આક્રમણ માટે સંધિથી બનાવેલા જથ્થાઓ (ઓફેન્સિવ ઍન્ડ ડિફેન્સિવ ઍલાયન્સ) અથવા સહભાગીદારીની કંપનીઓ જ છે એ કંપનીના ઉત્કર્ષને માટે બીજાઓની સાથે અને તેમના જેટલી જ હું પણ મૂડી રોકીશ, પણ કંપનીના વ્યવહારમાં નફો થાય તેટલા માટે પ્રાણ અર્પણ કરવા એ તો નર્યું ગાંડપણ થાય"

અથવા એમ કહી શકાય કે, "જગત એ એક સમરભૂમિ છે, તેમાં બધા બધાની સાથે લડે છે; બધાં બધાંના શત્રુઓ છે એકો કરવો એટલે એક અલગ જૂથ બનાવવું પોતાના શત્રુઓમાંથી કેટલાકનો સામનો કરવા માટે બીજા કેટલાક શત્રુઓ સાથે સંધિ કરવી પડે છે. આગગાડીનો ડબ્બો નાનો છે, મુસાફરો ઘણા છે, દરેક મુસાફરની બીજા બધા મુસાફરો સાથે હરીફાઈ હોય છે તેમ છતાં તેમાંથી જ બે ચાર ઉતારુઓની સાથે હું ભળી જાઉં, તો તેઓ ને હું મળીને એકબીજાના સહકારથી અમારે ચારપાંચ જણ માટે ડબ્બાનો એક આખો ખંડ (કમ્પાર્ટમેન્ટ) રોકી શકીએ. અલબત્ત, એમ કરતી વખતે પણ મારી

નજીકની સગવડભરી અને વધારેમા વધારે જગ્યા પોતાને મળે એ તરફ મારુ ખાસ ધ્યાન હોવાનુ જ એને માટે હુ પોતાના મિત્રોને પણ છેતરી જવાની ચાલાકી કરુ છુ, અથવા તેમા ફાવવા જેવુ નથી એવુ ચોક્કસ જણાય તો જ સ્વસ્થપણે બેસી રહુ છુ અલીબાબાની વાર્તાના ચોરોના નાયકને પણ આવી જ રીતે ચાલીસ દોસ્તો ભેગા કરવા પડ્યા હતા. આ સનાતન, સર્વવ્યાપી, મહાવિગ્રહમા આક્રમણ એ જ આત્મરક્ષણનો માર્ગ છે, અને શાતિ એ તો બે હુમલાની વચ્ચેનો રજાનો ગાળો છે અહી કોઈ કોઈનુ નથી, હુ પોતે મારી મેળે એકલો, મિત્ર, સગાવહાલા, બધા ‘કામ પૂરતા મામા જેવા છે’ રાષ્ટ્રો વચ્ચે અરસપરસ વહેવારમા આ ન્યાય આજે ચાલુ છે, તે સ્પષ્ટ દેખાય છે વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના વહેવારમા એ મોટે ભાગે ઢકાયેલો હોય છે એટલુ જ પરન્તુ મૂળમા વસ્તુ એક જ”

**યુક્તતા અને ઉપયુક્તતા** આ વિચારસરણીને આપણે ઉપયુક્તતાવાદને નામે ઓળખીશુ એથી ઊલટુ, ઉપરના દાખલામા જણાવેલી મહાત્મા ગાધીની વિચારસરણી ‘યુક્તતાવાદી કહેવાય “હિદુસ્તાનની સ્વતત્રતા એ યુક્ત અથવા યોગ્ય વસ્તુ છે, એ ઈશ્વરી યોજના છે પરતત્રતા એ અયોગ્ય, ગેરવ્યાજબી વસ્તુ છે ઈશ્વરી યોજનાનો એ ભગ છે, અને ઈશ્વરના પ્રતિબિબના સ્વરૂપની જે માણસાઈ આપણને લાધેલી છે, તેનો એ દ્રોહ છે સ્વરાજ્ય એ કોઈ ખાવાની મીઠાઈ નથી, પણ તે આત્માની એક ઉન્નત અને સ્પૃહણીય અવસ્થા છે એ અવસ્થાએ પહોચવા માટે આ ભવનો એક દેહ તો શુ, પણ જન્મે જન્મે અનેક દેહ હોમવા પડે તો તેમા કશુ નુકસાન નથી એ મહાન ધ્યેયની આગળ આપણા દેહ તદ્દન ક્ષુદ્ર છે સ્વરાજ્યપ્રાપ્તિને માટે હુ જે પ્રાણ અર્પણ કરુ છુ તે કોઈ પેની સહભાગીદારીની વેપારી કપની માટે નહી, પણ પરમેશ્વરને માટે, તેની યોજનાની સિદ્ધિને ખાતર ”

આમા ઉપયુક્તતા પણ સધાય જ છે જે યુક્ત અથવા યોગ્ય છે, તે ઉપયુક્ત અથવા ઉપયોગી પણ હોવાનુ જ, માત્ર એ ઉપયુક્તતા પણ શાશ્વત, વ્યાપક અને સાર્વભૌમ છે આપણી માપણી કે

ગણુનામા એ ન સમાઈ શકે, એ અતીન્દ્રિય છે જેમ પૃથ્વી પરની નાની મોટી બધી વસ્તુઓનુ વજન હોય છે, પણ આખી પૃથ્વીનું વજન એક રીતે હીએ તો ઘણુ છે, અથવા બીજી રીતે બિલકુલ નથી એમ પણ કહી શકાય પદાર્થના વજનનુ મૂળ જ પૃથ્વીનુ આકર્ષણ છે, પણ પૃથ્વી પોતાની જાતને જ કેવી રીતે આકર્ષી શકે? અને તેનુ વજન પણ કયા ત્રાજવામા, કયાં કાટલાથી કરી શકાય? તે જ પ્રમાણે યુક્તતા એ બધા મૂલ્યોનો આધાર છે, ઉપયુક્તતાની તે જનની છે તેની પોતાની ઉપયુક્તતા કોણ માપી શકે?

મારો પોતાનો સાડાત્રણ હાથ લાબો દેહ એ મારી અસ્મિતાનું પ્રસ્થાનબિંદુ (સ્ટાર્ટિંગ પૉઇન્ટ) છે આ અસ્મિતાનો વિસ્તાર થઈ શકે છે કુટુબ, વશ, દેશ એ તેની પ્રગતિના ટપ્પા છે, પરતુ તેનુ અતિમ ધ્યેય વિશ્વ અથવા ઈશ્વર જ છે ત્યા પહોચે નહી ત્યા સુધી આ અસ્મિતાને વિશ્રાતિ ન મળી શકે માનવીજીવનના આ બે અપર અને પર છેડા છે ઉપયુક્તતાવાદ ગમે ત્યા ભમતો દેખાય તોપણ તેનુ ખેચાણુ પાછળની બાજુ તરફ હોય તે અપરનિષ્ઠ છે એથી ઊલટુ યુક્તતાવાદ ગમે ત્યા ઊભેલો હોય તોપણ તેની નજર અતિમ ધ્યેય ઉપર ચોટેલી હોય છે, તે પરનિષ્ઠ છે આ નિષ્ઠાઓને આપણે સ્વાર્થ અને પરમાર્થના નામ પણ આપી શકીએ ઉપયુક્તતાવાદ સ્વાર્થી છે, યુક્તતાવાદ પરમાર્થી છે

સઘટનામાંથી વિઘટના દેશસેવા અને જાતિસેવા પરમાર્થપર હોવી જોઈએ પરતુ અમે ઉપર જે રાષ્ટ્રવાદનો અને કોમવાદનો ઉલ્લેખ કર્યો છે, તે પરમાર્થપર નથી પણ સ્વાર્થપર હોય છે તેથી જ અમારી તેમની સામે તકરાર છે બીજાઓ ઠગે છે, તે આપણને છેતરવા માટે ત્રાપ મારે છે, તેથી તેમને છેતરવા માટે આપણે પણ અગ્નિ થવુ જોઈએ" એવી ભાવનાથી સ્વૈરી સઘટનામાથી વિઘટના જ નીપજી શકે જે ન્યાય આપણે દુનિયાને લાગુ કરીએ એ જ ન્યાય પોતાની જાત પર પણ ઊતર્યા વિના રહેતો નથી રાષ્ટ્રવાદમાથી

કોમવાદ અને કોમવાદમાંથી જ્ઞાતિવાદ અથવા બીજી તરફથી રાષ્ટ્રવાદમાંથી પ્રાંતવાદ અને પ્રાંતવાદમાંથી વિભાગવાદ પેદા થયા વિના રહેતો નથી. બીજ તેવાં ફળ. જે કારણસર હિંદુમુસલમાનોને એકબીજાની સામે સંઘટના કરવી પડે છે, બરાબર એ જ કારણસર બ્રાહ્મણ-બ્રાહ્મણેતર, શિયા-સુન્ની, વગેરેને પણ એકબીજાની સામે સંગઠિત થવું પડે છે. આગળ જતાં ધીમે ધીમે બ્રાહ્મણો-બ્રાહ્મણો વચ્ચે, ઘાંચીઓ-ઘાંચીઓ વચ્ચે, મહારો-મહારો ઢેડો-ઢેડો વચ્ચે પણ આવી જ જાતના ભાગલા અથવા પક્ષ પડતા જાય છે. સમાજના ચૂરેચૂરા થવા એ જ આ સંકોચવાની અને ફૂટફાટની પરમાવધિ છે.

સ્વાર્થને ખાતર જોડેલા દોસ્તોને એ જ સ્વાર્થની પૂર્તિ માટે તોડવા પડે છે. બે ચોર ચોરી કરીને પાછા ફરતાં રસ્તામાં નાસ્તો કરવા માટે ગામની બહાર એક કૂવા પાસે બેઠા. તેમાંનો એક જણ નાસ્તાનો સામાન ખરીદવા ગામમાં ગયો ત્યારે તેને રસ્તામાં એવો વિચાર સૂઝ્યો કે, હું મારા જોડીદારને ઝેર આપીને મારી નાખું; એટલે બધી સંપત્તિ મને એકલાને જ મળશે. એવો વિચાર કરીને અર્ધી મીઠાઈમાં ઝેર ભેળવીને તે કૂવા પાસે આવ્યો. પાણી કાઢવા માટે તે કૂવા પર વાંકો વળ્યો એટલામાં તેના સાથીએ તેને કૂવામાં ધકેલી દીધો! કારણ, "બધો માલ મને એકલાને જ મળે તો સારું." એ બાબતમાં તે પહેલા ચોરની સાથે પૂરેપૂરો સંમત હતો! મીઠાઈ પણ અર્ધી ભાગની જ નહીં પણ બધી જ તેને એકલાને ખાવા મળી ગઈ. અને પરિણામે મૃત્યુનો પણ પૂરો ભાગ તેને મળી ગયો. અને આખરે ચોરીનો માલ પણ બંનેને બરાબર સરખા પ્રમાણમાં મળ્યો!

आत्मोत्ताने कौतुक: "सर्व कान्तमात्मीय पश्यति – છગન મગન તો સોનાના, પારકાં છોકરાં ગારાનાં" એ દુનિયાનો ન્યાય છે. એક રીતે જોતાં એ પરમેશ્વરની કૃપા છે. દરેક માણસને પોતાની ભાષા મધુર લાગે છે, પોતાનું ઘર સુઘડ સઘરું લાગે છે, પોતાનાં છોકરાં બીજાં બધાં છોકરાં કરતાં રૂપાળાં દેખાય છે, પોતાની પત્ની રંભા જેવી લાગે

છે, અને તેથી જ તો દરેક જણ પોતપોતાની સ્થિતિમા સંતોષ અને આનદથી રહે છે પણ તળાવમા જેમ કમળ હોય છે પણ તેની નીચે જ મગર પણ હોય છે, તે જ પ્રમાણે આ સદ્‌વૃત્તિની સાથે જ 'પારકા છોકરા ગારાનાં' એ દુષ્ટ વૃત્તિ પણ રહેલી જ હોય છે એ જ વસ્તુ ખરાબ છે બીજાનો દેશ, તેમના રીતરિવાજો, તેમનો ધર્મ, તેમની ભાષા, તેમનુ સગીત, તેમની કળા એ બધા વિષે મને અણગમો થાય છે, એ એક જાતની નાસ્તિકતા છે આ વૃત્તિને લીધે બે માણસ પણ સુખેથી સાથે રહી શકે નહી "જેવો હું તેવા જ બીજા, મારા હૃદયમા વાસ કરનાર ઈશ્વર જ બીજાઓના હૃદયમા પણ વસે છે બીજાઓના દોષ જેમ મને દેખાય છે, તેવી જ રીતે મારા દોષો કે જેમનું મને ભાન નથી તે બીજાઓની આખમા પણ ખૂચતા હશે જેમ બીજાઓ મારા દોષો નભાવી લે એ મને ગમે છે, એ જ પ્રમાણે બીજાઓને નભાવી લેવા એ મારું પણ કર્તવ્ય છે," એ જાતની વૃત્તિ એક-બીજામા હોય તો જ બે વ્યક્તિઓ જેમ સાથે રહી શકે, તેવી જ રીતે બે રાષ્ટ્રો પણ રહી શકે જે સિમેન્ટ વડે બે ઈંટો સાધી શકાય છે, તે જ સીમેન્ટ વડે નદીઓના પાત્રો ઓળગવા માટે પુલની વિસ્તીર્ણ કમાનો પણ ઊભી કરી શકાય છે

ચ વૃત્તિઓ જે માણસ પોતાના દેશ પર નિરપેક્ષ પ્રેમ નથી કરી શકતો, તે માણસનો પોતાના કુટુમ્બ પર પણ નિરપેક્ષ પ્રેમ હોવાનો સભવ ઘણો ઓછો દેશને જે પોતાના સુખનુ સાધન માને છે, તે પોતાના બાળબચ્ચાને પણ પોતાના સુખનુ સાધન માનવાનો, અને તેથી પોતાના સુખને ખાતર તેમનું બલિદાન આપવામા બાધુપાછું નહી જોવાનો એથી ઊલટુ, જે માતા પોતાના બાળક પર નિરપેક્ષ પ્રેમ રાખે છે, તેને એ અપત્યપ્રેમ જ બીજાઓ વિષે પણ વાત્સલ્યવૃત્તિ રાખવાનું શીખવશે જે સાચો દેશસેવક હોય, તે જ વિશ્વસેવક પણ થને

સ્વાર્થ અને પરમાર્થ એ બે વૃત્તિઓ છે એ સનાતન અને સંસ્પર્ધી છે સકુચિત વિચારવાળા દરેક માણસના મનમાં ઉપર

ધર્મસંસ્કરણ વગેરે જેવાં વિધવિધ કાર્યો કરવાની આવશ્યકતા છે. રાષ્ટ્રસેવા એ એક પવિત્ર વસ્તુ છે, પણ તેમાં પારકાઓનો જરા પણ દ્વેષ ન હોય અને પારકાઓની હાનિ ન થાય એ રીતે તે કરવામાં આવે તો જ.

કુટુંબની, ગામની, કોમની કે રાષ્ટ્રની સેવા આપણે ઇશ્વરાર્પણ-બુદ્ધિથી, પરમેશ્વરની સેવાનો આપણે ભાગે આવેલો એક નાનકડો અંશ સમજીને જ કરવી જોઈએ. જેમ કોઈ રાજનિષ્ઠ સિપાઈ પોતાના ઉપરી હવાલદારનો હુકમ પાળવામાં શહેનશાહની નોકરી જ બજાવતો હોય છે, બળવાખોર હવાલદારનો હુકમ તે માને તો પોતે પણ જેમ બળવાખોર ઠરે, તે જ પ્રમાણે કુટુંબનિષ્ઠા કે રાજનિષ્ઠા વિશ્વદ્રોહી ન હોવી જોઈએ.

**तात्त्विक अने व्यावहारिक निष्ठा:** નીતિનિયમોનું પાલન કરવું એ વિશ્વનિષ્ઠાની કસોટી છે એ ગયા પ્રકરણમાં કરેલા વિવેચન પરથી સમજાયુ જ હશે પણ એકલી વિશ્વનિષ્ઠા બસ નથી એ તાત્ત્વિક નિષ્ઠાની સાથે તેની વર્તનારમાં અમલબજાવણી માટે દેશનિષ્ઠા પણ જરૂરી છે તાત્ત્વિક એકતા અથવા સમતા અને વ્યાવહારિક એકતા અથવા સમતા એ બે વચ્ચેનો ફરક ધ્યાનમા લેવો જરૂરી છે "शुनि चैव श्वपाके च पंडिता समदर्शिनः — કૂતરો તેમ જ ચાંડાલ એ બે વચ્ચે જ્ઞાનીને કશો ભેદ દેખાતો નથી" (–ગીતા.) આવી જાતની વેદાંતી સમતા આપણામા પૂરેપૂરી છે, પરંતુ એ જ ગીતાપાઠક બ્રાહ્મણ પોતાનાથી ભિન્ન પેટાજ્ઞાતિના બ્રાહ્મણનુ આતિથ્ય કરવાનો વારો આવતા તેનુ ભાણું દૂર મૂકશે અને એંડવાડ કાઢવાનુ કે અબોટ કરવાનું, છાણથી જમીન લીપવાનું, કામ તેની પાસે કરાવશે હિંદુ મહાસભાના એક મોટા આગેવાને અમને એક વખત કહ્યુ હતુ કે, "હિંદુ મહાસભાની દૃષ્ટિ બિલકુલ સંકુચિત નથી, હિંદુઓનો અભ્યુદય સાધવો અને તે દ્વારા અખિલ માનવજાતિની સેવા કરવી એ જ અમારો ધ્યાનમંત્ર છે" હિંદુ અને માનવજાતિ એ બેની

વચ્ચે હિંદુસ્તાન દેશનો એક ટપો આવે છે એની તેને ખબર જ નથી ! તો પછી "माध्यंदिन शुक्लयजुर्वेदीय देशस्थ ब्राह्मणसंघे" પણ પોતાની જ્ઞાતિની અને તે દ્વારા ભૂતમાત્રની સેવા કરવાનું ધ્યેય નક્કી કર્યું હોય તો તેને પણ સંકુચિત કેમ કહી શકાય ?

તેથી અમારે ખાસ એ કહેવાનું છે કે, સેવકની દૃષ્ટિ તત્ત્વત વિશ્વનિષ્ઠ હોવી જોઈએ, તેની સાથે જ તે દેશ, પ્રાંત, વિભાગ વગેરે સ્વાભાવિક નાનામોટા ઘટકોને અનુસરીને જ કાર્યાન્વિત થવી જોઈએ.

જુદા જુદા પ્રાણીઓના તેમ જ વનસ્પતિઓના કદની ઓછામાં ઓછી અને વધારેમાં વધારે મર્યાદાઓ નક્કી થયેલી હોય છે બકરી ગમે તેટલી પુષ્ટ થાય તોય તે હાથીની બરાબરી કરી શકતી નથી, તેમ જ રીંગણું ગમે તેટલું મોટું થાય તોપણ તે કોળાની બરાબરી નથી કરી શકતું તે તે પ્રાણીની અથવા ફળની કૌનતોને કે કદને આવી મર્યાદાઓ હોય છે તે જ પ્રમાણે વ્યાવહારિક એકતા હું કેટલી સાધી શકું છું તે પણ મારી શક્તિ ઉપર આધાર રાખે છે ફેર એટલો જ કે તેનો આધાર કુદરત ઉપર નથી પણ મારી જાત ઉપર છે મહમદ પેગંબરે પોતાનું જીવનકાર્ય શરૂ કર્યું તે વખતે અરબસ્તાનમાં અનેક નાની નાની જમાતોની ગરબડ હતી, એ બધી જમાતોને એકજીવ કરીને મહમદે તેમાંથી એક મહાન આરબ જમાત નિર્માણ કરી ઈંગ્લંડ, સ્કોટલંડ અને વેલ્સ એ પૂર્વે જુદાં જુદાં રાષ્ટ્રો હતાં, તેમનું જ ધીમે ધીમે એકમેકની સાથે મિલન થઈને "ગ્રેટ બ્રિટન" બનેલું છે એથી ઊલટું, યુરોપમાં એક એક ડગલાને અંતરે જુદાં જુદાં નાનકડાં રાષ્ટ્રો ઊભાં થયાં છે આપણું હિન્દી લોકોની વ્યાવહારિક ઐક્યભાવના દેશવ્યાપી થવી જોઈએ એમ જ્યારે અમે કહીએ છીએ ત્યારે અમારો હેતુ પણ એવો જ હોય છે કે, આપણા સંઘશરીરની વૃદ્ધિ એરંડિયાના છોડ જેવડી ન રહેતાં વડ જેવડી થાય માણસનો ઐહિક ઉત્કર્ષ તેની આ સાંઘિક અસ્મિતાની શક્તિ પર જ ઘણે અંશે આધાર રાખે છે

વિશાળ દૃષ્ટિ અને અલ્પ કૃતિ · સેવકની દૃષ્ટિ વિશાળ હોવી જોઈએ એ મુદ્દા પર આપણે અહીં સુધી ભાર મૂકયો પણ વિશાળ દૃષ્ટિની સાથે જ દરેક સેવકે પોતાના ગજા પ્રમાણે સેવા કરવા માટે કોઈ મર્યાદિત ક્ષેત્ર જ નક્કી કરી લેવું આવશ્યક છે નહી તો વિશ્વસેવાનો જપ કરતો કરતો માણસ કેવળ આકાશની સામે — શૂન્યની સામે — જોતો ભટકયા કરશે બાઇબલમા પરમેશ્વરના મોઢામા નીચેના શબ્દો મૂકવામા આવ્યા છે "હું ગરીબનુ રૂપ લઈને આશ્રય લેવા માટે તારે બારણે આવ્યો, પણ તે મને ઘરમા લીધો નહી; હુ જખમી થઈને સારવાર માટે તારી પાસે આવ્યો પણ તે મારા જખમ પર પાટા બાધ્યો નહી, હુ ભૂખ્યો આવ્યો, પણ તે મને ખાવાનુ આપ્યુ નહી, ઉઘાડે ડિલે આવ્યો પણ તે મને કશુ ઓઢવાનુ ન આપ્યુ, વગેરે" અને બીજે ઠેકાણે, "મારા નાનામા નાના પ્રાણીની તુ જે કાઈ સેવા કરીશ તે મને જ પહોચશે" સમર્થ રામદાસ સ્વામીએ પણ કહ્યુ છે કે

तो नारायण असें विश्वी । त्याची सेवा करीत जावी ।
त्या कारणें तोषवावी । कोणी तरी काया ॥

(એ નારાયણ આખા વિશ્વમા વસે છે તેની સેવા આપણે કરવી ઘટે, તે માટે કોઈ પણ એકાદ દેહધારીની સેવા કરીને આપણે તેને સતોષ આપવો ઘટે ) દેશ, સમાજ, ગામ, એ ઉપાસ્ય દેવતો પણ અમૂર્ત જ છે દેશની ચાળીસ કરોડ જનતાની સેવા પણ શી રીતે કરવી? નામ ભલે દેવનુ, દેશનુ કે આખા ગામનુ લઈએ તોપણ સેવાનું અતિમ પાત્ર આ કે તે, કોઈ વ્યક્તિઓ જ હોય છે ટૉલ્સ્ટૉયે આ મુદ્દો એક વાર્તામા બહુ માર્મિકપણે રજૂ કર્યો છે સૌથી મહત્ત્વનો માણસ કોણ? સૌથી મહત્ત્વનુ કાર્ય કયુ? સૌથી મહત્ત્વનો કાળ કયો? એ પ્રશ્નનો ટૉલ્સ્ટૉય જવાબ આપે છે આપણી સામે હોય તે માણસ સૌથી મહત્ત્વનો, હાથ પર જે કામ હોય તે સૌથી મહત્ત્વનું, અને ચાલુ

ક્ષણ એ સૌથી મહત્ત્વનો કાળ, પોતાની સેવાવૃત્તિ, કર્તૃત્વશક્તિ અને યોજકતા આ ત્રણ પર ચલાવો

નહી તો, 'દેશસેવા કરીશ, મારુ કાર્ય કેટલુ વિશાળ અને કેટલુ ઉદાત્ત છે!' એવી જાતની ભ્રમણામા પડીને માણસ પોતાના ઘરના માણસોની ઉપેક્ષા કરે છે, માબાપ તેમ જ મિત્રો પાસે બધી જાતની સેવા લે છે, પણ એ સેવાનુ ઋણ ચૂકવવાનુ તેને આવશ્યક લાગતુ નથી દેશભક્તને ઘરની ડોસીના પગ ચાપવાને ક્યાથી ફુરસદ મળે! દેશને ખાતર ફાસીને માચડે લટકવાની તમન્નાવાળા અમારા એક મિત્ર પોતાના શરીરની અનેક રીતે આળપપાળ કર્યા કરે છે તેઓ કહે છે "દેશને ખાતર જેના અર્પણનો સકલ્પ થઈ ચૂક્યો છે તે આ દેહ દેશને ખાતર ફાસીને માચડે ચઢવાની એ ધન્ય ઘડી આવે ત્યા સુધી છોને ચેન કરે! તે જ એક ક્ષણ ધન્ય છે, તે જ એક પવિત્ર કર્તવ્ય છે! ત્યા સુધીનો કાળ બધો અધન્ય જ, તેમા વળી કર્તવ્યો પણ શા પાર પાડવાના હોય?" આવી રીતે હાથમાની વસ્તુ જતી કરીને જે નથી મળ્યુ તેની પાછળ પડવામા ભ્રમ છે એવકે તે ટાળવો જોઈએ પરમેશ્વરની આ સૃષ્ટિમા કોઈ પણ કાળ કોઈ પણ માણસ, કોઈ પણ કાર્ય નજીવુ નથી તેનુ સાચા દિલથી, આસ્થાથી, પોતાની બધી શક્તિ વાપરીને પાલન કરવુ એમા જ સફળતાની ચાવી છે એક અંગ્રેજી સુભાષિત છે કે, "લાઈફ ઈઝ મેડ ઑફ ટ્રાઇફલ્સ, બટ લાઈફ ઈટસેલ્ફ ઈઝ નૉટ એ ટ્રાઇફલ" (આપણુ જીવન નજીવા પ્રસંગોથી જ ભરેલુ છે, પણ જીવન પોતે કાઈ નજીવુ નથી)

ટૂકમા આપણી દષ્ટિ વિશાળ અને અતિમ ધ્યેય પર ચોટેલી હોવી જોઈએ, પછી કૃતિ ભલે તેની અલ્પ ભલે હોય બલ્કે, તે અલ્પ — અલ્પ જ — હોવી જોઈએ હે પઢરીના વારકરીઓ,

मागी हळू हळू चाला। याचे विठ्ठल बोला ॥

— રસ્તે ધીમે ધીમે ચાલો અને ચાલતા ચાલતા વિઠ્ઠલના નામનું રટણ કરો

# ૬

## નકલી સેવા

ધર્મને નામે જેમ અનેક અધર્મ્ય પ્રકારો ચાલે છે, તેમ સેવાને નામે પણ જે અનેક અનર્થો ચાલે છે તેમાંના ગોષ્ઠિવાદ અને કોમવાદ એ બેનો વિચાર આપણે અહીં સુધી કર્યો. બીજા પણ આવા જ અનેક પ્રકારો સંભવે છે. આમાંના કેટલાક અનર્થો સેવકની ગેરસમજણને લીધે, અસ્પષ્ટ કલ્પનાઓને લીધે, ભોળપણને લીધે, અનુભવના અભાવને લીધે, અથવા આત્મવંચનાને લીધે બને છે, જ્યારે બીજા કેટલાક દાંભિકપણાને લીધે બને છે. કોઈ પણ પ્રકારના મૂળમાં કેવળ દંભ હોય છે એવું નથી હોતું, પણ બંને વસ્તુઓ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે દાંભિકપણું એ પણ અજ્ઞાનનું જ પરિણામ છે, અને અજ્ઞાનના અથવા દૂષિત દૃષ્ટિના મૂળમાં પણ દાંભિકપણું છુપાયેલું હોવાનો સંભવ હોય છે તેમ છતાં સેવાના વિકૃત પ્રકારોના દંભપ્રધાન અને અજ્ઞાનપ્રધાન એવા બે સ્થૂળ વર્ગો પાડી શકાય. એવા કેટલાક પ્રકારોનું વિવેચન હવે પછી કરવાનું છે. તેનો ઉદ્દેશ સેવામાર્ગીઓને આત્મસંશોધનના કામમાં મદદ થાય અને તેમને તે માર્ગના જોખમોની અગાઉથી ચેતવણી મળે એ છે. પ્રથમ સેવાના નકલી પ્રકારોનો વિચાર કરીએ.

(૧) हौंश, कौतुक, जिज्ञासा इत्यादि વિદ્યાર્થીઓ, જુવાનો વગેરે જુદાં જુદાં સ્વયંસેવક દળોમાં દાખલ થાય છે, તેમાં નિરપેક્ષ સેવાની વૃત્તિ કરતાં હોંશ, કૌતુક, જિજ્ઞાસા ઇત્યાદિનો જ ભાગ વધારે હોય છે. મહાસભાની બેઠક, મોટા આગેવાનોના પ્રવાસો, દુષ્કાળ પ્રદેશમાં રેલસંકટ, ધરતીકંપ વગેરે વગેરે જેવી આપત્તિઓનું નિવારણ, વગેરે પ્રસંગોએ ઘણા ઉત્સાહી યુવાનો મન મૂકીને મહેનત કરે છે; પરંતુ

એ જ લોકો પોતાના પરિચિતોની સેવા કરવા એટલા ઇંતેજાર નથી હોતા "अतिपरिचयादवज्ञा"—નિત્ય પરિચયની વસ્તુઓનું અથવા માણસોનું ઝાઝું મહત્ત્વ લાગતું નથી સ્વયંસેવક થવાથી નવા માણસો, નવો મુલક, અપૂર્વ પ્રસંગો, કંઈક નવાઈની વસ્તુઓ જોવા મળે, બીજાઓ આગળ જેમનું રસિક વર્ણન કરી શકાય એવા અનુભવો મળે, પ્રવાસ કરવાનો મળે, નવી નવી ઓળખાણો અને પરિચય થાય, ગણવેશ (યુનિફૉર્મ) વાપરવાનો મળે, પોતાનો ફોટો લેવાય અને તે છાપામાં પ્રસિદ્ધ થાય, આવી જાતની અસ્પષ્ટ આકાંક્ષાઓ ઉત્સાહી જુવાનોના મનમાં ઘોળાયા કરે છે પોતાની કર્તૃત્વશક્તિ અજમાવવા સારુ એક નવું ક્ષેત્ર મળ્યું, તદ મળી તે બદલ પણ એક પ્રકારનો સૂક્ષ્મ અને સાત્ત્વિક સંતોષ થાય છે તે જ પ્રમાણે એક મોટા કાર્યના, સંઘના કે દળના ઘટક બનવામાં આત્મવિસ્તારની જે એક લાગણી હોય છે તે પણ લલચાવનારી હોય છે તેમાંય વળી પોતાને નાયકની પદવી કે જવાબદારીનું કામ મળે અથવા પોતાની કામગીરી બદલ વખાણ થાય ત્યારે તો કાર્યકર્તા સવિશેષ પ્રફુલ્લિત થાય છે આ વૃત્તિઓ અનિષ્ટ અથવા નિંદાપાત્ર છે એમ કહેવાનો ઉદ્દેશ નથી એ વૃત્તિઓ સ્વાભાવિક હોય તોપણ આ કામગીરીનો મુખ્ય હેતુ સેવા અથવા કર્તવ્યબુદ્ધિનો નથી હોતો એટલું જ અહીં સ્પષ્ટ કરવા માગીએ છીએ તેથી જ કાર્યની નવીનતા જતી રહે એટલે તે વિષેના ઉત્સાહ અને આસ્થા પણ ધીમે ધીમે ઓછી થાય છે તદ્દન નજીવા કારણને લીધે સ્વયંસેવક નાઉમેદ થઈ જાય છે, તે જ પ્રમાણે મહત્ત્વને પ્રસંગે તમાશો જોવાની ઉત્સુકતાને કારણે તે કર્તવ્યનું ભાન સાન ભૂલી જાય છે મહાસભાની બેઠક માટે સ્વયંસેવક દળો ઊભાં કરવામાં આવે છે તેમની કામગીરી શરૂઆતમાં બરાબર શિસ્તથી ચાલે છે, પણ આગેવાનો આવે, લોકોની ભીડ જામે, પ્રમુખનું સરઘસ નીકળે, અને અધિવેશનનો રંગ જામે એટલે દળનાયકોને સ્વયંસેવકોનો પત્તો મળવો પણ મુશ્કેલ બને છે

(૨) महत्त्वाकांक्षा અથવા માનમાન્યતા, પ્રસિદ્ધિ, કીર્તિ, વગેરેની ઝંખના એ તો જાહેર પ્રવૃત્તિના મૂળમાં મોટે ભાગે હોવાના જ. અંગ્રેજીમાં આ વૃત્તિનું વર્ણન કરતો એક માર્મિક વાક્પ્રયોગ છે "ગેટ ઑન – ગેટ ઑનર – ગેટ ઑનેસ્ટ –" પહેલાં પેટની પૂજા, પછી માનઅકરામ, અને તે પછી પાપપુણ્યની ચિંતા વેપારધંધો, વકીલાત, દાક્તરી વગેરેમાં સારી પેઠે જામી જાય અને આર્થિક સ્વાસ્થ્ય મળે એટલે માણસને સામાજિક પ્રતિષ્ઠાની ઇચ્છા થાય છે કેટલાક (પ્રમાણમાં) નિઃસ્વાર્થી લોકોને પૈસા કરતાં અથવા પૈસો મળે તે પહેલાં પણ માનમાન્યતાનું મહત્ત્વ વધારે લાગે છે એને માટે તેઓ કોઈ પણ 'સેવાકાર્ય' માથે લે છે પ્રસિદ્ધિની દૃષ્ટિથી રાજકીય અથવા સરકારમાન્ય કામ જ ઘણું કરીને વિશેષ સગવડનાળું હોય છે શિષ્ટસંમત તેમ જ જેને માટે કોઈ ખાસ પ્રસંગે ઉદાત્ત વિચાર બોલી બતાવવા કરતાં બીજી કશી પણ અગવડ સહન કરવી પડતી નથી કે ગાંઠના પૈસા ખરચવા પડતા નથી એવી જાતના સામાજિક સુધારાના કાર્યક્રમો પણ ચાલી શકે છે લોકલબોર્ડો, મ્યુનિસિપાલિટીઓ, ધારાસભાઓ, સરકારે નીમેલી સમિતિઓ એ જ મોટે ભાગે આવા માનધન કાર્યકર્તાઓનાં 'સન્માનનીય' કાર્યોનાં ક્ષેત્રો હોય છે મહાસભામાં અથવા કોમી સંસ્થાઓમાં પણ એવા લોકોની કર્તૃત્વશક્તિને અવકાશ નથી મળતો એમ નથી કોઈ આશ્રમ, છાત્રાલય, અનાથાલય અથવા રુગ્ણાલય ચલાવવા જેવા કાયમી જવાબદારીનાં કામ તરફ આવા લોકોને આકર્ષણ નથી હોતું "काही तरी करणें । जगीं या प्रसिद्धिला यणें" કંઈક પણ કરવું અને દુનિયામાં પ્રસિદ્ધિ મેળવવી એ આ લોકોનું જીવનસૂત્ર હોય છે તેમનું નામ અને ફોટો હમેશ છાપાંઓમાં ચમકવાં જોઈએ પ્રવાસો, ભાષણો, પરિષદો, એ તેમના મનગમતા કાર્યક્રમ જે સંસ્થામાં કે પક્ષમાં આગેવાન થઈને રહી શકાય તે સંસ્થા કે તે પક્ષ તેમને માન્ય, પછી તે પક્ષના મત અથવા તે સંસ્થાના કાર્યક્રમો ગમે તેવા છોને હોય એક પક્ષ કે સંસ્થાની સાથે તેમને ન ફાવે તો તેઓ બીજો પક્ષ

અથવા સસ્થા કાઢશે "સ્વર્ગમા દાસ થઈને રહેવા કરતા નરકમા રાજા થઈને રહેવામા" તેમને વધારે પ્રતિષ્ઠા લાગે છે પ્રમુખનુ કે આગેવાનનું સ્થાન પોતાને ન મળે તો તેઓ તે પક્ષ અથવા સસ્થા જ છોડી દેશે અને વિરોધી પક્ષ સ્થાપન કરશે

આમ જનતાના હિતની દૃષ્ટિથી આ મહત્ત્વાકાક્ષાની વૃત્તિ ઘણી વખત ખૂબ હાનિકારક નીવડે છે તે સેવાનો ડોળ કરે છે તેથી તો વિશેષ ઘાતક બને છે આ વૃત્તિને લીધે અનેક પવિત્ર અને લોકહિત-કારક સત્પ્રવૃત્તિઓ મારી જાય છે, લોકોની દિશાભૂલ થાય છે અને આગેવાનોની એકબીજા સાથેની સ્પર્ધાને લીધે ખેચાતાણ થાય છે

ધારાસભાની કે સ્થાનિક સસ્થાઓની ચૂટણીઓમા, અને હવે તો રાષ્ટ્રીય મહાસભાની ચૂટણીઓમા પણ રસાકસી, સત્યાપલાપ, લાચરુશ્વત, લાગવગ, સકુચિત જાતિનિષ્ઠા અને બેહદ ખરચ, આ બધુ આ મહત્ત્વાકાક્ષાની વૃત્તિને લીધે જ થાય છે જેને ખરેખર સેવા કરવી છે તેને માટે આ બધી વસ્તુઓ સર્વથા ત્યાજ્ય છે

(૩) પ્રભુત્વ લોકોનો 'સેવક' ઉમેદવારીનો કેટલોક કાળ પસાર કર્યા પછી ધીમે ધીમે લોકોનો 'આગેવાન' બને છે આગેવાન એ એક રીતે પ્રભુ કે શેઠ જ કહેવાય તેને કેટલીક વખત 'અનભિષિક્ત રાજા'નો ખિતાબ પણ એનાયત કરવામા આવે છે. તેથી પ્રભુત્વ અથવા સત્તા ચલાવવાની ઇચ્છા એ પણ બહુ સૂક્ષ્મ સ્વરૂપમા, પણ અસરકારક રીતે, સેવકના મનમા વાસ કરતી હોવાનો સંભવ હોય છે માનમરતબાની ઇચ્છાને કેટલેક અશે મળતી એવી જ આ લાલસા છે શિક્ષક વિદ્યાર્થીની 'સેવા' કરે છે, પરતુ વિદ્યાર્થી તેની આજ્ઞા અથવા સૂચના માન્ય ન કરે તો તે મિજાજ ખોઈ બેસે છે, ઓછામા ઓછુ તેનો મનોભગ તો થાય જ છે, એ આ સત્તાલોભનુ જ પરિણામ છે કોઈ અપત્યહીન સ્ત્રી અથવા પુરુષ એનાદ અનાથ બાળકને દત્તક લઈને તેને સાચા દિલથી અને વાત્સલ્યથી ઉછેરશે, પણ એ બાળક પિતાને કમાણે પોતાનુ નામ રાખે, પોતાની આજ્ઞામા રહે, એવી તેમની

અપેક્ષા હોય જ છે પ્રેમ (અથવા આસક્તિ) અને મત્સર એ બે પ્રકાશ અને છાયાની જેમ હમેશા પરસ્પરસલગ્ન સ્થિતિમાં જોવામાં આવે છે મત્સર તો સત્તાલોભમાંથી જ જન્મે છે

સેવાના મૂળમા આત્મીયતા હોય છે, જે પોતાનો લાગે છે તેની જ આપણે સેવા કરીએ છીએ એ આપણે અગાઉ જોયુ જ છે સત્તામાં પણ આત્મીયતા હોય છે પણ આત્મીયતાના આ બે પ્રકાર પરસ્પર વિરોધી છે સેવા કહે છે, હુ તારો, સત્તા કહે છે "તુ મારો" અભેદસ્થિતિ તરફ જોવાના આ બે ભિન્ન દૃષ્ટિબિંદુઓ છે એ પરસ્પર-પૂરક અને આખરે એક મળનારા જ છે હુ નિખાલસપણે નિરપેક્ષ પણે તારો થાઉ, એટલે તુ પણ બેશક મારો થવાનો જ, અને હુ તારો થાઉ તે વિના તુ મારો થાય એ શક્ય નથી, જેવુ આપીએ તેવુ લઈએ यादृशं भक्तौ आवलिका — આપણે પ્રભુના દાસ બનીએ એટલે પ્રભુ આપણો દાસ બનવાનો જ જે ન્યાય દેવને લાગુ પડે છે તે જ દરેક માણસને લાગુ પડે છે આત્મ નિવેદન આત્માર્પણ કરવુ એટલુ જ સેવકનુ કર્તવ્ય છે પૂજાને અંતે પ્રસાદ મળવાનો જ, પરતુ પૂજારીનુ ધ્યાન પહેલેથી જ પ્રસાદ પર ચોટી રહે તો પૂજા વિધિસર પાર પડતી નથી અને પ્રસાદ પણ મળતો નથી મળે છે માત્ર નિરાશા અને મનોભગ

નિરપેક્ષ સેવા સેવ્ય વ્યક્તિ પર કોઈ પણ જાતની જબરદસ્તી કરવા માગતી નથી પોતાનો મહામૂલો સદુપદેશ પણ પરાણે સમજાવવાની કોશિશ કરતી નથી "तेन त्यक्तेन भुञ्जीथा એ ઉપભોગનો સોનેરી નિયમ છે જેનો ઉપભોગ લેવો હોય તેનો પ્રથમ ત્યાગ કરો, તેને પૂરેપૂરી છૂટ સ્વતંત્રતા આપો સાચો પ્રેમ બદલાની અપેક્ષા રાખતો નથી તેથી તેને કદી નિરાશા સહન કરવી પડતી નથી તેને સદાય આનદનો લ્હાવો જ લેવાનો મળે છે

પોપટ પર આપણે પ્રેમ કરીએ છીએ તેની સેવા પણ કરીએ છીએ પણ તેને માટે તેને પાંજરામાં પૂરી રાખીએ છીએ

જે હાલ પોપટના તે આપણે આપણાં સેવ્ય ઇષ્ટમિત્રોના પણ કરીએ છીએ. સેવા પર સત્તાનો કાટ ચડે છે

(૪) **સ્વાર્થ :** સેવાના માર્ગમાંનો આ સૌથી દુષ્ટ વાટમારુ છે. અનેક જાહેર કાર્યકર્તાઓના ચાવવાના દાંત જુદા અને બતાવવાના દાંત જુદા હોય છે. સ્થાનિક સંસ્થાઓ અથવા ધારાસભાઓ માટેની ચૂંટણીઓનો જંગ ખેલવાની પાછળ તેમ જ તેને માટે ગમે તેટલું ખર્ચ કરવાની પાછળ કેવળ મહત્ત્વાકાંક્ષા અથવા સામા પક્ષ ઉપર વિજય મેળવવાની ઈર્ષા જ હોય છે એમ નથી, તે એક મૂડી રોકવાનો પ્રકાર પણ હોઈ શકે છે કરેલું ખરચ વ્યાજ સાથે વસૂલ કરવાના પણ પ્રયત્નો થાય છે એમ કહેવાય છે ! કેટલાક કાર્યકર્તાઓની પોતાની સંસ્થાની ઉન્નતિ માટે લાગણી, તેમ જ સામાન્યપણે અનુચિત દેખાતી વસ્તુઓ પણ સંસ્થાની ખાતર કરવાની તૈયારી એ પોતાની સસ્થા માટે નથી હોતી પણ પોતાની સંસ્થા માટે — એટલે કે જે સંસ્થા પર પોતાનો કાબૂ છે અને જે પોતાને વેતન, સુખસગવડ, પ્રતિષ્ઠા અને લાગવગ પૂરાં પાડે છે તે સંસ્થા માટે હોય છે. જે પોતાની સંસ્થાની નિરપેક્ષ સેવા કરવા માગે છે, તે તે સસ્થાના ઉત્કર્ષને ખાતર ગમે તેવાં સદોષ કૃત્યો કરવા કદી પણ તૈયાર નહીં થાય

**સેવા અને અનાસક્તિ** 'નિષ્કામ', 'નિરપેક્ષ', 'નિસ્વાર્થ', 'અનાસક્ત', 'ઈશ્વરાર્પણ', આ બધા એક જ વસ્તુના જુદા જુદાં નામો છે. નિષ્કામ અથવા અનાસક્ત વૃત્તિથી કર્મ કરવું, એમ ગીતા શીખવે છે. લોકમાન્ય ટિળકે એ ઉપદેશને કર્મયોગ નામ આપીને અને ગાંધીજીએ અનાસક્તિયોગ નામ આપીને તેનું વિવેચન કર્યું છે. નિરપેક્ષ સેવા અને કર્મયોગ અથવા અનાસક્તિયોગ ભિન્ન નથી કોઈ વિશિષ્ટ કાર્ય મૂળે જ ઇષ્ટ અને આવશ્યક છે એવી કર્તવ્યબુદ્ધિથી— પોતાને તે સુખ, ધન, પ્રતિષ્ઠા, સત્તા કે બીજો કોઈ લાભ કરાવી આપશે એટલા માટે નહીં–કાર્ય કરવા પ્રવૃત્ત થવું એનું જ નામ નિષ્કામ કર્મ અને એનું જ નામ નિરપેક્ષ સેવા. આવી નિરપેક્ષ

સેવામાં "અમુક યોજેલું અથવા ધારેલું કાર્ય પાર પડવું જોઈએ અથવા મારે હાથે જ પાર પડવું જોઈએ" એવો આગ્રહ નહીં હોય, એટલે કે સેવક માથે લીધેલા કાર્યની સિદ્ધિ માટે મૂળે અદોષ અથવા અયોગ્ય એવાં બીજાં કામો કરવા તૈયાર નહીં થાય, સ્તુત્ય સાધ્ય પ્રાપ્ત કરવા માટે નિંદ્ય સાધનો નહીં વાપરે. જ્યાં તેવા સારા નરસા માર્ગે કાર્ય પાર પાડવાનો અત્યાગ્રહ જ્યાં નજરે પડે છે, ત્યાં મૂળમાં જ — કાર્યકર્તાના હેતુમાં જ — કાંઈક પણ દોષ હોય છે એવી શંકા લેવાને કશી હરકત નથી.

અમેરિકન મહાત્મા એબ્રહેમ લિંકનનું એક વચન ખૂબ મનનીય છે "વિજયની જવાબદારી મારા પર નથી, સત્યાર્થિની માત્ર છે, હું સફળ થવાને બંધાયેલો નથી, મને મળેલા પ્રકાશ અનુસાર પગલાં ભરવા માટે હું જરૂર બંધાયેલો છુ"

સેવાવૃત્તિ ક્યાય છે સેવાના ઓઠા હેઠળ સત્તા, પ્રતિષ્ઠા, સ્વાર્થ, વગેરે વસ્તુઓ જ ઘણીવાર તાગડધિન્ના કરે છે, એ સાચુ હોય તો પણ માણસ હમેશા જ સત્તાનો કે સ્વાર્થનો હેતુ નજર આગળ સ્પષ્ટપણે રાખીને તેની પૂર્તિ માટે સેવાનો ડોળ ડોળ કરે છે એમ કહેવાનો અમારો ઉદ્દેશ નથી. પ્રત્યક્ષ વહેવારમા માણસ અનેક સમિશ્ર હેતુઓથી કાર્ય કરવા પ્રેરાય છે સેવાની પણ ઊંડી ધગશ હોય છે અને તેની સાથે જ સત્તા, નામના, સ્વાર્થ, વગેરેની ઇચ્છા પણ નથી હોતી એમ નથી માણસને પોતાના મનની ઓળખ જ હોતી નથી એમ પણ બને છે કે, મૂળમા કાર્ય સાચી લાગણીથી શરૂ થાય છે પણ સાચી લાગણીથી સેવા કરનાર વ્યક્તિ તરફ કીર્તિ, સત્તા, સુખસગવડ વગેરે વસ્તુઓ આપમેળે દોડતી આવે છે, અને એક વખત માણસને તેની ટેવ પડે એટલે તેમને વિષે તેના મનમા આસક્તિ પેદા થાય છે પછી એ આસક્તિ મૂળ જે કાર્ય વિશેની આસક્તિ અથવા નિષ્ઠા હતી તેની જગ્યા ધીમે ધીમે પડાવી લે છે મૂળની નિરપેક્ષ વૃત્તિ શિથિલ બને છે અને કાર્યને લીધે

પ્રતિષ્ઠા આપમેળે ચાલીને આવે તેને બદલે પ્રતિષ્ઠાને ખાતર કાર્ય કરવાની વૃત્તિ જન્મે છે. આદ્ય શંકરાચાર્ય અત્યંત વૈરાગ્યશીલ હતા, તેથી તેમના મઠને મોટમોટી દેણગીઓ મળી. હવે આજે એ બધી મિલકતનો વહીવટ ચલાવવા માટે કોઈકને પણ શંકરાચાર્ય 'બનાવવો' પડે છે; અને આ બનાવટી શંકરાચાર્યો એ મિલકતોના રક્ષણને માટે કોરટબાજી કરવામાં જ ઇતિકર્તવ્યતા માને છે.

(૫) **પાદરી વૃત્તિ :** આ પણ નકલી સેવાનો જ એક પ્રકાર છે. ખ્રિસ્તી મિશનરીઓની સ્વધર્મનિષ્ઠા અને ધર્મપ્રસાર માટેની તેમની ધગશ સાચે જ પ્રસંશનીય છે. વિરોધ, ઉપહાસ, એટલું જ નહીં, પણ પ્રાણસંકટ વગેરેની પરવા કર્યા વિના પોતાનું પવિત્ર કર્તવ્ય દૃઢ નિશ્ચયથી ચાલુ રાખવાની તેમની કાર્યપદ્ધતિને લીધે કોઈના પણ મનમાં તેમને વિષે નિરતિશય આદર જ પેદા થાય. ધર્મપ્રસારની સાથે જ કેળવણી, ઇસ્પિતાલો, દલિતોની સેવા જેવાં વિવિધ કાર્યો પણ તેઓ ખૂબ બાહોશીથી ઠેકઠેકાણે કરતા હોય છે. પણ આ સેવાની પાછળ તેમનો વ્યક્તિગત સ્વાર્થ અથવા સત્તા કે પ્રતિષ્ઠા માટેનો લોભ ન હોય તોપણ ધર્મપ્રસાર કરવાનો આધ્યાત્મિક લોભ હોય છે. એને પરિણામે ધર્મપ્રસાર તો નથી જ થતો, પણ સેવાનુ કાર્ય પણ વગોવાય છે. ધર્મનો પ્રસાર ઉપકાર કરીને માણસને ઓશિયાળો બનાવીને એને જોરે કરવા મથવું એ ધર્મનું અપમાન કરવા જેવુ છે: ધર્મ એ તેની પોતાની પાત્રતાને જોરે કોઈને ગળે ઉતારી શકાય તેમ નથી એમ માનવા જેવું છે. પણ જે પોતે ગળે ઊતરતો નથી, બીજાની શેહ કે પ્રભાવને કારણે જેને સ્વીકારવો પડે છે, તે ધર્મ કઈ જાતનો? લાગવગથી અથવા શેહ કે પ્રભાવથી ધર્મપ્રસાર શક્ય પણ છે ખરો?

તેથી જ ધર્મપ્રચારકોના હેતુને વિષે જ શંકા પેદા થાય છે. ધર્મપ્રસારને નામે પક્ષપ્રસાર — પોતાના મંડળમાં કે વાડામાં એક એ નવા માણસને ખેંચી લાવવો — કરવાનો હેતુ તો નહીં હોય?

ઉપર અમે ખ્રિસ્તી મિશનરીઓનો દાખલો આપ્યો ખરો, પણ એ જ વાત ઇસ્લામ-પ્રચારકોને તેમ જ હિંદુ 'શુદ્ધિ' – પુરસ્કર્તાઓને પણ એટલી જ લાગુ પડે છે.

(૬) **વ્યતિરિક્ત હેતુ :** આ પાદરી વૃત્તિ ધર્મપ્રસારના કામમાં જ જોવામાં આવે છે એમ નથી. રાજકીય, સામાજિક વગેરે હરકોઈ જાતનાં પ્રચારકાર્યોમાં પણ એ નજરે પડે છે. દાખલા તરીકે, મારી પાર્ટી મજબૂત થાય, અસ્પૃશ્યોની તેને વધારેમાં વધારે મદદ મળે એ હેતુથી અસ્પૃશ્યતાનિવારણ, રેંટિયાપ્રસાર અથવા સંકટનિવારણનું કામ કરવું એમાં અપ્રમાણિકપણું છે. રેંટિયાપ્રસારના ઉદ્દેશથી અસ્પૃશ્યતા-નિવારણનું કામ કરવું અથવા અસ્પૃશ્યતાનિવારણના હેતુથી રેંટિયાનો પ્રસાર કરવો એ પણ એટલું જ અનુચિત છે. પોતાની છાપ લોકો ઉપર પડે અને એ દ્વારા રચનાત્મક કાર્યક્રમનો પ્રચાર કરવાનું સહેલું થાય એ ઉદ્દેશથી મહાસભામાં કે કાનૂનભંગમાં સામેલ થવું એમાં પણ વંચના જ છે. એને લીધે મોટે ભાગે આ પણ નહીં અને એ પણ નહીં એવી સ્થિતિ થાય છે.

(૭) **ઢોંગબાજી :** આ જ પ્રવૃત્તિનું બીજું એક સ્વરૂપ તે પોતા તરફ – અલબત્ત પોતાના કાર્ય તરફ – લોકોને ખેંચવા માટે જોષ જોવા, મંતરજંતર કરવાં, દાઢી જટા રાખવાં, ભગવાં વસ્ત્ર અથવા આજકાલ સ્વચ્છ ધોળી ખાદી વાપરવી, એમાં ઢોંગબાજી જ છે. અમારા એક ભાવનાશીલ મિત્રે ગ્રામસેવક કેવો હોવો જોઈએ તેનું વિવેચન કરતાં પૂરેપૂરી ગંભીરતાથી એવું પ્રતિપાદન કર્યું હતું કે, "એણે જ્યોતિષ શીખી લેવું જોઈએ એટલે એ બધાને ઉપયોગી થઈ શકશે અને તેમનાં મન ઉપર પોતાની સારી છાપ પાડી શકશે!"

પૈસાનો જેવો સ્વાર્થ કે મોહ હોય છે અને તે મેળવવા માટે માણસ જેમ જાતજાતના સ્વાંગ ભજવે છે, તે જ પ્રમાણે સેવાકાર્યને વિષે વધારે પડતી આસક્તિ હોવી એ પણ સ્વાર્થ જ છે. એની સિદ્ધિ માટે પણ માણસ જાતજાતનાં નખરાં કે ઢોંગ કરવા પ્રવૃત્ત થાય છે.

સેવાકાર્યનો આ સ્વાર્થ કર્તવ્યનિષ્ઠાનું સ્વરૂપ ધારણ કરે છે તેથી તે વળી વધારે ભયંકર નીવડે છે. हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । સત્યનો ચહેરો સોનાના પરદાથી ઢાંકી દેવામાં આવે એટલે તેનું યથાર્થ જ્ઞાન થવું એ વધારે મુશ્કેલ બને છે.

અમુક સત્કાર્યને માટે પૈસા એકઠા કરવાના સહેલા સાધન તરીકે લૉટરી કાઢવી અથવા ધર્માદા માટે નાટ્યપ્રયોગ કરવાનું ગોઠવીને તેની ટિકિટો લોકોને માથે મારવી, લોકશિક્ષણને માટે ચલાવવામાં આવતાં છાપાંઓને નભાવવાને માટે અશ્લીલ અથવા વાહિયાત જાહેરખબરો લેવી, આવાં બધાં સત્કાર્યોને ખાતર અસત્કાર્યો કરવાના જાતજાતના પ્રકારો આપણને જોવા મળે છે. પણ એ બધાને ઢોંગ કહેવા કરતાં ભૂલ કહેવી એ જ વધારે યોગ્ય છે, કારણ એ અકાર્યો પોતે સેવાકાર્ય હોવાનો ડોળ નથી કરતાં. તેમને નકલી મેવાના પ્રકારો કહેવા કરતાં સેવામાર્ગમાંનાં જોખમો કહેવાં જોઈએ તેમનો વિચાર સ્વતંત્ર પ્રકરણમાં કરવો એ જ યોગ્ય થશે.

## ૭

# સેવામાર્ગમાં આવતાં નડતરો

(૧) अभिनिवेश अथवा कार्यनुं गांडपण :

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ गीता, १८. २२

જે જ્ઞાન યથાર્થ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લીધા વિના અને ખાસ પ્રયોજન વિના 'આ એક કાર્ય એટલે જાણે એમાં બધું આવી ગયું' એમ માનીને કોઈ પણ એક જ કાર્યમાં આસક્ત થઈ જાય છે, એ જ્ઞાન તામસ જ્ઞાન છે

એક જ કાર્યને પ્રમાણની બહાર મહત્ત્વ આપવાનો દોષ સ્વાર્થને લીધે પણ થઈ શકે છે, પણ એ મંદબુદ્ધિનું જ પરિણામ હોવાનો

વધારે સંભવ છે. કોઈ વિશેષ કાર્ય માથે લઈને તેનું જ રાતદિવસ રટણ કરવામાં તેમ જ કેવળ તેની સિદ્ધિ માટે જ હરકોઈ પ્રયત્ન કરવામાં માણસની શક્તિ કેન્દ્રિત થાય, એટલે એ જ એક કાર્યની તેને લગની લાગે છે, એનું અપાર મહત્ત્વ લાગવા માંડે છે અને બીજાં કાર્યોનું મહત્ત્વ ઓછું થઈ જાય છે એ કાર્યને જે મદદ કરે અથવા એ ફાળામાં જે પૈસા ભરે એ જ સાચી દાઝવાળો માણસ, બાકીનાં બધા ઢોંગી, બેપરવા કે સ્વાર્થી, એમ તેને લાગવા માંડે છે. તેની દૃષ્ટિની વ્યાપકતા અને પ્રમાણભદ્રતા નષ્ટ થાય છે. તેના મનની ઉદારતા અને ખેલદિલી લોપ પામે છે અને તેને એકાંગી સંકુચિતપણું આવે છે. એ કાર્યને વિષે તેના મનમાં એક જાતની ઈર્ષ્યા ઉત્પન્ન થાય છે. એ કાર્યમાં કોઈ મુશ્કેલીઓ આવે તો તે અસ્વસ્થ થઈ જાય છે ગમે તેમ કરીને એ કાર્ય પાર પાડવું જ જોઈએ એમ તેને લાગવા માંડે છે, અને તેને ખાતર તે પોતાનું સર્વસ્વ હોડમાં મૂકે છે અને પ્રસંગ પડયે અપકૃત્યો કરવા પણ તૈયાર થાય છે

આ કાર્યાસક્તિ એક રીતે અભિનંદનીય અને વખાણવા જેવી છે એ સાચું. જે જે સંશોધકોએ આજ લગી મહત્ત્વની શોધો કરી તેમણે કોઈ જુગારીની જેમ પોતાનું સર્વસ્વ હોડમાં મૂક્યું તેથી જ તેઓ યશ મેળવી શક્યા એ જ સાચુ છે પણ બીજી રીતે જોતા આ એક જાતની મનની દુર્બળતા પણ છે એને પરિણામે અસહિષ્ણુતા, બીજા આવશ્યક અને ઇષ્ટ કાર્યોને વિષે અનાસ્થા અને કયારેક નિરાશા અને કટાળો પણ ઊપજે છે.

(૨) નિરાશા સેવામાર્ગનું ખાસ કાળજી રાખવા જેવું આ એક જોખમ છે કેટલાક લાગણીપ્રધાન સેવકો કોઈ વિશિષ્ટ કાર્યને માટે પોતાના પ્રયત્નોની પરાકાષ્ઠા કરે છે એટલું કરવા છતાં પણ લોકોની નિષ્ક્રિય ઉદાસીનતાને લીધે, સક્રિય વિરોધને લીધે, અથવા કેટલાક લોકોની સ્વાર્થ સાધવાની તક ઝડપી લેવાની વૃત્તિને લીધે કાર્યમાં નિષ્ફળતા

મોટે ઓછું કામ કરવામા પોતાનુ તેમ જ દુનિયાનુ ભલુ છે "હું આટલી બધી મહેનત કરુ છુ, પણ લોકોને મન તેની કશી કિંમત નથી," એવી વૃત્તિ સેવકને શોભતી નથી તેને પોતાને વિષે એવો અસતોષ થવો જોઈએ કે, "મારામા હજી આળસ, દુર્લક્ષ, બેદરકારી વગેરે દોષો છે, તે નાબૂદ કરીને મારે વધારે કાર્યતત્પર મનવુ જોઈએ મે હજી માથે લીધેના કામને માટે જોઈએ તેટલી મહેનત કરી નથી તેને માટે બીજુ શુ શુ કરી શકાય?" એવી ચિંતા તેને સતત થયા કરે ત્યા સુધી જ તેની પ્રગતિ ચાલુ રહેવાની એથી ઊલટુ તે જો બીજાના જ દોષ ખોળવા માંડે તો જાણવુ કે તેની પુનઃપ્રગતિ શરૂ થઈ!

(૩) **સાધ્ય અને સાધન** પોતાના ધ્યેયની સિદ્ધિ માટે ગમે તેવા સારા નરસા ઉપાયો યોજવાનો કાર્યકર્તાને મોહ થાય છે તે કહે છે "હુ જે કોઈ કૃત્ય કરુ છુ તે નૈતિક છે કે અનૈતિક, હિતકારક છે કે હાનિકારક છે તેનો આધાર મારા હેતુ પર છે મારામારીમાં એક જણ બીજાનો હાથ કાપી નાખે તો તે ગુનો થશે, પણ રોગીના પ્રાણ બચાવવા માટે કોઈ શસ્ત્રવૈદ્ય તેનો જખમ થયેલો હાથ કાપી નાખે તો તે સત્કૃત્ય કરે છે બહારથી સરખા દેખાતા કૃત્યોમા એક તેના કર્તાના હેતુને લીધે અનૈતિક ઠરશે તો બીજુ નૈતિક ઠરશે

'તેથી મારુ સાધ્ય અથવા ધ્યેય સારુ હોય તો તેની સિદ્ધિને માટે પ્રસગ પડ્યે પ્રથમ દર્શને ખરાબ લાગતુ કૃત્ય કરવાનુ આવશ્યક જણાય તો તેમ કરવામા કશુ ખોટુ નથી દાખલા તરીકે, કોઈ માણસે અમુક એક ગુનો કર્યો છે એ વિષે મારી પૂરેપૂરી ખાતરી છે, એ ગુના બદલ તેને સજા થાય એ પણ જરૂરી છે, નહી તો તે સાવ જ ફાટી જઈને લોકોને વધારે ને વધારે કનડ્યા કરશે પણ આખે જેનારા માણસો એ ગુડાની બીકથી કોર્ટમા સાચી જુબાની આપવાની હિંમત કરતા નથી આવી પરિસ્થિતિમા ખોટા સાક્ષીઓ ઊભા કરીને પણ તેમને માટે સાચી હકીકત કોર્ટ આગળ સિદ્ધ કરાવવી એ મારુ કર્તવ્ય નથી શુ? હુ અસત્ય કરાવતો હોઉ તોય તે સત્યની પ્રસ્થાપના માટે જ છે

વળી, એથી મને વ્યક્તિગત લાભહાનિ કશી થવાની નથી, પણ દુષ્ટોનું નિર્મૂલન થાય અને પરિણામે લોકોને શાંતિ અને સ્વસ્થતા મળે એ જ એક મારો હેતુ છે વાળી ફૂલી માટે ખાડો પણ નાકો ખોદવો જોઈએ, તો જ તે સીધી ઊભી રહે એક કાંટો કાઢવા માટે બીજા કાંટાનો ઉપયોગ કરવામાં આવે છે અથવા ઝેરની પીડા થઈ હોય તો તેને માટે દવા પણ ઝેરી જ આપવી પડે છે તે જ પ્રમાણે કેવળ સીધી ચાલથી દુષ્ટોનો બંદોબસ્ત કરી શકાતો નથી તેને માટે જેવાની સાથે તેવા અથવા શઠ પ્રતિ શાઠયમ્‌નો જ ન્યાય જોઈએ

"જેમ કોઈ લુચ્ચાને છેતરવાનું જરૂરી હોય છે તે જ પ્રમાણે સાવ અનાડી કે બાળકને પણ—જેને ગમે તેટલું કહેવા છતાં કશું સમજાતું નથી તેને પણ — તેના સમાજના અથવા તેના હિત માટે છેતર્યા સિવાય બીજો ઉપાય હોતો નથી, અથવા વખતે દમદાટી પણ આપવી પડે છે

"ટૂંકમાં, આપણા હેતુઓ ધ્યેયો અથવા સાધ્યો સારા અને સ્વાર્થરહિત હોવા જોઈએ તેમની સિદ્ધિ માટે જરૂર પડે તે બધા ઉપાય કરતાં કાર્યકર્તાએ ગભરાવું ન જોઈએ જો ગભરાય તો તે તેની તત્ત્વનિષ્ઠા નહીં પણ મનની દુર્બળતા કહેવાય '

ઉપર જણાવેલી અનુભવસિદ્ધ અને માર્મિક વિચારસરણી સમાજમાં સારી પેઠે રૂઢ છે અને તેનો અમલ હમેશ થાય છે અને 'ધ વે ટૂ હેલ ઇઝ પેવ્ડ વિથ ગુડ ઇન્ટેન્શન્સ – નરકનો માર્ગ સારી ઇચ્છાઓથી મઢેલો હોય છે , –એ વચન અનુસાર દુનિયામાંના મોટા ભાગના અનર્થો અને ઉત્પાતો સદ્‌હેતુમૂલક જ હોય છે

પરંતુ સાધ્ય અને સાધનનો સાંગોપાંગ વિચાર કરતાં એમ જણાશે કે, તેમની વચ્ચે પ્રથમ દર્શને જે ભિન્નતા દેખાય છે તે વસ્તુતઃ નથી હોતી ધારો કે શરીરમાંથી પરસેવો કાઢવો એ મારું સાધ્ય છે આ સાધ્ય જુદે જુદે માર્ગે પાર પાડી શકું (૧) વ્યાયામ કરીને, (૨) મહેનતનું કામ કરીને, (૩) દેવતા પાસે તાપતા બેસીને, (૪) વીંછીનો

દશ કરાવીને, (૫) ગભરાટથી, (૬) અથવા પરસેવાની દવા લઈને પરંતુ આમાંનું જે કોઈ સાધન વાપરવામાં આવશે તે મુજબ જુદી જુદી જાતનું સાધ્ય મને પ્રાપ્ત થશે પહેલાં બે સાધનો આરોગ્યકારક છે, જ્યારે પાછળનાં ત્રણ અનિષ્ટપરિણામકારક છે, અને છઠ્ઠાનું પરિણામ ઇષ્ટ થશે કે અનિષ્ટ, તેનો આધાર મારી તબિયતની તે વખતની વિશિષ્ટ અવસ્થા પર અને દવાના પ્રકાર પર રહેશે

"શરીરમાંથી પરસેવો નીકળે એટલું એક જ મારું સાધ્ય છે, તે સિવાય મારે બીજું કશું ન જોઈએ," એવી સ્થિતિ કદી પણ હોતી નથી એ મારું તાત્કાલિક ધ્યેય છે તે તેની પછીના શ્રેષ્ઠ ધ્યેય માં — આ ઠેકાણે આરોગ્યના — સાધન તરીકે જ મારે જોઈએ છે આરોગ્ય એ પણ પરમ કે અંતિમ સાધ્ય નથી સુખી અને સમાજોપયોગી જીવનના સાધન તરીકે જ મારે આરોગ્ય પણ જોઈતું હોય છે શ્રેષ્ઠ જીવન એ સાધ્ય તેને માટે આરોગ્ય એ સાધન આરોગ્ય એ તેનાથી ગૌણ બીજા દરજ્જાનું સાધ્ય, પરસેવો કાઢવો એ તેને માટેનું સાધન, પરસેવો કાઢવો એ ત્રીજા નંબરનું સાધ્ય, વ્યાયામ એ તે માટેનું સાધન વ્યાયામ પણ ચોથા નંબરનું સાધ્ય બનશે, અને મગદળ, ક્રિકેટ આટાપાટા વગેરે તેનાં સાધનો બનશે આવી રીતે આ સાધ્ય–સાધન પરંપરા ઉપર અને નીચે ફેલાયેલી હોય છે 'કેવળ પરસેવો કાઢવા' માટે વ્યાયામના જેટલો જ વીંછી પણ કામ દે, પણ 'આરોગ્યને માટે' પરસેવો લાવવાને માટે વીંછી બાધક જ નીવડે "સમાજોપયોગી જીવનના સાધન તરીકે આરોગ્ય અને તે માટે પરસેવો કાઢવો" એ સાધ્ય હોય તો કસરત કરતાં ઉપયોગી શ્રમ વધારે શ્રેયસ્કર નીવડે આવી રીતે કોઈ પણ ધ્યેયની પ્રાપ્તિ માટે સાધનની યોજના કરતી વખતે આગળ પાછળનો વિચાર કરવાની જરૂર હોય છે તાત્કાલિક ધ્યેયની પેલી પાર તેમ જ ડાબી જમણી બાજુએ નજર નાખવી પડે છે આ વિશિષ્ટ અભીષ્ટ સાધતી વખતે બીજા પણ કેટલાક ગૌણ અભીષ્ટો સાધી શકાય તો સાધી લેવા અને અનિષ્ટો ટાળવા એવી મારી

દૃષ્ટિ હોય છે છોકરાને ગણિત શિખવવા માટે શિક્ષક રાખવો હોય તો કોને રાખવો ? તો જે ગણિત શીખવવાની સાથે સાથે જ તેને યોગ્ય રીતભાત પણ શીખવશે અને બીડીનમાક જેવા વ્યસનોની દીક્ષા નહી આપે એવાને જ રાખવો જોઈએ

ટૂંકમા, સાધ્યસાધનની પરંપરા એ નદીના પ્રવાહ જેવી છે પ્રવાહનો આગળનો ભાગ તે સાધ્ય અને પાછળનો તે સાધન પાછળનુ (ઉગમ તરફનુ) જ પાણી આગળ વહેતુ હોય છે તેથી આગળનો પ્રવાહ ડહોળો થાય તો તેનો દોષ જેમ પાછળના ભાગને જઈ પહોચે છે, તે જ પ્રમાણે ખરાબ સાધનમાથી સારુ સાધ્ય નીપજવુ અશક્ય છે

હવે આપણે ખોટા સાક્ષીઓ પાસે સાચી વસ્તુ સાબિત કરવાના દાખલાનો વિચાર કરીએ સાચા પુરાવા માટે ખરા સાક્ષીઓને જ તેમની નાગરિક તરીકેની ફરજનુ ભાન કરાવીને તેમ જ હિમત આપીને જુબાની આપવા તૈયાર કરવા એ ઇષ્ટ છે એમ કરવાથી દુષ્ટોના નિકંદનની સાથે જ નાગરિકતાની ભાવનાનો પણ પ્રસાર થશે નહી તો ઉદરને મારવાને માટે સાપને ઘરમા લેવા જેવુ થાય કોર્ટમા ન્યાયાધીશ આગળ સોગન ખાઈને ખોટુ બોલવાનુ શીખ્યા પછી એ વિદ્યા હમેશ સારા કામને માટે જ વપરાશે એમ કોણ કહી શકે ?

નેપોલિયન બોનાપાર્ટ એ એક મોટો શૂર અને પુરુષાર્થી પણ નિર્દય અને સત્તાલોભી માણસ થઈ ગયો એવી ઘણા લોકોની માન્યતા છે પરંતુ એબટ નામના તેના ચરિત્રકારનુ તો એમ કહેવુ છે કે, તે લોકસત્તાનો અનન્ય ભક્ત હતો, અને આખો જન્મારો એ ધ્યેયની સ્થાપના માટે જ તેના બધા પ્રયત્નો ચાલુ હતા ફ્રાન્સની રાજ્યક્રાન્તિ પછી બધે અંધાધૂધી ફેલાઈ ત્યારે દેશમા શાતિ સ્થપાય અને લોકસત્તાક રાજ્યબંધારણ ઘડી શકાય ને અમલમા મૂકી શકાય એટલા માટે જ તેણે તોપખાનાનો ઉપયોગ શરૂ કર્યો અને પ્રથમ પેરિસમા અને પછી ધીમે ધીમે આખા ફ્રાન્સમા પોતાની ધાક બેસાડી પરંતુ યુરોપના સમ્રાટોએ લોકસત્તા સ્થાપવાની તેને તક જ આપી નહી તેમની સાથે

તેને સતત યુદ્ધો કરવાં પડ્યા, તેમનો સહકાર મેળવવા માટે તેણે તેમની જેમ પોતાની જાનની પણ બાદશાહ તરીકે ઘોષણા કરી તેમની મહોબત જોડવા માટે તેણે પોતાની પહેલી પત્ની ગરીબ કુળમા જન્મેલી હતી એટલા ખાતર, અને તેની ઉપર તેનો અનહદ પ્રેમ હતો છતા, તેની સાથે તેણે છૂટાછેડા કર્યા અને ઓસ્ટ્રિયાની રાજકુંવરી સાથે લગ્ન કર્યું આટલુ કર્યું છતા પણ 'દુષ્ટોએ' તેને નિરાત મળવા દીધી નહી એને જો નિરાત મળત તો તે લોકસત્તાક બંધારણ તૈયાર કરીને પોતે સત્તાત્યાગ કરવાનો હતો પણ નિરુપાય થઈને તેને આખર સુધી લડતા જ રહેવુ પડ્યુ અને જિંદગીના આખરના દિવસો દુશ્મનની કેદમા વિતાડવા પડ્યા એમા તેનો કશો વાક નથી, તેના બધા યુદ્ધો યુદ્ધ સસ્થાનો સમૂળ ઉચ્છેદ કરવાના એકમાત્ર પવિત્ર હેતુથી કરાયેલા હતા !

અને એ ખોટુ પણ કેમ કહી શકાય? માણસના મનમા શુ છે તે ઓળખવાનુ આપણી પાસે સાધન નથી એ ગમે તેમ હોય, તો-પણ લોકશાહીને અર્થે આપખુદ સત્તા વાપરવામા તેણે શરૂઆત જ ખોટી કરી અને તે સાધનોનો સ્વામી રહેવાને બદલે તેમનો ગુલામ બન્યો

આ પરથી સાધકે બોધ લેવો ઘટે અને સાધનોની પસદગીની બાબતમા સાવધાન રહેવુ ઘટે સાધ્ય એ ઘણુ કરીને આપણી પાસેથી દૂર અતરે, તેમ જ અનિશ્ચિત, સદિગ્ધ અને અમૂર્ત હોય છે સાધન જ કેવળ નિશ્ચિત, સ્પષ્ટ અને આપણા હાથમા હોય છે એને જો આપણે શુદ્ધ રાખીએ તો ભાવી સાધ્ય પણ તેને અનુરૂપ અને યોગ્ય એવુ જ નિર્માણ થશે એવો વિશ્વાસ આપણે રાખી શકીએ

ઘણા લોકો કહે છે કે, "આપણ બધા હિંદવાસીઓનું ધ્યેય સ્વરાજ્ય છે, પછી તે મહાસભાવાળા હો, હિન્દુમહાસભાવાળા હો, સમાજ-વાદી હો, સામ્યવાદી હો, ક્રાન્તિકારી હો કે બીજા ગમે તે હો માર્ગ જુદા જુદા હશે, પણ ધ્યેય એક જ છે" પણ આ ભ્રમ છે દરેક

પક્ષની સ્વરાજ્યની કલ્પના જ જુદી જુદી છે, અને તેની કલ્પનાના સ્વરાજ્યને માટે તેણે જે માર્ગ યોજ્યો હોય એ જ તેને માટે એકમાત્ર માર્ગ બની રહે છે તેથી જ દરેક પક્ષ ખૂબ આગ્રહપૂર્વક કહ્યા કરતા હોય છે કે "एष पथा एतद् कर्म, नान्य पथा विद्यते अयनाय । આ જ માર્ગ, આ જ કાર્યક્રમ, આના વિના ધ્યેય તરફ જવાનો બીજો રસ્તો નથી" સાધ્યસાધનોના અવગપણાને વિષે આ જે ભ્રમ ઉત્પન્ન થાય છે તેનુ કારણ સાધ્ય વિષેની સકુચિત દૃષ્ટિ, વિશિષ્ટ કાર્યની બાબતમા પેદા થનારો અભિનિવેશ, અને જલદી પરિણામ લાવવાની અધીરાઈ એ જ હોય છે તારતમ્ય, દીર્ઘદૃષ્ટિ, યોજકતા, સાવધાનતા અને ધીરજ, એટલા હોય તો કાર્યકર્તા ગમે તેવા સાધનો વાપરવાની લાલચમા નહી ફસાય

(૪) **फड माटे लॉटरी** કોઈ પણ જાહેર કાર્ય કરવુ હોય તો તેને માટે પૈસાની જરૂર મોટે ભાગે હોય જ છે, તેથી ફાળો ઉઘરાવવો એ જાહેર કાર્યકર્તાઓનુ એક હમેશનુ અને મુશ્કેલીભર્યું કાર્ય બની જાય છે આવો ફાળો શી રીતે ઉઘરાવવો એ બાબત પછીથી વિવેચન કરશુ, અત્યારે અહી તે શી રીતે ન ઉઘરાવવો જોઈએ એ બાબત કેટલાક ધોરી નિયમો કહેવાનો વિચાર છે

નિધિ એકત્ર કરવાના અત્યત પરિણામકારક માર્ગ તરીકે બગાળના ક્રાન્તિકારી લોકો ધાડો પાડતા ધાડો સાથે મારામારી, ખૂન ઇત્યાદિ પણ હોય જ આ માર્ગ આપણે ત્યા હજી પણ અને બીજે પણ હસ્તી ધરાવતો જોવામા આવે છે આ ધાડો સેવાકાર્યને માટે હોય છે, કે ધાડપાડુપણાને ઢાકવા માટે સેવાકાર્ય હોય છે એ કહેવુ મુશ્કેલ છે જેઓ સાચે જ સેવાકાર્યને માટે જ ધાડો પાડતા હોય, તો તેમને દલીલથી સમજાવીને પાછા વાળવાની અમારી શક્તિ પણ નથી !

ફડને માટે લૉટરી કાઢવાનો મોહ વધારે સૌમ્ય પણ એ જ જાતનો છે, એમા ધાડને બદલે ફોસનામણુ હોય છે એટલુ જ કહેવાય છે કે, ગોવાનુ એક પ્રસિદ્ધ ધર્માદા દવાખાનું લૉટરીની ઊપજ ઉપર ચાલે

છે! આજકાલ તો રોગીઓને ખાતર લૉટરીઓ કાઢવાની એક ફૅશન જ પડી ગઈ છે.

માંદાની માવજત એ એક ઇષ્ટ વસ્તુ છે ગરીબગુરબાંને તેનો લાભ મળે એ માટે ધર્માદા દવાખાના કાઢવાનું નક્કી થાય તો સરકારે તે ચલાવવા જોઈએ, અથવા ધનિકોએ વિના પ્રયત્ને લૉટરીમાથી ખૂબ પૈસો મેળવવાના અન્યાય્ય અને મૂર્ખતાભર્યા લોભથી નહી પણ કાર્ય પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈને જ દેણગીઓ આપવી ગરીબ લોકો પણ લાલચના માર્યા પોતાની નહી જેવી કમાણીમાથી લૉટરીની ટિકિટો ખરીદીને ઉડાઉપણુ કરે છે, એટલે તેઓ પણ દવાખાના જેવા સત્કાર્યને સીધી મદદ કરે તો તેમા કશી હરકત નથી આવી નાની મોટી દેણગીઓ મેળવવા માટે દવાખાનાના ચાલકોને ખૂબ રખડવુ પડશે દવાખાનાની સુવ્યવસ્થા બાબત સમાજને સતોષ આપવો પડશે અને લોકો પાસેથી પૈસા મળે એટલા પ્રમાણમા જ પોતાના કાર્યનો વિસ્તાર મર્યાદિત કરવો પડશે એ માત્ર સાચુ લૉટરીને લીધે આ બધી તકલીફમાથી બચી જવાય છે દવાખાનાના પાચ પચાસ માદા માણસો સાજા થાય છે, પણ એટલા ખાતર અસખ્ય સાજાતાજા લોકોને પુરુષાર્થહીન બનાવવાથી શો લાભ? મહેનત વિના લૉટરી દ્વારા પૈસા મેળવવાની ઇચ્છા એ હીન વૃત્તિ છે તેને લીધે સમાજની પુરુષાર્થ વૃત્તિ નષ્ટ થાય છે અને નામર્દપણુ વધે છે તેથી લૉટરીની મદદથી રુગ્ણાલય ચલાવવુ એ ટાઢમા તાપણા માટે નેવા બાળવા જેવુ છે

(૫) **ફાળો માગવાને બદલે ધધો** ઘણા જાહેર કાર્યકર્તાઓ ફાળો ઉઘરાવવા માટે લોકોને બારણે પગરખા ઘસવા અને તેમના ગમે તેવા સારામાઠા વેણ સાભળવા એથી ત્રાસીને સ્વાવલબનના એક ઉપાય તરીકે એવો વિચાર કરે છે કે, આપણે જ એકાદ એજન્સી લઈએ અથવા એવો જ કોઈ ઓછી મહેનતથી ખૂબ પૈસા મેળવવાનો ધધો કરીએ અને તેની ઊપજમાથી સેવાકાર્ય ચલાવીએ આમા લૉટરીની જેમ લોકોને દૈવવાદની દીક્ષા આપવા જેવી આફત ઊભી થતી ન

હોય તોપણ ઓછી મહેનતે ખૂબ કમાણી કરવાની વૃત્તિ આવી જ જાય છે. કારણ, એમ જો ન હોય તો કાર્યકર્તાની ઘણીખરી શક્તિ એ ધંધામાં જ વપરાઈ જાય અને સેવાકાર્યને માટે શક્તિ જ નહીં રહે. હવે ઓછા શ્રમથી ઘણી કમાણી કરવાના ધંધામાં મોટે ભાગે ઉગ્ર હરીફાઈ હોય છે અને કેટલીક વાર તે લુચ્ચાઈના પણ હોય છે. સમાજસેવક માટે રસાકસીમાં ઊતરવું એ ઇષ્ટ નથી અને લુચ્ચાઈ કરવી એ તો તેથીય વધારે અનુચિત અને નિષિદ્ધ છે.

કોઈ ત્રાહિત વ્યક્તિ કોઈ પ્રામાણિક ધંધો પ્રામાણિકપણે કરીને તેમાંથી થયેલી કમાણી જાહેર સેવાકાર્યને માટે આપે તો તે જરૂર સ્તુત્ય છે. પણ સેવાકાર્યમાં રોકાયેલો સેવક પોતાની બધી અથવા થોડીક શક્તિ એ કાર્યમાંથી કાઢીને ધંધામાં રોકે એ યોગ્ય નથી. તન-મન એ ધન કરતાં શ્રેષ્ઠ છે. સેવક પોતાનાં તન-મન કાર્યને અર્પણ કરે છે; એને બદલે એ તન-મન ધંધાને આપીને તેના બદલામાં ધંધા પાસેથી ધન લે એ કાર્યની દૃષ્ટિથી નુકસાનનો સોદો છે. એ ધંધો જ સેવાકાર્યને પોષક હોય તો એ જ સેવાકાર્ય માનીને તે એ ધંધો જરૂર કરે. દાખલા તરીકે, રાષ્ટ્રીય સાહિત્યનું વેચાણ. એમાં કમાણી થશે પણ એ મૂળે જ એક ઇષ્ટ સેવાકાર્ય હોવાથી સેવક તે કરે તેમાં કશું ખોટું નથી. એમાં થતી કમાણી એ પોતાના ગુજરાનને માટે વાપરે તેમાં પણ કશું ખોટું નથી. એ બધી કમાણીની એને જરૂર ન હોય તો તે તેને પ્રથમ રાષ્ટ્રીય સાહિત્યના પ્રસારના કામમાં અર્પણ કરે. એક સેવાકાર્યમાંથી થયેલી કમાણી કોઈ બીજા સેવાકાર્યમાં વાપરવામાં કશું ઔચિત્ય નથી. જે કાર્યની કમાઈ હોય તે તે જ કાર્યમાં ખરચ કરવાની શરતના ન હોય તો જુદી વાત.

સેવકની પાસે પોતાનુ ધન તેમ જ એ ધનને જોરે ઇષ્ટ કાર્ય કરાવવાની સત્તા ન હોય એ જ ઇષ્ટ છે. અમુક કાર્યને દેણગી આપવી એ સત્તા ચલાવવાનો જ એક પ્રકાર છે. સેવકને માટે તે હાનિકર્તા છે. સેવક નિરહંકારી અને નિરાગ્રહી હોવો જોઈએ. તેણે પોતાના

ઉદ્દેશ સમાજ આગળ રજૂ કરવા, તેને તે સમજાવવા અને સમાજ મંજૂર કરે તેની જ રકમનો ઉપયોગ ઇષ્ટ કાર્ય માટે કરવો

જે ન્યાય સેવકને તે જ ન્યાય સાર્વજનિક સંસ્થાને પણ લાગુ પડે છે આવી સંસ્થાઓએ પણ પોતાનું ખર્ચ કાઢવા માટે ધંધો ન કરવો જોઈએ તેમને અનાયાસે અથવા અલ્પ પ્રયાસે કમાણી કરવાના સાધનો ઉપલબ્ધ હોવા છતાં તે હાથમાંથી જતાં કરવા એ બેદરકારી છે એમ પણ કેટલાકને લાગવાનો સંભવ છે દાખલા તરીકે, ખાદીસંઘ અથવા દલિતસેવા સંઘ જેવી એક સંસ્થા છે ધારો કે તેના સભ્યોમાંથી ઘણા પોતપોતાની જિંદગીનો વીમો ઉતરાવે છે અને તેમની પૉલિસીઓ પર ધંધાધારી વીમા એજંટોને કમિશન વગેરેના રૂપમાં સારી પેઠે કમાણી થાય છે એમ કરતાં સંસ્થાને નામે એકાદ સારી સરખી વીમા કંપનીની એજન્સી લેવામાં આવે અને સંઘના સભાસદો, સંઘની એજન્સી મારફતે જ પોતાનો વીમો ઉતરાવે એવી સભાસદોને વિનતી કરવામાં આવે, તો તે માન્ય કરવામાં તેમને કશી મુશ્કેલી નહીં લાગે સંસ્થાને કમિશનના રૂપમાં અનાયાસે પુષ્કળ ધન મળી શકશે, અને સેવકને ફાળા માટે લોકોની આજીજી કરવાના પ્રસંગો એટલા પ્રમાણમાં ઓછા આવશે

આવી જાતના વિચારો સંસ્થાસંચાલકોના મનમાં આવવાનો સંભવ હોય છે, તેથી આ વિચારસરણી તપાસવી અહીં જરૂરી છે આવી જાતના સહેલા માર્ગ જ અંતે અત્યંત મુશ્કેલ નીવડે છે, નજીકનો ગણાતો ટૂંકો રસ્તો જ છેવટે ઘણો લાંબો નીવડે છે ઉપરના દાખલામાં કહેલી 'સારી સરખી' વીમાકંપનીની પસંદગી શી રીતે કરવી? સંસ્થા નાનકડી બે ચાર પ્રમુખ વ્યક્તિઓના સંનાહસંચલનથી ચાલનારી, અને જેણે બહુજનસમાજનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું નથી એવી હોય ત્યાં સુધી જ આ પસંદગી ગમે તેવી થાય તો પણ તેની હોહા નહીં થાય, પરંતુ પોતાની સંસ્થા એવી ને એવી જ નાનકડી અને વામણી રહે એવી ઇચ્છા સંચાલકોને તો ન જ હોઈ શકે એ સાથેસાથ સાર્વજનિક

બને એવી જ તેમની દૃષ્ટિ હોવી જોઈએ; અને એ જ વિશાળ દૃષ્ટિથી સંસ્થાનો કારભાર એ નાની હોય ત્યારે પણ ચાલવો જોઈએ. એટલે આપણી સંસ્થાના સભાસદોમાં જ જુદી જુદી વીમા કંપનીઓના સંચાલકો હોય — અને હોવા જોઈએ એવી આપણી દૃષ્ટિ હોય — ત્યારે કોઈ વિશિષ્ટ કંપનીને જ માન્યતા આપવી મુશ્કેલ તો છે જ, પણ તે એક ઝઘડાનું કારણ બની જાય. એના કરતાં બધી જ સારી નરસી કંપનીઓ અને એ કંપનીઓના નાના મોટા બધા એજન્ટો બધા આપણા જ છે, આપણી સંસ્થાના વિદ્યમાન નહીં તોય સંભાવ્ય સભાસદો છે, કંઈ નહીં તો દાતાઓ તો છે, એવી જ દૃષ્ટિ આપણે રાખવી જોઈએ. તેમને થતી કમાણીનો યોગ્ય અંશ એ સંસ્થાની તિજોરીમાં—એ સંસ્થાની તાકાત અને પોતાના કાર્યની આવશ્યકતા લોકોને ગળે ઉતારવાની તેની શક્તિ એ બેના પ્રમાણમાં — ચોક્કસ આવી પડવાનો જ એવો વિશ્વાસ સંસ્થાએ રાખવો જોઈએ. કોઈ એક જ વીમા કંપનીમાં રાજ્ય કરવાને બદલે બધી જ વીમા કંપનીઓ ઉપર — એકલી વીમા કંપનીઓ પર જ નહીં પણ દ્રવ્યપ્રાપ્તિના એકેએક ધંધા પર તેમ જ ધંધાદારી પર — ચક્રવર્તી સામ્રાજ્ય ચલાવીને તેમની પાસેથી ખંડણી વસૂલ કરવાની જ મહત્ત્વાકાંક્ષા રાખવી જોઈએ.

(૬) **પ્રત્યક્ષ સેવા અને પરોક્ષ ઘાત :** "અમારા ફલાણા ભાઈ બહુ જ ભલા સદ્‌ગૃહસ્થ! મુંબઈથી આગગાડીમાં નાગપુર જવા નીકળે એટલે પોતાને સ્ટેશન ઉપર વળાવવા માટે સાથે બે ચાર મિત્રોને લઈ જાય છે. તે મિત્રો પણ જાણે સહપ્રવાસી જ હોય એવી રીતે બધા મળીને ગાડીમાં સારી પેઠે જગ્યા રોકી લે છે. બરાબર ગાડી છૂટવાની વખતે વળાવવા આવેલા મિત્રો ઊતરી જાય તોપણ એક વાર પથારી પાથરીને રોકેલી મોકળાશવાળી જગ્યા પર અતિક્રમણ કરવાની હિંમત બીજા પેસેંજરો ભાગ્યે જ કરે છે. પછી કલ્યાણ સ્ટેશને ગાડીમાં ભીડ થાય છે અને અગાઉના મુસાફરોએ બધા બાંકડા રોકેલા હોવાથી નવા આવનાર લોકોને જગ્યા મળવાનું મુશ્કેલ બને છે. પણ

બડોપંતની ઓળખાણો પુષ્કળ! કોઈ પણ ઓળખીના ભાઈ જ્યાની મુસાફરીમાં જણાય કે બડોપંત તેને મોટેથી બૂમ પાડીને બોલાવીને પોતાની પથારી ઉપર બેસાડે છે. ઓળખીતો જ હોવો જોઈએ એમ પણ નહીં. કોઈ વસ્તારી માણસ પોતાના બૈરાંછોકરાં સાથે ડબામાં ચડે છે અને બિચારાને પગ મૂકવાય પૂરતી જગા મળતી નથી. બડોપંતની તેમની ઉપર નજર જાય કે તરત તેઓ પોતાની વધારાની જગા તે મંડળીને આપીને તેમની સગવડ કરી દે છે. પછી ગાડી ચાલવા માંડે એટલે નાસ્તાનો ડબો કાઢીને મહેમાનોને અને ખાસ કરીને બાળકોને ખાવાનું આપીને પછી પોતે નાસ્તો કરે છે. પછીને સ્ટેશને બહારનાં ટોળાં અંદર ઘૂસવા ન પામે એટલા માટે ગાડીના દરવાજાનું કોઈ કિલ્લાના દરવાજાની જેમ રક્ષણ કરવામાં પણ તેઓ કસર રાખતા નથી."

"અમારા અણ્ણાસાહેબ દેશપાંડે પણ એક ઉદાર દિલના પરોપકારી માણસ થઈ ગયા! તેઓ ડેપ્યુટી કલેક્ટરના હોદ્દા સુધી જઈ પહોંચ્યા હતા. અમારા ભાગના ઘણા લોકોને તેમણે પોતાના ખાતામાં નોકરી અપાવી અને તેમનાં બાળબચ્ચાંની દુવા લીધી. મૅટ્રિક નાપાસ થયેલા કેટલાક માણસો પણ તેમની ધાર્મિક વૃત્તિને લીધે આજે મામલતદારના હોદ્દા સુધી જઈ પહોંચ્યા છે."

ઉપરના જેવાં ગુણગાન આપણને અનેક વાર સાંભળવા મળે છે અને એ સાંભળીને "આપણે પણ તેમના જેવા જ થઈએ અને તેમના જેવી જ નામના મેળવીએ," એવી આકાંક્ષા શ્રોતાઓના મનમાં પેદા થાય છે.

પોતાના મોટા પગારનો, વકીલાતમાં થતી અઢળક કમાણીનો અથવા વેપારમાં થતી નફાખોરીનો બચાવ અથવા તારીફ દાનધરમને નામે કરવાની પ્રવૃત્તિ તો જ્યાં ને ત્યાં જોવામાં આવે છે. પરંતુ દશ જણને લૂંટીને એક ઉપર ઉપકાર કરવો, એમાં બડાઈ હાંકવા જેવું કશું જ નથી. દાનના કરતાં ત્યાગ શ્રેષ્ઠ છે.

प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् — કાદવ ચોટયા પછી ધોઈ કાઢવાની માથાકૂટમાં પડવા કરતાં, તે ચોંટે જ નહી એવી સાવચેતી રાખવી વધારે સારું નથી શું?

અન્યાય્ય કમાણીના પાપનો ડાઘ દાનના સાબુથી બહુ તો ઝાંખો પડશે, પૂરેપૂરો ધોવાઈ જાય એ શક્ય નથી

ઉપરના દાખલામા અડોપલ બીજા ઉનારુઓના ભાગની જગ્યા હિકમત, રુઆબ, ધાક વગેરેને જોરે પચાવી ગેય, એ જ પ્રમાણે આપણા પરોપકારી ડેપ્યુટી કલેક્ટરે પોતાના માણસોને લાગવગની જગ્યાએ નીમીને બીજા વધારે લાયક ઉમેદવારોનો આશાભગ કર્યો, એમાંનો અન્યાય આપણી નજરમા એટલી તીક્ષ્ણતાથી ખૂચતો નથી પ્રત્યક્ષ વસ્તુ પર આપણી નજર ઠરે છે, પરોક્ષ તરફ ધ્યાન જતું નથી ઉપકારો એકલા જ દેખાય છે, પણ એ ઉપકારોની પાછળ છુપાયેલા દસગણા અપકાર ધ્યાનમા આવતા નથી.

(૭) राजा अरे रंक जेने सरीखा સેવા એટલે આત્મવિસ્તાર, પ્રથમ પારકા લાગતા લોકોને વિષે આત્મૌપમ્યનો અનુભવ, એ આપણે જોયુ પરતુ સેવા એ તો ખાસ કરીને જેમને સેવાની જરૂર હોય તેમની — એટલે કે, દીનદૂબળા, દલિત, ગરીબ, અભણ અને અનાડી, અનાથ, પતિત, રક ઇત્યાદિ લોકોની જ કરવી યોગ્ય છે દીનદૂબળા લોકો પણ આપણા જેવા જ માણસો છે તેમને પણ આત્મા છે, હૃદય છે, આકાક્ષાઓ છે, તેમના આત્મવિશ્વાસને પૂરતો અવકાશ મળવો જોઈએ, તેમના કરમાઈ ગયેલા જીવનમા તાજગી જોઈએ, એટલા માટે જ નિસ્વાર્થ સમાજસેવકો અનેક રીતે પ્રયત્ન કર્યા કરે છે પરતુ કાર્યના કોઈ વિશિષ્ટ પ્રકાર વિષે જેમ સેવકના મનમા અભિનિવેશ પેદા થાય છે એમ આપણે જોયુ, તે જ પ્રમાણે જેની સેવા કરવાની તેની બાબતમા પણ સેવકની દૃષ્ટિ સકુચિત થઈ શકે છે દીનદલિતોમા તેમ જ ભગીઓના ઝૂપડાઓમા પણ ઈશ્વર વાસ કરે છે એનો સાક્ષાત્કાર કરવા જતા રાજા રજવાડાઓમા અને આચાર્યોના મઠોમા પણ તેનો

વાસ હોય છે એ વસ્તુ ભુલાઈ જાય છે. રાજામાં અથવા બ્રાહ્મણમાં જ ઈશ્વર વસે છે, રંકમાં કે ચાંડાળમાં તે નથી, એ માન્યતામાં જેટલી નાસ્તિકતા છે, તેટલી જ નાસ્તિકતા ઈશ્વર ગરીબોમાં વસે છે પણ શ્રીમંતોમાં નથી વસતો, તે દલિતોમાં છે પણ જાલિમોમાં નથી એ માન્યતામાં પણ છે આપણે બંને જાતની નાસ્તિકતાથી બચવાનું છે

"सत दयाळ वसे ? । राजा रंक जया तारिले ॥" — સાચા સંતો કેવળ ગરીબો પર જ દયા નથી કરતા, રાજાઓ પર પણ દયા કરે છે

નારદમુનિ આ બાબતમાં એક આદર્શ સેવક હતા. તેઓ ત્રણે લોકમાં સરખી છૂટથી સંચાર કરતા. ઉપલો વર્ગ (સ્વર્ગ), વચલો વર્ગ (પૃથ્વી), અને નીચલો વર્ગ (પાતાળ), એ ત્રણેય સાથે તેઓ છૂટથી ભળતા અને એકબીજાના દુ ખોની અથવા ફરિયાદોની દાદ એકબીજા પાસેથી મેળવતા

(૮) जबरदस्ती अने छेतरपिंडी · સેવ્યના ભલાને ખાતર જ તેના પર જબરદસ્તી પણ કરવી પડે છે, ધાક બતાવવો પડે છે અથવા તેને કાંઈક લાલચ બતાવીને કામ કરવુ પડે છે એવી કેટલાક સેવકોની માન્યતા હોય છે

"છોકરાઓની ખરાબ ટેવો છોડાવવા માટે જેમ તેમને સજા કરવી પડે છે, તે જ પ્રમાણે જનતા એ પણ એક સગીર બાળક જ છે, તેની સાથે બાળકની જેમ જ વર્તવું પડે છે, ક્યારેક પંપાળીને, ક્યારેક ફોસલાવીને, તો ક્યારેક દમદાટી દઈને કામ લેવું પડે છે." એમ તેઓ કહે છે પરંતુ મૂળે જ બાળકોને સુધારવા માટે પણ શિક્ષા કરવી એ બિનજરૂરી છે એટલું જ નહીં પણ અનિષ્ટ છે, તેને પરિણામે સુધારણા ઊલટી વધારે દુ સાધ્ય બને છે એ સિદ્ધાન્ત હવે કેળવણીના ક્ષેત્રમાં સર્વમાન્ય થયો છે મોટેરાઓની કલ્પના હોય છે તેના કરતા નાના બાળકો વધારે સમજતા હોય છે મોટાઓની છેતરપિંડી તેઓ અચૂક કળી જાય છે અને તેનુ અનુકરણ પણ કરે છે. સેવક સમાજને

અન્ત અથવા અન્યાયી ઠરાવે એમાં સેવકની આત્મવચના અને સમાજનો દ્રોહ છે સેવકે આવો દ્રોહ કદી ન કરવો જોઈએ 'પોતાથી સંસ્થામાં કંઈ ગોટાળા થયા હોય તો તે જનતાથી અજ્ઞાત રાખવા જોઈએ, નહીં તો જનતાનો કોઈ વિચિત્ર જ ખ્યાલ બંધાશે અને જનતા પોતાની સસ્થાની સેવાથી વંચિત થશે અને તેનું જ નુકસાન થશે,' એવી જાતની આત્મપ્રૌઢી અને અનઽાગ્રહીપણાની ભાવના સેવકમાં કદી ન હોવી જોઈએ. સેવકને જ જનતાને વિષે અવિશ્વાસ લાગતો હોય તો જનતાને પણ સેવક વિષે આત્મીયતા ક્યાંથી લાગે? સાચી વાત તો એ છે કે, જનતા પણ પોતાના સાચા સેવકની સાચેસાચી મુશ્કેલીઓ સમજી લેવા જેટલી સમજદાર અને તેને હાથે અજ્ઞાનને લીધે થયેલી બધી ભૂલોની ક્ષમા કરવા જેટલી ઉદાર હોય છે, તેનાથી કશું પણ છૂપું રાખવામાં સેવકનું હિત નથી

(૯) આત્મસભાવના · સેવકના મનમાં 'હું બીજા લોકો કરતા જુદો, મોટો, પવિત્ર, પુણ્યાત્મા છુ' એવી જાતની આત્મપવિત્રતાની ભાવના કદી પેદા થવી ન જોઈએ ભેદભાવ સેવાને મારક જ છે આવા સેવકનું લોકો દૂરથી સન્માન કરે છે, પરંતુ તેનું અનુસરણ કરવા અથવા તેની સામે સહકાર કરવા તૈયાર નથી હોતા સાચા સેવકને લોકો પોતાની મેળે માન આપે છે અને તેની પરોણાગત પણ ભાવપૂર્વક કરે છે પરંતુ તેથી સેવકે કુલાઈ જવુ ન જોઈએ પોતાને મળતા માનમરતબાની ટેવ પડીને તેની અપેક્ષા અથવા આસક્તિ તેના મનમાં પેદા ન થવી જોઈએ સેવકમા આત્મસભાવનાની વૃત્તિ પેદા થાય એટલે તેની ઊલટી પ્રતિક્રિયા લોકો પર થયા વિના રહેતી નથી અને "લોકો મને મારી લાયકાત પ્રમાણે માન આપતા નથી" એવી જાતનો અસંતોષ એક વાર સેવકના મનમાં પેદા થયો, કે તેની બધી સેવા ઉપર પાણી ફર્યું જ જાણવું

એથી ઊલટું સેવકને હમેશ એમ લાગવું જોઈએ કે, લોકો મારી સાથે આટલી આસ્થાથી વર્તે છે, મારું ખરચ ચલાવે છે, મારી ભૂલો

ગણી જાય છે, લોકોના અન્નથી જ મારો દેહ પોષાયેલો છે, અનેક લોકોના સહકારથી મારે હાથે થોડી ઘણી સેવા થાય છે, તેથી મારે લોકોના આ પ્રેમને, વિશ્વાસને તેમ જ આશ્રયને વધારે ને વધારે લાયક બનવુ જોઈએ

લોકોની જેમ જ સાથીઓની બાબતમા પણ સેવકે નમ્ર રહેવુ જોઈએ "संघ शक्ति कलौ युग" — સઘની મદદ વિના મહાત્માઓ પણ કશુ કાર્ય કરી શકતા નથી, પછી સામાન્ય સેવકની વાત જ શી? અમુક કાર્ય મે કર્યું, એનો ચાલક હુ છુ, એવી જાતનુ અભિમાન સેવકમા ન હોવુ જોઈએ કારણ, એને વસ્તુસ્થિતિનો આધાર નથી હોતો સઘથી જુદો પડેલો સેવક એ ઝાડથી કપાઈને અલગ થયેલી ડાળ જેવો છે — થોડા જ વખતમા તે કરમાઈને સુકાઈ જાય છે

(૧૦) प्रस्तुत-त्याग મોટા કાર્યો કરવાના ઘેનમા અથવા મોટાઈમા સેવકે રોજ કરવાના સહજ-પ્રાપ્ત પરચૂરણ કર્તવ્યો ભૂલી ન જવા જોઈએ આવતી કાલે કરવાના મોટા કામને ખાતર આજનું નજીવુ કર્તવ્ય પડતુ ન મૂકવુ જોઈએ

શ્રી કિશોરલાલ મશરૂવાળાએ એક વખત કહ્યાનુ યાદ છે કે, "જે માણસ નાનપણમા માતૃ-પિતૃ-સેવક, પછી ગુરુ-સેવક અને મિત્ર-સેવક હશે તે જ મોટપણમા દેશસેવક થઈ શકશે "

એથી ઊલટુ, આપણા ઘણા દેશસેવકો ઘરતી ઊશી સાથે તેમ જ કામવાળી સાથે તોછડાઈથી વર્તીને જનતા-માવડીની સેવા કરવા દોડી જાય છે આ મુદ્દાનુ થોડુક વિવેચન આગળ બીજા અનુસધાનમા આવી ગયુ જ છે, તેથી અહી તેનો વિસ્તાર કરવાની જરૂર નથી

(૧૧) सेव्यना लाड લોકોને ઉપયોગી થવાની વધારે પડતી લાલસા પણ સેવકમા ન હોવી જોઈએ આ લાલસાને કારણે લોકોની હીન અથવા સદોષ વાસનાઓ સતોષવા માટે તેણે પ્રયત્ન ન કરવો જોઈએ સેવક એટલે કોઈ ગુલામ નથી કે શે ફરમાવે તે હુકમનો વગર વિચાર્યે તે અમલ કરે સેવક એ સમાજનો શિક્ષક છે, તેણે

લોકોની વૃત્તિઓનું નિયમન પણ કરવું જોઈએ. દાખલા તરીકે, ગામના રહેવાસીઓ ગામમાં ફેલાયેલા મરકીના વાવરનું નિવારણ કરવા માટે માતાને પાડાનો બલિ આપવાનો કાર્યક્રમ યોજે, તો તે સમારંભની વ્યવસ્થા કરવાનું કામ સેવકનું હરગિજ નથી; ઊલટું, તેમાં બને તેટલાં વિઘ્નો નાખવાં એ પણ તેનું કર્તવ્ય બને. પ્રસ્તુત લેખક બ્રાહ્મણ છે, તે એક દૂરના ગામડામાં રેંટિયાના પ્રચારને અંગે રહેતો હતો ત્યારે પ્રવાસ પરથી આભડછેટ થઈને આવેલા ગામના બ્રાહ્મણેતર લોકો પોતાની શુદ્ધિ માટે તેની પાસે 'ભટજીના હાથનું પાણી' માગવા આવતા. લોકપ્રિયતા મેળવવાના લોભથી તેણે કેટલાક દિવસ પાણી આપ્યુ પણ ખરું પણ થોડા જ વખત પછી પાણી આપવાનું બંધ કરી દીધુ લોકોને એમ થવા લાગ્યુ કે, "કેવો દુષ્ટ છે આ બામણો ! મફતનું પાણી આપવા જેટલો પણ ઉપયોગી થતો નથી !"

સેવકે જેમ સેવા દ્વારા પોતાની આત્મોન્નતિ સાધવાની હોય છે, તેવી જ રીતે તેણે સેવ્યોને પણ ઊંચે ચડાવીને શુદ્ધ અને જાગ્રત બનાવીને તેમની સેવા કરવાની હોય છે. સેવ્યોના દુષ્ટ અથવા મૂર્ખતાભર્યા હેતુઓ સાથે સેવકે અસહકાર જ કરવો ઘટે. અલબત્ત, પોતાના અસહકારની પાછળ શી દૃષ્ટિ છે તે તેણે લોકોને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ

(૧૨) **વસીલાબાજી** : જાહેર કાર્યકર્તાઓને અનેક લાગવગ ધરાવનારા લોકો સાથે તેમ જ અધિકારીઓ સાથે પરિચય થાય છે તેની નિઃસ્પૃહ વૃત્તિને લીધે તેમના મનમા તેને વિષે આદર પેદા થાય છે, અથવા તેઓ તેનાથી કંઈક ડરીને રહે છે તેથી પોતાના ઇષ્ટમિત્રોને નોકરી-ચાકરી મળે તે માટે અથવા બીજુ કોઈ કાર્ય પાર પાડવા માટે વગ લગાડવી એ સેવક માટે સહેલુ હોય છે પણ સેવકે એવા લોભમા ફસાઈને પોતાના પુણ્યનો ક્ષય ન કરવો જોઈએ. તે જ પ્રમાણે લોકોના ખાનગી હિતસંબંધોમા તેણે માથું ન મારવુ જોઈએ ઉમેદવાર જો લાયક હોય તો અધિકારીઓ ન્યાયત જ તેની પસંદગી કરશે,

એટલે પોતાનું વજન વાપરવું બિનજરૂરી છે; અને જરૂરી જ હોય તોય તેમ કરવું અનુચિત છે, એ સેવકે ધ્યાનમાં રાખવું જોઈએ. ઉમેદવારોને સામાન્ય ભલામણપત્રો એ આપે તો તેમાં કશો વાંધો નથી; પણ અમુક વ્યક્તિ માટે ખાસ ભલામણપત્રો તેણે ન આપવાં જોઈએ. સેવકનો બધો કારભાર ઉઘાડો હોવો જોઈએ. તેણે એવું કોઈ પણ કૃત્ય ન કરવું જોઈએ કે જે જાહેરમાં આવે તો તેને શરમાવું પડે.

(૧૩) *દયા ન લાવો:* સેવ્યોનાં જેમ લાડ ન કરવાં તેવી જ રીતે તેમની ખોટી દયા પણ ન ખાવી જોઈએ. સેવ્યને સ્વાવલંબી બનાવવો, તેને પોતાની સેવાની જરૂર જ ન રહે તેમ કરવું, એ મોટામાં મોટી સેવા છે. બીજાને પોતે પોતાની જાતને મદદ કરતો કરવો એ જ આપણે તેને મોટામાં મોટી મદદ કરી કહેવાય. સેવકને પોતાને સેવાનો આનંદ અથવા મોટાઈ મળે એ લોભથી સેવ્યને દૂબળો, પંગુ અથવા પરાવલંબી ન બનાવવો. જે કામ એ પોતે કરી શકે તેવાં હોય તે તેને માટે સેવકે ન કરવાં જોઈએ. કેટલીક વાર તો એમ કરવા જતાં સેવ્યને પોતાનું અપમાન થયું એમ પણ લાગવાનો સંભવ છે. હરિજન સેવકોએ હરિજનોની વસ્તીમાં સફાઈ કરવા માટે જવું એ આમાંનો જ એક પ્રકાર છે. ઝાડુવાળાઓ પાસે પોતાની વસ્તી દરરોજ સાફ કરાવવી અને વરસમાં એકાદ દિવસ તેમની વસ્તી વાળવા જવું એના કરતાં એટલો એક દિવસ આપણે આપણા પોતાના હાથે પોતાની જ વસ્તી સાફ કરવી અને ઝાડુવાળાઓને તેમના રોજના કામમાંથી એટલો આરામ આપવો તેમ જ પોતાની વસ્તી સાફ કરવા માટે ફુરસદ આપવી એ શું ખોટું? તેમને પોતાની વસ્તીની સફાઈનું મહત્ત્વ ન લાગતું હોય તોપણ સેવકે બને ત્યાં સુધી તેમને પોતાને જ પોતાની વસ્તીની સફાઈ કરવા પ્રેરવા જોઈએ. કોઈ દિવસ સ્વયંસેવકોનું એક ટોળું તમારું જ ઘર અથવા આંગણું સાફ કરવા આવે તો તમને કેવું લાગે?

સેવકે બીજાના દુઃખથી અસ્વસ્થ થવું એનો અર્થ એ કે તેમની સાથે જ પોતે પણ આરામ છોડી દઈને દુઃખનિવારણ માટેની ઉપાયયોજના કરવા મંડી પડવું; પણ તેમની દયા માત્ર તેણે કદી ન ખાવી જોઈએ. દુઃખ અથવા મુશ્કેલી એ માણસની કર્તૃત્વશક્તિ બતાવવા માટે એક આહ્વાન જેવું છે, એમ માનવું જોઈએ; તે કૃતિશૂન્ય શોકનું કારણ કદી ન બનવું જોઈએ. કોઈની દયા ખાવી એ તેનું અપમાન કરવા જેવું છે. સ્વાભિમાની માણસથી ગમે તેવી આપત્તિમાં બીજો પોતાની દયા ખાય એ સહન નહીં થાય. બીજો આપણી દયા ખાય તે સહન કરવું અથવા પોતે જ પોતાની દયા ખાવી એ માનસિક દુર્બળતા છે. આવી દુર્બળતાને સેવકે ન પોષવી જોઈએ. તેથી ગરીબને અથવા આફતમાં સપડાયેલાને મદદ કરવાની હોય ત્યારે તે 'તમે અમે મળીને આ આફતનું નિવારણ કરીએ; આ વખતે હું તમને મદદ કરું છું, તો ફરી કોક વાર મારે પણ તમારી મદદ લેવાની થશે,' એવી ભાવનાથી કરવી જોઈએ. બીજાને ભાર લાગે એવી રીતે 'ઉપકાર' કરવા કરતાં ચૂપચાપ બેસી રહેવું એ વધારે સારુ છે. તે જ પ્રમાણે બીજો જેથી કરીને વેવલો, દૂબળો, સદાય પારકાની આશા રાખનારો, આયતું ખાનારો અથવા પરાવલંબી બને છે તે સેવા નહીં પણ એક અપકાર જ છે.

(૧૪) **સેવાને ખાતર દુષ્કૃત્યો:** પણ સેવાના માર્ગમાંનું સૌથી મોટું જોખમ અથવા સૌથી વધારે શોચનીય પ્રમાદ એ હોય છે કે, સેવક જે દુષ્કૃત્યો પોતાના સ્વાર્થને ખાતર ન કરે, તે સેવાકાર્યને નિમિત્તે કરવા માટે તૈયાર થાય છે. જે પોતાના લાભ માટે ખોટું બોલવાની હિંમત નથી કરતો, તે પરોપકારને માટે ખોટું બોલતાં ખચકાતો નથી. જે પોતાના પેટને ખાતર ચોરી, લુચ્ચાઈ અથવા વચનભંગ કે દગાબાજી ન કરે, તે દેશભક્તિને નામે એ બધું કરવામાં ગૌરવ માને છે. એનો અર્થ એ થયો કે, આપણા ખાનગી જીવનના આદર્શ અને સમૂહગત જીવનના આદર્શ એ જ મૂળમાં ભિન્ન, બલ્કે,

પરસ્પર વિરોધી છે. આપણી એવી કંઈ સમજણ હોય એમ દેખાય છે કે, નીતિઅનીતિનાં બંધનો આપણા ખાનગી જીવનને જ કેવળ લાગુ પડે છે, અને સંસ્થાઓના કારભારમાં અથવા રાજકારણમાં સાંઘિક સ્વાર્થ એ જ નીતિની એક માત્ર કસોટી છે. પરોપકાર એ ખાનગી જીવનનો આદર્શ છે, તો સંસ્થાનો અથવા સંઘનો આદર્શ જાણે સ્વહિતને ખાતર પારકાનો ઘાત કરવો એ જ છે.

પણ આ એક ભ્રમ છે અને સેવામાર્ગની એક વિટંબણા છે. નીતિનિયમોનો ભંગ કરીને કોઈ પણ માણસ સેવા કરી શકતો નથી. સ્વામીનારાયણ સંપ્રદાયની શિક્ષાપત્રી (શ્લોક ૭૩)માં કહ્યું છે કે,

अपि भूरिफलं कर्म धर्मापेतं भवेद्यदि।
आचर्यं तर्हि तन्नैव धर्मः सर्वार्थदोऽस्ति हि ॥

—કોઈ કાર્ય પુષ્કળ ફળ મેળવી આપનારું હોય તોપણ તે જો નીતિધર્મથી વિસંગત હોય, તો તે ન આચરવું જોઈએ; કારણ, ધર્મથી પુષ્કળ કાર્ય જ નહીં પણ સંપૂર્ણ કાર્ય સિદ્ધ થાય છે.” પુષ્કળ લાભ માટે સંપૂર્ણ લાભ જતો કરવો એ મંદબુદ્ધિનું લક્ષણ છે.

## ૮

# સેવકની સાધનસંપત્તિ

સાધકવૃત્તિ સેવક એટલે કેવળ 'કાર્યકર્તા' નહી જેને હાથે ઘણુ કાર્ય થાય છે તે મહાન સેવક એમ તો કોઈ જ કહેશે નહી તે કાર્ય સત્કાર્ય હોવુ જોઈએ, લોકકલ્યાણકારી હોવુ જોઈએ, કેવળ કેટલાક લોકોના હિતનું અને બીજાઓના અહિતનુ હોય એ પણ ન ચાલે આવુ સત્કર્મ સદ્ભાવનાઓની પ્રેરણા વિના ભાગ્યે જ સભવે, અને સદ્ભાવના અથવા સદ્વૃત્તિને યથાર્થ જ્ઞાનનો આધાર હોય એ પણ જરૂરી છે કામનો પથારો અને મહેનત એ સેવકનુ મુખ્ય લક્ષણ નથી, પણ સદ્વૃત્તિ અને યોગ્ય દષ્ટિ એ વધારે મહત્ત્વનુ લક્ષણ છે અમુક એક દશ્ય કાર્ય પાર પાડવુ અથવા પરિણામ ઉપજાવવુ એમા જ સેવકની ઇતિકર્તવ્યતા નથી, પણ આત્માની ઉન્નતિ અને તેથી મળતી શાતિ, સતોષ, આનદ એ જ સેવાનું ધ્યેય છે બીજી રીતે કહીએ તો એમ કહી શકાય કે, સેવક એ મૂળે સાધક છે, પરતુ વ્યક્તિને સમાજથી જુદુ અસ્તિત્વ નથી, વ્યક્તિના સુખદુ ખ, હિતાહિત અને ઉન્નતિ-અવનતિ, એ બધા સમાજના સુખદુ ખ, હિતાહિત અને ઉન્નતિ-અવનતિની સાથે સકળાયેલા છે, તેથી સાધકનુ કાર્ય કોઈ ગુફામા એકાતે કેવળ ઈશ્વરચિતન કરવાથી પાર પડતુ નથી સમાજમા રહીને સમાજને પોતાની સાથે લઈ જવાની જરૂર રહે છે મૂળે સાધક હોય તે આવી રીતે સેવકનુ રૂપ ધારણ કરે છે, તેને પોતાનું તેમ જ સમાજનુ સાચેસાચુ એટલે પારમાર્થિક હિત સાધવાનુ હોય છે પરમાર્થસાધન એ જ તેના જીવનનું મધ્યબિંદુ હોઈને તેના બધા કાર્યક્રમો એ મધ્યબિંદુની આસપાસ ગોઠવાયેલા હોવા જોઈએ યોગી અરવિંદના આશ્રમમા રહેતા શ્રી દિલીપકુમાર રાયનુ નીચેનું અવતરણ આ બાબતમા અત્યત મનનીય છે

"શ્રી. રામકૃષ્ણ પરમહંસ હંમેશ કહેતા કે, ઈશ્વરી આદેશ અનુસાર કાર્ય કરવા માટે દોડી જતા પહેલા સેવકને પ્રથમ ઈશ્વરનો આદેશ (ચપરાસ) મળવો જોઈએ દયા કે લાગણી ગમે તેટલી તીવ્ર હોય, પણ જ્યા સુધી તેને આકાશસ્થ વૈદરાજ તરફથી સહીસિક્કાવાળી સનદ મળી નથી, ત્યા સુધી તે દુખિતોને સુખ નહી આપી શકે પરમેશ્વરના સતાનોની સાચી અને ટકાઉ સેવા કરતા પહેલા સેવકે પરમેશ્વરની પ્રાપ્તિ કરેલી હોવી જોઈએ" *

સાધકની સાધના સાચી હોય તો બીજાઓને તેનો લાભ આપોઆપ મળશે, પણ તે સાચી ન હોય તો બધો પરોપકાર વ્યર્થ છે વિશ્વને ભૂલી જઈને આત્માની શોધ કરીએ તો જ વિશ્વનો આત્મા હાથમાં આવે છે

કેટલાક દેશભક્તો બધી જાતના નૈતિક, ધાર્મિક, આધ્યાત્મિક અથવા પારમાર્થિક સવાલોની બાબતમા બેપરવા રહેવામા અથવા તે વિષે તિરસ્કારની લાગણી રાખવામા ગૌરવ માને છે, પણ તેમા તેઓ બીત ભૂલે છે તેઓ પોતાની જાતને જ ઓળખતા નથી હોતા આપણે ક્યા જવુ છે તે જાણ્યા કર્યા વિના આપણે પૂરજોસથી દોટ મૂકીએ એટલે થયુ એમ બિચારાઓને લાગતું હોય છે પરિણામે તેમને ભાગે સરવાળે માન ત્રાસ અને થાક આવે છે આ વ્યર્થ થાક અથવા ત્રાસ–અને તેની સાથે જ દુનિયાને પણ થતો ઉપદ્રવ–ટાળવો હોય તો સેવકમા સાધકવૃત્તિ હોય એ પહેલી જરૂરિયાત છે સાધકવૃત્તિવાળા સેવક તરફથી પણ ભૂલથી દુનિયાને ઉપદ્રવ નહી પહોચે એમ નથી, પણ એ ભૂલ ધ્યાનમા આવતાં જ તે તેને સુધારી શકે છે દુનિયાના હિતાહિત વિષે બેપરવા રહેવાની મૂળભૂત ભૂલ તો ઓછામા ઓછુ તે નથી જ કરતો

[ખુલાસો હવે પછી અમે જે સદ્ગુણોનું વર્ણન કરવા માગીએ છીએ, તે બધા આ સાધકવૃત્તિમાથી નિષ્પન્ન થતા ઉપસિદ્ધાતો જ છે પરતુ એમ કરતા પહેલા એક ખુલાસો કરવાનુ જરૂરી લાગે છે

* कल्चरल हेरिटेज ऑफ इंडिया, ખડ ૩, પાન ૫૯, રામકૃષ્ણ મિશન દ્વારા પ્રકાશિત

આપણે જે સેવકનું સ્વરૂપ ચીતરવા માગીએ છીએ, તે આદર્શ સેવકનું છે. બધા જ આદર્શોની સ્થિતિ એવી હોય છે કે તે મોટે ભાગે પ્રત્યક્ષ વહેવારમાં ઊતરેલા ક્યાંય જોવામાં આવતા નથી. ભક્ત, જ્ઞાની, સ્થિતપ્રજ્ઞ વગેરેનાં જે વર્ણનો આપણે વાંચીએ છીએ તે બધાં આદર્શ ભક્ત, આદર્શ જ્ઞાની વગેરેનાં હોય છે. એવો આદર્શ ભક્ત વર્તમાનકાળમાં એકે નહીં મળે, ભૂતકાળમાં પણ કદી નહીં થયો હોય, તેમ જ નજીકના ભવિષ્યમાં તો પેદા થવાનો નથી. તેમ છતાં ભક્તનું ભક્તત્વ એ આદર્શમાં જ રહેલું છે. તે તેની શરીરની ઊંચાઈમાં કે કાંતિમાં અથવા તેના કળાકૌશલ્ય વગેરેમાં નથી. આવી રીતે આદર્શનું વાસ્તવિક અસ્તિત્વ ન હોય તોપણ આદર્શ એ જ વાસ્તવિક સૃષ્ટિનો નિયંતા છે. આદર્શ સેવક બધા દોષોથી પર છે, જ્યારે વાસ્તવિક સેવકો હરેક પ્રકારના દોષોથી ઓછાવત્તા પ્રમાણમાં ભરેલા હોવાના. આદર્શ સેવક સિદ્ધ છે, જ્યારે વાસ્તવિક સેવકો સાધકો છે. તે પૂર્ણ છે, આ અપૂર્ણ જ હોવાના. વાસ્તવિક સેવકો અનેક છે, જ્યારે આદર્શ સેવક એક જ છે, બલ્કે, એકેય નથી. તેમ છતાં બધા વાસ્તવિક સેવકોનો પ્રયત્ન એ અવાસ્તવિક આદર્શને પહોંચવા માટે જ હોય છે. એ દૃષ્ટિથી આદર્શ સેવક એ જ અસલ અને વાસ્તવિક સેવકો એ તેની નકલો છે.

રંગ અને પીંછીની મદદથી ચિત્રકાર જ્યારે કાગળ કે કાપડ પર ચિત્ર દોરે છે, ત્યારે એ ચિત્ર તેની કલ્પનામાં જે અસલ ચિત્ર હોય છે તેની અપૂર્ણ નકલ જ હોય છે. મૂર્તિકારની કલ્પનાની મૂર્તિ એ તેણે ઘડેલી પથ્થરની મૂર્તિ કરતાં કેટલીય વધારે સુંદર હોય છે. (ગવૈયાના કંઠમાંથી નીકળતા આલાપ એ તે જ આલાપોની રેકર્ડો કરતાં જેમ વધારે 'સાચા' છે, તે જ પ્રમાણે કલ્પનામાં કલ્પેલું ચિત્ર અથવા મૂર્તિ પ્રત્યક્ષ ચિત્ર કે મૂર્તિ કરતાં વધારે સાચી છે; અને એ જ ન્યાયે આદર્શ સેવક વાસ્તવિક સેવકો કરતાં વધારે સાચો છે.)

ભૂમિતિના ‘સાચા’ બિંદુને ચોક્કસ સ્થાન હોય છે પણ લંબાઈ કે પહોળાઈ બિલકુલ હોતી નથી, તે જ પ્રમાણે ‘સાચી’ રેખાને લંબાઈ હોય છે પણ પહોળાઈ બિલકુલ હોતી નથી ‘સાચુ’ બિંદુ અથવા ‘સાચી’ રેખા વાસ્તવિક સૃષ્ટિમા ક્યાંય જોવા મળતા નથી, તોપણ ભૂમિતિશાસ્ત્રના બધા પ્રમેયો આ કાલ્પનિક અને તેથી જ સાચા બિંદુ અને રેખા પર રચાયેલા હોય છે વિદ્યાર્થી ગમે તેટલો હોશિયાર હોય તોપણ તેણે ટપકાવેલુ દરેક બિંદુ એ વર્તુળ અને દોરેલી દરેક રેખા એ લંબચોરસ જ હોવાની પણ એટલા ઉપરથી ભૂમિતિની મૂળ વ્યાખ્યાઓ જ શિથિલ કર્યે ન ચાલે, એમ કરવા જતા એ શાસ્ત્રની પ્રગતિ જ અટકી પડે

સેવકનો આદર્શ પણ કોઈ પણ વ્યક્તિમા પૂરેપૂરો ઊતરેલો આપણને જોવા નહી મળે સારામા સારા સેવકમાં પણ કાંઈક દોષો અથવા ઊણપો હોવાની જ પરતુ આપણે આદર્શને પહોચી શકતા નથી એટલા માટે આદર્શને નીચે ખેચવો એ યોગ્ય નહી થાય

આદર્શ સેવકનુ હવે પછીનુ વર્ણન વાચતી વખતે આટલો ખુલાસો ધ્યાનમા રાખવો જરૂરી છે સેવક એ સાધક છે એમ અમે ઉપર કહ્યુ પણ વર્ણન તો અમારે સિદ્ધનુ જ કરવુ પડશે કોઈ પણ સાધકે સિદ્ધના ગુણો અને પોતાની ઊણપો એ બે વચ્ચેનો તફાવત જોઈને નાહિંમત થવાનુ કારણ નથી તે જ પ્રમાણે પોતાની ઊણપોમા જ સંતોષ માનવો એ પણ યોગ્ય નથી આપણામા બધી જાતની ખામીઓ છે, પણ એ જ ખામીઓ તેમની સાથે ઝઘડીને પોતાનો પુરુષાર્થ બતાવવા માટે સારામા સારી તક છે બીજી એક વાત આપણે ધ્યાનમા લેવી જોઈએ તે એ કે સેવક એ કોઈ નોખી જાતિ અથવા ધધો નથી વસતી-ગણતરીમા જેમની સેવક તરીકે નોધ થઈ હોય તેવા સેવકના ‘સિક્કાવાળા’ સેવકોએ જ હવે પછી જે લક્ષણો અમે કહેવાના છીએ તે પોતાનામાં ઉતારવા જોઈએ એમ નથી દરેક

માણસ ઓળખવા પ્રમાણમાં જેમ 'ભક્ત', 'જ્ઞાની', અથવા 'ગૃહસ્થ' હોય છે, તે જ પ્રમાણે તે સેવક પણ હોય છે ]

**आस्तिकता अथवा श्रद्धा** આસ્તિકતા, ઈશ્વર વિષે અથવા અંતિમ મંગલતા વિષે શ્રદ્ધા, એ સેવકના શરીર પરનું બખ્તર છે નિરાશા, નિષ્ફળતા કે કટોકટીને પ્રસંગે તે તેનું રક્ષણ કરશે જીવન એ એક સનાતન યુદ્ધ છે સુમતિ અને કુમતિ, સત્ય અને અસત્ય, જ્ઞાન અને અજ્ઞાન, પ્રકાશ અને અંધકાર, ચૈતન્ય અને જડતા, જાગૃતિ અને નિદ્રા, એમની વચ્ચે અસંખ્ય મોરચા ઉપર અસંખ્ય અથડામણો કે લડતો ચાલુ હોય છે તેમાં સત્પક્ષ ઘણી વખત હાર્યો દેખાય, અન્યાય જુલમ, દંભ, સ્વાર્થ વગેરેની સરસાઈ થાય સજ્જનોની કનડગત અને દુર્જનોની ચડતી થતી દેખાય, તોપણ તેથી સૈનિકે એટલે કે સેવકે ગભરાવાનું અથવા નાહિંમત થવાનું જરાયે કારણ નથી सत्यमेव जयते नानृतम । સત્યનો જ જય થવાનો, અસત્યનો કદી નહીં, એવી તેણે પાકી ખાતરી રાખવી જોઈએ

` વિશ્વ એ કોઈ અંધાધૂંધીવાળું અથવા કેવળ અવ્યવસ્થાવાળું તંત્ર નથી પણ એક સુવ્યવસ્થિત સુનિયંત્રિત અને સુસંગઠિત રચના છે તે કોઈ ગાંડાનો અસંબદ્ધ પ્રલાપ નથી પણ એક મહાકવિનું મધુર કાવ્ય છે વિશ્વના નિયંતા વિધાતા આત્મા, પ્રાણ જેવું ચાલક છે અને એને જ ઘણા લોકો ઈશ્વર કહે છે તે સત્ય-શિવ-સુંદર, સર્વવ્યાપી, સર્વદર્શી અને સર્વશક્તિમાન છે ન્યાયી અને કૃપાળુ છે, તે અતિ અલ્પ વસ્તુની પણ ઉપેક્ષા કરતો નથી દરેકના યથાયોગ્ય પોષણની તે ચિંતા કરે છે તે જ આપણને જન્મ આપે છે, પોષે છે અને યથાકાળ દેહમુક્ત પણ કરે છે

તે અમ પ્રાણીઓનો શિક્ષક છે વિશ્વ એ તેની પાઠશાળા છે તે વિદ્યાર્થીઓને અઘરામાં અઘરા અને તેમની બુદ્ધિ કુંઠિત થાય એવા સવાલ પૂછે છે પણ તેની સાથે જ દરેક વિદ્યાર્થીની સતત પ્રગતિ થાય એની જવાબદારી તેણે માથે લીધી છે न मे भक्त प्रणश्यति—

મારો ભક્ત નાશ નહી પામે," એવો તેનો ઢંઢેરો છે આવી શ્રદ્ધા જ નિષ્ફળતા ને કમોતીને વખતે સેવકને ધીરજ આપશે બાહોશ તારાને જેમ સમુદ્રના ઊછળતા મોજામા તરવાની વિશેષ મજા પડે છે, તેવી જ રીતે ધીરોદાત્ત વૃત્તિના સેવકને ચારે કોર સકટો ઘેરાયા હોય એવે વખતે બમણા ઉત્સાહથી પ્રયત્ન કરવાની તમન્ના થાય છે મહાન ધ્યેયોની પૂર્તિને માટે સકટોનો સામનો કરવામા જે આનદ અને ધન્યતા છે તે ધ્યેયવિહોણા સુખી જીવનમા નથી બર્નાર્ડ શૉએ એક ઠેકાણે કહ્યુ છે તેમ, "જીવનનો સાચો આનદ એ જ છે કે, માણસે પોતે સ્વેચ્છાપૂર્વક જે મહાન ધ્યેય નક્કી કર્યું હોય તેને માટે પોતાનુ જીવન અર્પણ કરવુ, જરાજીર્ણ થતા પહેલા પોતે કરેલા શ્રમથી ચાળીપાકીને ઘસાઈ જવુ ઘણાખરા લોકો પોતપોતાના નાનકા સસારમા અને એ સસારના નજીવા દુખોમા અને ફરિયાદોમા કે રોદણા રડવામા મશગૂલ હોય છે દુનિયા મારા સુખને માટે કાર્ય કરે એવી તેમની અપેક્ષા હોય છે, અને દુનિયા તે નથી કરતી એટલા માટે તેઓ મનમા ને મનમા બળ્યા કરે છે પણ આવા ક્ષુદ્ર, સ્વાર્થી અને દુ ખી જીવન કરતા વિશ્વશક્તિના હાથમાનુ હથિયાર બનીને રહેવુ એ કેટલુ બધુ ઇચ્છવાયોગ્ય છે?"

**ગભીરતા** આવી શ્રદ્ધાને પરિણામે સેવકમા ગભીરતા આવશે નરદેહ એ આપણને સોપાયેલી એક મોઘી થાપણ છે તેનુ આપણે સાર્થક કરવુ જોઈએ આ જન્મની ક્ષણેક્ષણ ઘણી કીમતી છે બીજા માણસો, આપણા પડોશીઓ અને સોબતીઓ બધા ઈશ્વરની મૂર્તિઓ છે તેમને પોતાને એનુ ભાન ભલે હોય કે ન હોય પણ આપણે તેમનુ સત્ય સ્વરૂપ ઓળખી શકીએ છીએ તેથી સેવક કોઈ પણ માણસ વિષે બેપરવા અથવા બેદરકાર નહી રહે કોઈ પણ વસ્તુની ઉપેક્ષા કે અવગણના નહી કરે

બધાં માણસો ઈશ્વરનાં સતાનો છે બધાના અતરમાં એક જ આત્મા રમે છે માણસમાત્રમા — દુષ્ટમા દુષ્ટ માણસમાં પણ

— ધર્મબુદ્ધિ વસે છે દરેક માણુસ જ્ઞાન, ભક્તિ અને સત્કર્મને જોરે આત્મપ્રાપ્તિ અથવા ઈશ્વરસાક્ષાત્કાર કરવાની લાયકાત ધરાવે છે નરદેહ મોક્ષનુ સાધન છે, તેનો મહિમા ઘણો મોટો છે, આ નરદેહનુ આપણે સાર્થક કરવુ જોઈએ, નરદેહધારી દરેક આત્માને વિષે આપણે આદરબુદ્ધિ રાખવી જોઈએ, આવુ અખડ ભાન હોવુ તેનુ નામ ગભીરતા.

**પ્રસન્નતા** અનમત્ત, આ ગભીરતા તે કોઈ માણુસને નામીપાચ્ય કરનારી, તેનુ મોઢુ દીવેલ પીધા જેવુ કરનારી અથવા તેને ઉદાસીન બનાવનારી નહી હોય ગભીરતાની સાથે જ પ્રસન્નતા પણ પૂરેપૂરી હો પરમેશ્વરની સૃષ્ટિમા જે કાઈ છે તે બધુ યથાયોગ્ય જ છે આ વિશ્વરૂપી ગ્રથમા ડગલે ને પગલે જાતજાતના કોયડાઓનો ઉકેલ કરવો પડે છે, પણ દરેક કોયડાનો જવાબ છેવટે મળી જ રહે છે કોયડાનો ઉકેલ આવે ત્યા સુધી થોડીક બેચેની રહે છે ખરી, પણ તે વિના કોયડો ઉકેલવાનો આનદ પણ કેવી રીતે મળે?

દુનિયામા દુ ખ છે, પણ એ દુ ખ પણ જીવિતસરક્ષણને માટે જરૂરી છે આપણો હાથ દેવતાને અડકતા દાઝે છે અને કળતર થાય છે, એ આપણા ભલા માટે જ છે હાથ ન દૂખે તો તે બળી જાય ત્યા સુધી માણુસ દેવતા પાસેથી દૂર નહી હટે અતિભોજનથી પેટમા ન દુખે તો મરવાની અણી પર ન આવે ત્યા સુધી માણસો ખાતા નહી અટકે આવી રીતે દુનિયામા ઉપરઉપરથી જે અનિષ્ટો દેખાય છે તે પરમેશ્વરે અતે આપણા હિતને માટે જ યોજેલા હોય છે તેની યોજનાઓ આપણા ધ્યાનમા હમેશ નથી આવતી એટલુ જ

ઊડી લાગણીની સાથે જ સેવકમા થોડીક વિવેકી વૃત્તિ, ખેલદિલી (સ્પોર્ટસમનશિપ) અને અલિપ્તપણુ પણ હોવુ જોઈએ, સુખના કે દુ ખના, સન્માનના કે અપમાનના, કર્તવ્યપાલનના કે એશ-આરામના — ટૂકમા, સારા નરસા હરકોઈ પ્રસગમા માણસે સર્વાંશે મશગૂલ અથવા તલ્લીન ન થતા કે ડૂબી ન જતા તે તે વસ્તુઓની

મર્યાદાઓનું જ્ઞાન કે ભાન, તેમ જ તે તે પ્રસગ તરફ અલિપ્ત અથવા તટસ્થ દૃષ્ટિથી જોવાની શક્તિ ટકાવી રાખવી જોઈએ આ શક્તિ હોય તો માણસ કોઈ પણ પ્રસગનું 'અતિતરણ' કરી શકે છે, ગમે તેટલુ ઊડુ પાણી હોય તોપણ તેનું માથુ પાણીની સપાટીની ઉપર જ રહે છે

**નમ્રતા** બધા માણસો એક જ પરમેશ્વરની મૂર્તિઓ છે, તે બધા આત્માઓ છે, બહારથી નાનામોટા, કાળા ગોરા, સુરૂપ કુરૂપ, તવગર ગરીબ, વગેરે ગમે તેટલા ભેદો હોય તોપણ મૂળમા એક જ ચૈતન્ય બધામા રમી રહ્યુ છે, એ ભાનથી સેવકના મનમા સમબુદ્ધિ પેદા થશે અને એ સમબુદ્ધિમાથી જ નમ્રતા જન્મે છે નમ્રતા એટલે ઓશિયાળાપણું, બેબાપણું, બાધાઈ અથવા હીનસ્વભાવ જ નહી, પણ નમ્રતા એટલે માણસમાત્રને વિષે આદરની લાગણી નમ્રતામા આત્મવિશ્વાસ, સ્વાભિમાન, અથવા આત્મ-આદર પૂરેપૂરાં હશે પોતાને વિષે આદર હોવાથી જ બીજાઓને વિષે હશે, અને બીજાઓને વિષે હોવાથી પોતાને વિષે પણ હશે નમ્ર માણસ હીન-દીનનો તિરસ્કાર નહી કરે, તેમ જ મોટા લોકોના રુઆબથી અજાઈ પણ નહી જાય હીન-દીન લોકોમા પણ ચાતુર્ય, દિલદારપણું અને શાલીનતા મોટા પ્રમાણમા હોય છે, અને રુઆબદાર ચહેરાની નીચે ડરપોકપણું, કૃપણતા, મત્સર ઇત્યાદિ સતાયેલા હોય છે સેવકની ભેદક દૃષ્ટિ ઉપર ઉપરથી દેખાતા દીનતા અને મિજાજીપણાને ભેદીને અદર રહેલી સામાન્ય માણસાઈનુ દર્શન કરશે નમ્રતામા નિર્ભયતા પણ હશે "दुर्जनम् प्रथम वन्दे सज्जनम् तदनन्तरम् – દુષ્ટને પ્રથમ વદન કરવુ જોઈએ, સજ્જનને તે પછી નિરાતે કર્યુ હોય તોય ચાલે" એ પદ્ધતિ નમ્રતામાં ન ખપે

સેવક ગુલામ નથી, ધણી પણ નથી તે છે મિત્ર પોતાનાં બૈરાંછોકરાંનો, નોકરચાકરોનો તેમ જ રાજામહારાજાઓનો પણ તે મિત્ર જ છે તે શિક્ષક કે પાલક હોય તોપણ પોતાના તાબાના આત્માઓનો તે

પૂજારી છે; વિકસતાં ફૂલોનો સાચવનાર તેમ જ ઉછેરનાર માળી છે; અપરિચિત મુસાફરોનો ભોમિયો છે. એ મુસાફરો આ વિશિષ્ટ મુલકથી અપરિચિત હોય તો પણ તેમનું એકંદર દુનિયાનું જ્ઞાન ભોમિયાના સ્થાનિક જ્ઞાન કરતાં અનેકગણું શ્રેષ્ઠ દરજ્જાનું હોવાનો સંભવ છે, એનું ભાન આ સેવક ભોમિયાને હશે. સેવક કોઈ વરિષ્ઠ અમલદાર હોય તો પણ અધિકારનો અમલ અથવા નશો તેને નહીં ચડે. મારા હાથ નીચેના માણસોનો હું સેવક છું એ ભાવનાથી જ તે પોતાનો અધિકાર ચલાવશે. અનંત કોટિ બ્રહ્માંડો ચલાવનાર ઈશ્વરની સૃષ્ટિમાં આપણું આ ઐહિક જીવન એક પહોરનું નાટક છે. આ નાટકમાં મને રાજાની ભૂમિકા મળી તેથી મારે મારા હજૂરિયાને ઓછો લેખવાનું કારણ નથી. રાજા ને ખવાસ એ ભેદ તાત્પૂરતા અને ઉપલકિયા છે; અને રાજાનો ભાગ ભજવે તે કુશળ નટ, અને હજૂરિયાનું કામ કરે તે આવડત વિનાનો, એમ પણ નહીં કહી શકાય.

નમ્રતા એટલે મહત્ત્વાકાંક્ષાનો સંપૂર્ણ અભાવ. સેવકને કાર્યની આકાંક્ષા હોવી જોઈએ. "अवघाचि ससार सुखाचा करीन – આખી દુનિયાને સુખી બનાવીશ," "ज्ञानदीप लावू जगी – દુનિયામાં જ્ઞાનદીપ પ્રગટાવીશું," "पिटू भक्तीचा डागोरा । कळिकाळाशी दरारा – ભક્તિનું નગારુ વગાડીશું અને કલિકાળને પણ બીવડાવીશ," એવી એવી અમર્યાદ આકાંક્ષાઓ સેવક જરૂર સેવે. પરંતુ વ્યક્તિગત પ્રતિષ્ઠા, પ્રસિદ્ધિ, નામના, માનઅકરામ, સત્તા, વગેરેની રજમાત્ર લાલસા તેનામાં ન હોવી જોઈએ; નહીં તો સેવાને નામે અનેક જાતના અનર્થ થાય છે. તેથી નમ્રતા અને નિરપેક્ષતા એ સેવાયોગનો પહેલો પાઠ છે.

**અક્રોધ :** નમ્રતામાંથી અક્રોધ સ્વાભાવિકપણે જ ઉદ્ભવે છે. ક્રોધમાં તુમાખી હોય છે, સત્તાની કે ઉપરીપણાની ભાવના હોય છે. સેવક કોઈનો પણ વરિષ્ઠ નથી હોતો, એટલે તે ગુસ્સે પણ થાય કોના ઉપર ?

તે જ પ્રમાણે સેવક એ કર્મયોગી છે. અને કર્મયોગ એટલે કાર્યકુશળતા – "योगः कर्मसु कौशलम् ।" ક્રોધ આવવો એ અનાડીપણાનું અથવા દુર્બલતાનું લક્ષણ છે. વિદ્યાર્થી દાખલો ન સમજે એટલે આવડત વિનાનો શિક્ષક એકદમ ગરમ થાય છે. કુશળ શિક્ષક તેને સમજાવવાની જાતજાતની યુક્તિઓ યોજી શકે છે, તેથી તે મિજાજ ગુમાવતો નથી. અનાડીપણાને લીધે ક્રોધ આવે છે અને ક્રોધને લીધે બુદ્ધિ ભૂલી પડે છે, દૃષ્ટિ આંધળી બને છે. દુર્બળતાને લીધે ક્રોધ આવે છે અને વળી ક્રોધને લીધે શક્તિનો ક્ષય થાય છે અને દુર્બળતા વધે છે. સાવધાનતા અને શક્તિસંગ્રહ બંનેને ક્રોધ બહુ મારક છે. "એક વાર ક્રોધ આવ્યો કે બારબાર વરસની તપશ્ચર્યા પર પાણી ફરી વળે છે," એમ જે કહેવાય છે તે અક્ષરશઃ સાચું છે. ક્રોધને કારણે પોતાની કાર્યશક્તિ ફોગટ જવા દેવી એ સેવકને પરવડે તેમ નથી.

वात्सल्य :

न त्वहं कामये राज्यम् । न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानाम् । प्राणिनामार्तिनाशनम् ॥

ના હું ઇચ્છું સ્વર્ગ વા ઇદ્ધ-ઋદ્ધિ,
ના હું ઇચ્છું જન્મમૃત્યુથી મુક્તિ;
હું તો ઇચ્છું નમ્રભાવે દયાળો,
સૌ પ્રાણીનાં દુઃખનો નાશ થાઓ.

દુનિયામાં જુલમ, ઝઘડા, અણબનાવ સારી પેઠે છે અને એ બધાં દુઃખનું કારણ બને છે એ સાચું છે. તેમ છતાં ઘણુંખરું દુઃખ મૂળે કાલ્પનિક જ હોય છે. દરેક માણસને એમ લાગતું હોય છે કે, હું દુઃખી છું, દુનિયા મને કનડે છે. આ કલ્પના જ ઘણાંખરાં દુઃખોનું મૂળ છે. નિશાળમાં છોકરાઓ જેમ ત્રાસેલા હોય છે તેમ જ શિક્ષકો પણ પોતાની દૃષ્ટિથી ત્રાસેલા હોય છે. વીશીના ઘરાકોની જેવી ફરિયાદો હોય છે તેવી જ તે ચલાવનારાઓની પણ હોય છે. દરેકને પોતાનાં દુઃખો અને બીજાનો જુલમ એટલું જ દેખાય છે. ગોની ફરિયાદો

નોકરોનાં દુઃખો કરતાં તલભાર પણ ઓછી હોતી નથી. સાસુ અને વહુ, જેલર અને કેદી, રેલવેનો ટિકિટ માસ્તર અને પેસેન્જર, બધાં જ પોતપોતાની રીતે ત્રાસેલાં હોય છે. બધાંની જ વિના અપરાધે કનડગત થતી હોય છે. આમાં એકમાત્ર અપવાદ છે અને તે સેવકનો. એ જ એકલો હંમેશ સંતુષ્ટ, હંમેશ પ્રસન્ન, અને હસમુખો હોય છે. જુલમ અને રંજાડ એને ભાગે આવતા જ નથી.

ત્યારે સાચો દુઃખી કોણ? જે પોતાની જાતને દુઃખી માને છે તે. સેવકને મુશ્કેલીઓ આવશે, પણ દુઃખનો ભેટો નહીં થાય; કારણ દુઃખ એ કલ્પનાની રમત છે. મુશ્કેલીઓને લીધે જે નાસીપાસ થાય છે તેને જ દુઃખની બાધા થાય છે. જે એ મુશ્કેલીઓનો સામનો કરીને શાંત ચિત્તે તે માટે ઉપાયયોજના કરે છે તેની આગળ દુઃખનું કશું ચાલતું નથી. દુઃખ એ નવસર્જનનું એક આવશ્યક પગથિયું છે એમ માનીને જે તેનું હર્ષભેર સ્વાગત કરે છે, તેને માટે દુઃખ જ સુખરૂપ બને છે. ઘણા મોજ ખાતર મુસાફરીએ જાય છે; એ મુસાફરીની ખરી મોજ જાતજાતની અગવડો અને મુશ્કેલીઓ વેઠવામાં જ હોય છે ઉમદા પ્રવાસી તેથી દુઃખી કે નાહિંમત થતો નથી.

ચીડિયાપણું એ નિર્બળતાનું લક્ષણ છે. દૂબળા અથવા ગજા ઉપરાંત શ્રમ કરનાર માણસો જ સામાન્યપણે ચિડકણા હોય છે. બળવાન માણસ ક્ષમાશીલ હોય છે, 'ક્ષમા'નો અર્થ જ સામર્થ્ય છે. લુચ્ચાઈ, જુલમ, વગેરે જેવા દોષો પણ ડર, મૂંઝવણ, 'મારું શું થશે?' એની ચિંતા, વગેરેમાંથી જ જન્મે છે. આત્મરક્ષણ માટેની આવડત વિનાનાં ફાંફાંનાં જ તે લક્ષણો છે. જેમને જીવનની કલા અવગત થઈ નથી તેઓ જ આવાં ફાંફાં મારે છે. જેને તરતાં આવડતું નથી તે માણસ પાણીમાં પડે છે ત્યારે હાથપગ ખૂબ જોરથી પછાડે છે, અને એટલું કરવા છતાં ડૂબકાં ખાય છે અને પાસેના માણસને વળગીને પોતાની સાથે તેને પણ ડુબાડે છે. પરંતુ જેને

તરતાં આવડે છે તે શાંત અને સ્વસ્થચિત્ત રહે છે; પોતે સહેલાઈથી તરે છે અને બીજાને પણ આધાર આપી શકે છે.

સંસારના મહાસાગરમાં પણ સેવક આવી રીતે જ અનાયાસે તરે છે અને બીજાઓને ધીરજ અને આધાર આપે છે. માણસમાત્રને વિષે તેના મનમાં કારુણ્ય અને વાત્સલ્ય રહેલું હોય છે. તેની સાથે બીજો દુર્વર્તન કરે તોપણ તેનું વર્તન 'અજ્ઞાન, દુર્બળતા, ભ્રાંતિ, દુઃખી મનસ્થિતિ વગેરેનું પરિણામ છે એ ઓળખીને તે એવા માણસની સાથે સવિશેષ મૃદુતાથી વર્તે છે અને તેના દુઃખનું સાંત્વન કરવાનો વિશેષ પ્રયત્ન કરે છે. સેવક 'સહનશીલ' હશે, એમ કહેવું પણ અસ્થાને છે; કારણ, સહનશીલતા બતાવવા માટે પ્રથમ ક્લેશનું ભાન જોઈએ. સેવકને ક્લેશ જાણવાની ઇન્દ્રિય જ નથી હોતી તેથી તે કોને વિષે સહનશીલતા ધારણ કરે?

भूताची दया हें भाडवल सता । आपुल्या ममता नाहीं देहीं ॥
तुका म्हणे सुख पराविया सुखें । अमृत तें मुखें स्रवतसे ॥

એવી જ રીતે, "तुका म्हणे आता । उरलों उपकारापुरता ॥

"પ્રાણીમાત્ર વિષે દયાભાવ રાખવો એ સંતોની મૂડી છે. પોતાના દેહ વિષે તેમનામાં મમત્વ નથી હોતું. પારકાના સુખથી તેમને સુખ થાય છે; તેમના મોઢામાંથી અમૃત સ્રવે છે.

"વળી તુકા કહે છે, હવે તો કેવળ ઉપકાર કરવા માટે જ હું રહ્યો છું."

*अपरिग्रह*: આખો સમાજ એ જ સેવકનું કુટુંબ. બધા જ લોકો એના અને તે બધા લોકોનો. આવી જાતનો અભેદ જ્યાં થયો ત્યાં સેવકની પોતાની, ખાનગી વસ્તુઓ કે માલમિલકત ક્યાંથી હોઈ શકે? અને હોવાની જરૂર પણ શી? સામાન્ય કુટુંબોમાં પણ ઘેરઘેર દરેક બાળકનાં પોતાનાં નોખાં — એટલે જ એક રીતે સ્વતંત્ર માલિકીનાં — કપડાં, પથારી, પુસ્તકો, ઘડિયાળ, ફાઉન્ટન પેન, વાસણ, વગેરે હોય છે; પણ બાની જુદી સ્વતંત્ર ઓરડી, સ્વતંત્ર પથારી, સ્વતંત્ર

વાસણો કોઈએ કદી દીઠા છે કે? સેવક એ સમાજનો નોકર, શિક્ષક, આગેવાન અને પ્રસંગ પડ્યે રાજા પણ છે, તેમ જ તે સમાજની માતા પણ છે માતા પોતાની વસ્તુઓ તાળાકૂંચીમાં રાખે એમાં બાળકોનો દ્રોહ છે તે જ પ્રમાણે સેવકની પાસે ખાનગી મિલકત હોવી એ પણ યોગ્ય નથી તેનો સ્વામી સમાજ તેની હરકોઈ જરૂરિયાત પૂરી પાડવા સમર્થ છે "नुपेक्षी कदा रामदासाभिमानी" આવો મોટો શેઠ હોય છતાં સેવકે આવતી કાલની ચિંતા શા માટે કરવી? તેને જ્યારે જે વસ્તુ જોઈની હશે ત્યારે તે મળ્યા જ કરશે, જે મળે તેટલાથી તેનું સમાધાન પણ થશે પોતાના ઉપભોગની વસ્તુઓ — અન્ન, વસ્ત્ર, મિત્રો, ઘર, પુસ્તકો, માનમાન્યતા — બધુ યોગ્ય સમયે, યોગ્ય પ્રમાણમાં પોતાની પાસે આવી જ પહોંચવાનું, એવી ખાતરી હોવાથી તે સંતુષ્ટ અને નિશ્ચિંત હોય છે

**भोग-मर्यादा** ઉપર કહ્યું તેમાં એટલો જ સુધારો કરવાની જરૂર છે કે, પોતાની પાસે ચાલીને આવતી ભોગ્ય વસ્તુઓ પૂરતી છે, એમ સેવક માનશે, પરંતુ તે આવી છે એટલા માટે તે આવશ્યક છે અથવા તેનો ઉપભોગ કરવો યોગ્ય જ છે એમ તે નહીં માને ઘણી વાર જનતા એટલી ઉદાર હોય છે કે, તે પોતાના સેવકના લાડ કરે છે, તેની જરૂરિયાત કરતાં પણ વધારે જાતજાતના અને પુષ્કળ પ્રમાણમાં ભોગો તેની આગળ લાવીને ખડકે છે પરંતુ યજમાનપત્ની તાણ કરીને જેટલું પીરસે તે બધું ખાવું એ જેમ મહેમાન માટે હિતકર નથી હોતું, તેવી જ રીતે અનાયાસે મળનારા બધા ભોગો પણ ભોગવવા એ સેવક માટે યોગ્ય નથી અપેક્ષિત સુખસગવડમાં કાંઈક ઓછું જણાય તો તેણે પોતાની અપેક્ષા સુધારીને 'આટલું જ મારું' એમ કરીને સંતોષ માનવો પણ પોતાને માટેની ભોગ્ય વસ્તુઓની અંતિમ મર્યાદા તેણે નક્કી કરી રાખવી જોઈએ

કુટુંબ, છાવણી, શાળા, છાત્રાલય, પલટણ ઇત્યાદિ ઉત્કટ બિરાદરી તથા આત્મીયતાના સાધિક જીવનમાં પણ માણસની વૃત્તિ પોતાને

માટે સરસમાં સરસ જગ્યા, સરસમાં સરસ કપડાં, વાસણ ઇત્યાદિ પસંદ કરી લેવાની હોય છે. સાગમાં સારું હોય તે બધું અને સડે અને રજોસણો કચરો માગ સાથીઓને ભાગે છો જાય — 'यतो रत्नभुजो वयम्' — રત્નો જેટલાં અમારા ઉપભોગ માટે છે — એવી વૃત્તિ સેવકની ન હોય. "ગ્લોસણો કચરો — કોકને તો લેવો જ પડવાનો, અને બધાં માણસો આપણાં જ છે," એમ કહીને સેવક એ કચરો જ પોતાને માટે પસંદ કરી લેશે અને પોતાની યોજકતા વાપરીને તેમાંથી જ સગવડ અને શોભા નિર્માણ કરશે.

આનો અર્થ એવો નથી કે સગવડો, મુશ્કેલીઓ અને ભૂખમરામાં જ સેવક રાચે. સેવકે પોતાની વાજબી જરૂરિયાતોની બાબતમાં બિલકુલ શરમ ન રાખવી. સ્વજનોની સાથે વળી શરમ કેવી?

**સાદી રહેણી** · સેવકની રહેણી સાદી અને બધાને મળી શકે એવી જ હોવી જોઈએ. તેમાં સરસાઈનો દેખાવ ન હોવો જોઈએ. આપણે બીજાઓથી જુદા, ઊંચા દરજ્જાના છીએ, એમ સૂચવવા માટે આપણો પહેરવેશ, આપણો સરસામાન, આપણો ખોરાક વગેરે બીજાઓ કરતાં શ્રેષ્ઠ દરજ્જાનાં અથવા જુદી જાતનાં હોવાં જોઈએ એમ માનવું અથવા કહેવું સેવકને જરાય શોભે નહીં. (ઘણા 'અનિકેત' લોકો એટલા માટે જ મોંઘી વસ્તુઓ વાપરે છે!) દરજ્જો અથવા પ્રતિષ્ઠા એ વસ્તુ જ સેવકને લાગુ પડતી નથી "મજૂર મારો બોજો ઊંચકે અને હું માત્ર છત્રી અથવા ચાંદીના હાથાવાળી લાકડી લઈને ચાલું." એમ સેવક કદી પણ નહીં કહે. તે કોઈને પણ પોતાનો નોકર, સાગરિત, મજૂર અથવા પટાવાળો નહીં ગણે.

સેવકે પ્રતિષ્ઠાને માટે, મોટાઈ માટે અથવા પોતાની પાસે સાધનો છે એટલા જ ખાતર બીજાઓ કરતા ઉપલા દરજ્જાની રહેણી રાખવી ન જોઈએ. તેણે બીજાઓની જેમ જ પોતાનાં ખાનપાન, કપડાંલત્તાં, રહેણી, વર્તન ઇત્યાદિ રાખવાં. પણ આનો અર્થ એવો નથી કે, સેવક પોતાની તબિયતની દૃષ્ટિથી અથવા પોતાની ફરજો

મજાવવાની દૃષ્ટિથી વિશેષ પ્રકારનો ખોરાક ન લે, કપડાં ન પહેરે, સગવડો ન ભોગવે અથવા બીજાઓ પાસે પોતાની સેવાચાકરી ન કરાવે તબિયતને ખાતર એ જરૂર દૂધ ઘી લે, ગરમ કપડા વાપરે, પોતાના કપડાં બીજાઓ પાસે ધોવડાવે, રિક્ષામા, ડોળીમા અથવા બીજાને ખભે બેસીને પણ જાય, માત્ર આ, બધુ તેણે મોટાઈના ખ્યાલથી નહી પણ સહકારની અને કૃતજ્ઞતાની ભાવનાથી જ કરવુ જોઈએ, અને પોતે જેની સેવા લે છે તેમની, એવો જ પ્રસગ આવતાં, જાતે સેવા કરવાની તેની તૈયારી હોવી જોઈએ તે જ પ્રમાણે પોતાની તબિયતને માટે મોઘો ખોરાક લેતી વખતે પણ પોતાની સાથેના બીજા અશક્ત અથવા માદા માણસોની એ જ પ્રકારની જરૂરિયાત હોય તો તે સતોષાય છે કે નહી તે જોઈને પછી જ તે મુજબ પોતાની વાજબી જરૂરિયાત પણ તેણે પૂરી કરવી જોઈએ

સેવકની દૃષ્ટિ પોતાની રહેણી બની શકે તેટલી સાદી અને ઓછા ખરચની અને પોતાની જરૂરિયાતો બની શકે તેટલી ઓછી કરવા તરફ હોવી જોઈએ સાદાઈ એટલે કગાલપણુ નહી સાદાઈ એટલે મોજમજાના અને બિનજરૂરી ભોગોનો ત્યાગ માણસની તદુરસ્તી અને કાર્યશક્તિ જેને લઈને વધે એ વસ્તુઓ જીવન માટે આવશ્યક ગણાય બાકીની વસ્તુઓ બિનજરૂરી અને મોજશોખની, તેમના ઉપભોગથી તદુરસ્તી અને કાર્યશક્તિ વધવાને બદલે ઊલટી ક્ષીણ થાય છે જેના ઉપભોગથી કાર્યશક્તિ વધતીય નથી તેમ જ ક્ષીણ પણ થતી નથી એવી કેટલીક 'તટસ્થ' વસ્તુઓ પણ હોઈ શકે છે એ પણ ત્યાજ્ય જ ગણવી કારણ, તે નિર્માણ કરવા માટે પોતાને અથવા બીજાને કરવો પડતો શ્રમ નકામો જાય છે, તેથી એટલી કાર્યશક્તિ ક્ષીણ થઈ એમ જ માનવુ રહ્યુ બિનજરૂરી 'આવશ્યકતાઓ' અથવા હાજતો તેમ જ ખર્ચને લીધે સેવકનો સમાજ પરનો બોજો એટલા પ્રમાણમા વધે છે અને તેનો આત્મવિશ્વાસ તેમ જ ગમે તેવા પ્રસગનો સામનો કરવાની હિમત ઓછી થાય છે

શરીરશ્રમ સેવકને ગમે ત્યાં મૂકો તે સેવક જ હોવાનો બધા પ્રસંગોએ, બધા સમયે બની શકે તેટલી બધી રીતે, જે કોઈ કામ આવી પડે તે કરવા તે તત્પર હોવાનો પોતાની કાર્યક્ષમતા વધારેમાં વધારે હોય, બીજાઓને પોતે વધારેમાં વધારે ઉપયોગી થાય, અને પોતાનો બોજો બીજા પર ઓછામાં ઓછો પડે, એવી સેવકને તાલાવેલી હોવાની તેથી ચિરતનના એ સેવકનુ પ્રમુખ લક્ષણ છે તે પોતાની જિંદગીની એક ક્ષણ પણ નકામી નહીં જવા દે (ચેનબાજી અને આવશ્યકતા એ બે વચ્ચેનો ફરક ઉપર બતાવ્યો છે, એવી જ જાતનો તફાવત આળસ અને આરામ એ બેમાં છે આળસથી શક્તિ ઘટે છે, આરામથી તેમાં પડેલી ખાધ પૂરાય છે સેવકને માટે આળસ વર્જ્ય હોય તોપણ તેને વિશ્રાન્તિ જોઈએ જ ) ‘વખત કેમ પસાર કરવો એવી ચિંતા કદી ન કરવી પડે એવી રીતે તેના કાર્યક્રમો યોજેલા હોવા જોઈએ લેખો ભાષણો મુલાકાતો સલાહમસલત એટલા જ માર્ગો દ્વારા ઉપયોગી થવાનો તેનો આગ્રહ ન હોવો જોઈએ પણ પોતાની બધી જાતની શક્તિઓ તે સમાજના કાર્યમાં વાપરશે આ શક્તિઓમાં શરીરની કે હાથપગની શક્તિનું મહત્ત્વ ઘણું છે બુદ્ધિબળનું મહત્ત્વ નથી એમ નહીં પણ શારીરિક બળ અને તે દ્વારા ઉપયોગી અને ઉત્પાદક શરીરશ્રમ એ સેવાનો રસ્તો હરકોઈને માટે સુલભ છે સેવક તેની કદી પણ ઉપેક્ષા નહીં કરે જેટલી તત્પરતાથી અને હોશથી તે લેખો લખવા, યોજનાઓ કે ઠરાવના મુસદ્દા ઘડવા માત્રિક શોધો કરવી વગેરે બૌદ્ધિક કામો કરશે તેટલી જ તત્પરતા અને હોશથી તે હરકોઈ જાતના શરીરશ્રમના કામો પણ કરશે શરીરશ્રમ કરવો એ મોટે ભાગે હલકા દરજ્જાનું લક્ષણ મનાય છે, પણ એ એક અત્યત ઘાતક લોકભ્રમ છે આ ભ્રમનું નિરસન કરવુ એ પણ એક મહત્ત્વની (બૌદ્ધિક) સમાજસેવા થશે જાતે કર્તવ્ય બુદ્ધિથી અને હોશથી હરકોઈ જાતના શરીરશ્રમનાં કામો કરવા— કેવળ પોતાના જ અથવા બીજાના સ્વયંસેવક તરીકે નહીં પણ પોતાની

ખાતર પણ કરવા—એ તે શ્રમનિરાસનો અત્યંત પરિણામકારક ઉપાય છે તેથી સેવક કોઈ પણ જાતના સમાજોપયોગી શ્રમ વિષે અણગમો નહી રાખે, તેમ જ કંટાળો કે આળસ પણ નહી કરે જાતે શ્રમ કરવો તે શ્રમજીવી બહુજનસમાજની સાથે એકતા અનુભવવાનો સારામા સારો રસ્તો છે તે જ પ્રમાણે નમ્રતા કેળવવા માટે શરીરશ્રમની ઘણી મદદ થાય છે

ब्रह्मचर्य સેવક જ્યાં જાય ત્યા તેને માબાપ, ભાઈભાડુંઓ, સગાવહાલા, છોકરાંછૈયા ભરપૂર મળવાના "હુ આ દુનિયામા એકલો છુ, મારે કોઈ પણ પ્રેમનો સાથી જોઈએ, તે વિના મારુ જીવન લૂખુ અને ગમગીન થવાનુ,' એ જાતની ભૂખ લગ્નના મૂળમા હોય છે 'सर्वभूतात्मभूतात्मा —બધા પ્રાણીઓ જેને મન પોતાના જેવા જ થયા એવા નિત્યતૃપ્ત સેવકમા આવી જાતની અપૂર્ણતા અને ઉત્કંઠા ક્યાથી સભવે? તે 'નિરાશ્રય'* પણ હોવાનો

તે જ પ્રમાણે જેનુ સર્વસ્વ કોઈ એક વિશિષ્ટ વ્યક્તિમા જ પરોવાઈ ગયુ છે, તેની પાસે બીજાઓને આપવા માટે પ્રેમ ક્યાથી બાકી રહે? એકને તેના એક નિબંધમા કહ્યુ છે કે, "જેને તળાવ ભરી દેવુ છે, તેની પાસે બાગને પાવા માટે પાણી ક્યાથી બાકી રહે?"

સેવાવૃત્તિને લીધે વિવાહ અનાવશ્યક બને છે, અને ઊલટુ, વિવાહ ન કરવાથી વિશ્વપ્રેમ અને સેવાવૃત્તિ વધારે ઉત્કટ બને છે માણસના પ્રેમને માટે પાત્રની જરૂર હોય છે પોતીકા બાળબચ્ચાને અભાવે આખો સમાજ સેવકને પોતાનો લાગે છે

સેવકને જેમ સોબતની આવશ્યક્તા નહી ભાસે, તેમ જ પ્રજોત્પત્તિની પણ નહી ભાસે જે પ્રજા હસ્તી ધરાવે છે તેની જ યોગ્ય વ્યવસ્થા કરવા પર તેની બધી શક્તિ કેન્દ્રિત થઈ હોય છે, તેથી વધારે માણસો તેમા દાખલ કરવાની ભાંજગડ એ શા માટે કરે? અને

* ગીતા ૪ ૨૦મા 'नित्यतृप्तो निराश्रय' એ યોગીના લક્ષણો કહ્યા છે निराश्रय = જેને બધાનો આશ્રય છે તે

प्रजननी इच्छा विना भोग करवो ए अनुचित छे ए देखीतु ज छे ईश्वरे आपेली शक्तिनो ते अपव्यय छे भगवद्गीताकारे "प्रजनश्चास्मि कन्दर्प"—प्रजोत्पत्ति करनारो काम ए परमेश्वरनी ज विभूति अथवा देणगी छे, एम कहीने कामने शरती मान्यता आपी छे परन्तु आ वचन "हत्वापि स इमान् लोकान् न हन्ति न निबध्यते"—आ बधा लोकोने मारी नाखीने पण योगी ए हत्यानो कर्ता थतो नथी, अथवा बधनमा पडतो नथी—ए वचनना ज नमूनानु छे जे गुणातीत छे ते दोषातीत पण हशे एक रीते जोता बधो ज काम प्रजन छे, कारण ते बीजोत्पत्ति करे ज छे, भले ए बीजमाथी प्रजा निर्माण थाओ के न थाओ आवी रीते शरीरधर्म अनुसार बधो ज काम प्रजन होय तोपण बुद्धिपूर्वक प्रजन होय एवो काम बहु ज दुर्लभ बलके अशक्य छे भोगसमयनी माणसनी अवस्था योजकताना करता कामुकतानी, आत्मवशता करता विकारावस्थानी ज होय छे एम कहेवामा वाधो नथी आदर्श स्थितिनी साथे तेनो मेळ बेसतो नथी सेवक तो जितेन्द्रिय ज होवो जोईए

आदर अने कामुकता ए बेनो मेळ बेसाडवो पण मुश्केल छे. जे व्यक्तिने विषे आपणने अत्यत मान होय छे तेने विषेनी कामुकता लुप्त थती ज जोईए प्रेममा आदरनु प्रमाण जेम जेम वधे तेम तेम कामुकतानु प्रमाण घटे ए अनिवार्य छे दापत्यप्रेमनो अनुभव पण एवो ज छे सेवकने व्यक्तिमात्रने विशे शुद्ध आदर होवानो, तेथी तेनामां कामुकता सभवती नथी

अही आपणे आदर्श सेवकनो विचार करवानो छे वास्तविक सेवक आदर्श सेवकथी ओछावत्ता प्रमाणमा दूर होवानो ए देखीतु छे, पण तेथी आदर्शने बाध आवतो नथी कामविकार सार्वत्रिक अथवा सर्वसामान्य छे, अने "जे सामान्य छे तेने विकृति शा माटे कहेवी? तेने प्रकृति ज मानवी घटे," एम केटलाक लोकोनु कहेवु छे तेमनुं आ कहेवु ए 'तमाकुनु व्यसन सार्वत्रिक छे तेथी ते मानवी

જીવનની એક જરૂરિયાત છે એમ પુરવાર થાય છે." એમ કહેવા જેવું જ છે. બ્રહ્મચારીના જીવનનો ઉગમ જ કામવાસનામાથી છે એ સાચું છે, પરન્તુ તે પરથી એ જીવનનુ ઉદ્દિષ્ટ અથવા ધ્યેય પણ કામોપભોગ જ હોવુ જોઈએ એમ ફલિત થતુ નથી "બધા જ બ્રહ્મચારી થાય તો મનુષ્યજાતિ નષ્ટ થશે અને ઈશ્વરનો સૃષ્ટિક્રમ આપણે બંધ પાડ્યા જેવુ થશે," એવી પણ કેટલાકને ધાસ્તી લાગે છે પરન્તુ સાચે જ બધા બ્રહ્મચારી થઈ જાય અને તેથી મનુષ્યજાતિનો અત આવે તોય તેથી શુ બગડવાનુ હતુ? ખુદ બ્રહ્મચારીનો પોતાનો નિર્વંશ થવાથી તેનું કેટલું નુકસાન થાય છે? મનુષ્યજાતિ નષ્ટ થવાથી સૃષ્ટિનુ નુકસાન થશે કે ફાયદો થશે એ પણ કોણ કહી શકે? અને અત્યારના માણસોનો નિર્વંશ થાય તોપણ તેથી આખી માનવજાતિ નષ્ટ જ થશે એમ પણ કહી શકાય નહી. ઊલટુ, અગાઉની જેમ માકડામાથી ઝટઝટ માણસ બનવા માટે અનુકૂળતા નહી થાય એમ પણ કેમ કહી શકાય? માકડાના માણસ થાય એટલે તેમની જગ્યા તેથી નીચેની યોનિઓ લેશે, અને એ જ ક્રમ આગળ વધીને બધી જ યોનિઓની ઉત્ક્રાન્તિનો માર્ગ ખુલ્લો થશે ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ એ જ ધોરણમા કાયમ રહી ભીડ કરીને પોતાની સાથે નીચલા ધોરણોની પ્રગતિ પણ કુંઠિત કરે છે બ્રહ્મચર્યથી માનવજાતિ નષ્ટ નહી થાય બલ્કે ઉત્તીર્ણ થશે, મુક્ત થશે

**વ્યાવહારિક બ્રહ્મચર્ય** આદર્શ બ્રહ્મચર્યનો વિચાર અવહેવારુ માનીને છોડી દઈએ તોપણ મેનકે કાંઈ નહી તો, વહેવારુ બ્રહ્મચર્ય એટલે સયમ તો પાળવો જ જોઈએ બધાની સાથે, એટલે અપ્રમત્ત સ્ત્રીજાતિ સાથે પણ, તેનુ વર્તન ઉદાત્ત, આદરયુક્ત તેમ જ ગાભીર્ય-વાળુ જ હશે પોતાની પત્ની સિવાયની બીજી બધી સ્ત્રીઓ તેને માતા કે બહેન જેવી લાગશે કોઈ પણ માણસને તેને વિષે ભય કે શંકા થશે નહી. બીજી સ્ત્રીઓ સાથે આવી જાતનો નિર્મળ સબધ રાખવાની

દૃષ્ટિથી પોતાની પત્ની સાથેનો તેનો સંબંધ પણ પ્રમાણમાં સંયમહીન હોય એ જરૂરનું છે

આદર્શ સેવક બ્રહ્મચારી હશે, એમ જ્યારે અમે કહીએ છીએ ત્યારે તે બ્રહ્મચર્ય સ્વયંસ્ફૂર્ત હોવું જોઈએ એ દેખીતું જ છે વાસનાઓનો હઠપૂર્વક પરાણે નિગ્રહ કરવામાં શોભા નથી, સંતોષ નથી, તેમ જ સેવા પણ નથી એટલે મહંમદ પેગંબરે ગૃહસ્થાશ્રમની જે હિમાયત કરી હતી તે તે કાળના અને તે દેશના સમાજને અનુરૂપ હતી એટલા માટે જ કરી હતી

લગ્નની ઇચ્છા હોવા છતાં કેવળ કાર્યની સગવડ ખાતર, અથવા વૈવાહિક જીવનનું ખરચ પાલવશે નહીં એટલા ખાતર અવિવાહિત રહેવું એ પણ ઇષ્ટ નથી વિવાહને લીધે કાર્યકર્તાને એક નિકટનો સહકારી મળવાનો અને તેથી તેની કાર્યશક્તિ દ્વિગુણિત થવાનો પણ સંભવ હોય છે સવાલ લગ્ન કરવું કે ન કરવું એ નથી, પણ ભોગવૃત્તિ કે સંયમવૃત્તિ એ છે મુદ્દો પત્નીની નહીં, પણ પોતાની વૃત્તિની છે પત્ની સેવકના પગમાંની બેડી થવાને બદલે તેની ટેકો લેવાની લાકડી અથવા તેની જીવનનૌકાનું સુકાન પણ થઈ શકે

અહીં સુધી આપણે સેવક એ એક પુરુષ જ છે એમ માનીને ચાલ્યા પણ એનો અર્થ એમ નથી થતો કે સેવા અને બ્રહ્મચર્ય એ કેવળ પુરુષોનો જ ઇજારો છે એટલે આ બધું વિવેચન આવશ્યક શાબ્દિક ફેરફાર સાથે સેવિકાઓને પણ લાગુ પડે છે સ્ત્રીઓને બ્રહ્મચર્યનો અધિકાર છે એટલું જ નહીં પણ તેમને માટે બ્રહ્મચર્યનું પાલન વધારે સુલભ છે એવો જ ઘણાખરા સમાજશાસ્ત્રીઓનો અભિપ્રાય જણાય છે કારણ તેઓ સ્ત્રીઓની ઉપર પુરુષોના કરતાં વધારે કડક નિર્બંધ મૂકે છે અને તેમની પાસેથી વધારે સંયમની અપેક્ષા રાખે છે

अस्वाद અસ્વાદવૃત્તિનો બ્રહ્મચર્યની સાથે ઘણો નિકટનો સંબંધ છે 'जितम् सवम् जिते रसे' —જીભ જીતી એટલે બધું

જીવ્યું તે જ પ્રમાણે આરોગ્ય અને બળ એ બેની સાથે પણ અસ્વાદનો નિકટનો સંબંધ છે 'शरीरमाद्यम् खलु धर्मसाधनम्'— શરીર ધર્મપાલનનું પહેલું સાધન છે, તેથી સેવકે પોતાનું શરીર નિરોગી અને કાર્યક્ષમ રહે તેની પૂરેપૂરી સાવચેતી રાખવી જોઈએ તેને માટે શરીરની બીજી રીતે પણ કાળજી લેવી જ જોઈએ, પણ શરીરને યોગ્ય ખોરાક, યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય વખતે આપવો એનું ખાસ મહત્ત્વ છે આવી કર્તવ્યની ભાવનાથી અને શાસ્ત્રીય દૃષ્ટિથી જ સેવક પોતાના ખાનપાન વગેરેનો વિચાર કરશે ગળ્યું લાગે તે સારી પેઠે ઝાપટવું અને ન ભાવતું હોય તે છાંડી દેવું, એવી તેની રીત નહીં હોય, પણ શરીરને જે પથ્ય અને આવશ્યક હોય તે જ યોગ્ય હોય એટના જ પ્રમાણમાં તે લેશે અને તેમાં તેને સાત્ત્વિક સ્વાદ પણ ભરપૂર મળશે અસ્વાદ એટલે સ્વાદનો અભાવ નહીં પણ શુદ્ધ સ્વાદ સ્વાર્થત્યાગ એ જેમ સ્વાર્થવિકાસ અથવા ઊંચી જાતનો સ્વાર્થ જ હોય છે, તે જ પ્રમાણે અસ્વાદ એટલે ઉચ્ચ સાત્ત્વિક અને આરોગ્યપ્રદ સ્વાદ છે જેણે પોતાની રુચિઓ હાથે કરીને બગાડી નાખી નથી એવા નીરોગી માણસને જે પથ્ય હશે તે જ સ્વાદિષ્ટ લાગશે અને સ્વાદિષ્ટ લાગશે તે પથ્ય પણ હશે જંગની પશુઓનું આવું જ હોય છે એકના માણસે જ કેવળ પોતાની મૂળની નિરોગી પ્રેરણાઓને બગાડી નાખી છે, તેથી તેની બાબતમાં સ્વાદિષ્ટ અને પથ્ય વચ્ચે ભેદ પેદા થયો છે માણસની સોબતથી ઢોર, કૂતરા, બિલાડા, ઘોડા વગેરે પ્રાણીઓની સ્વાદેન્દ્રિયો પણ રોગી બની છે, અને તેઓ અનેક જાતના રોગના ભોગ બને છે

દારૂ, અફીણ ગાંજો, તમાકુ વગેરે જેવા નુકસાનકારક અને સુગ ઉપજાવે તેવા પદાર્થો માણસને ટેવને લીધે ખોરાકથી પણ વધારે પ્રિય અને આવશ્યક જણાવા લાગે છે પણ આરોગ્યની કાળજી રાખનારે આ બધી વસ્તુઓ ત્યાજ્ય માનવી જોઈએ એ સ્પષ્ટ જ છે ચા, મસાલા અને તીવ્ર સ્વાદના બીજા અનેક પદાર્થો પણ ત્યાજ્ય માનવા જોઈએ.

યુક્તાહાર જેટલું જ મિતાહારનું પણ મહત્ત્વ છે, એ ઉપરના વિવેચન પરથી ધ્યાનમાં આવશે સ્વાદને લોભે શરીરની જરૂરિયાત કરતાં વધારે ખાવું એ એક જાતની ચોરી છે — વિધાતાએ જે અન્ન બીજાઓ માટે નિર્માણ કરેલું હોવા છતાં મેં તે લૂંટી લીધું એમ થાય છે એ પણ સેવકને શોભતું નથી

सत्य अने अहिंसा સેવાનો હેતુ જીવમાત્રની સાથે એકતાનો સાક્ષાત્કાર કરવો એ છે આ એકતાના ક્ષેત્રને કોઈ પણ જાતની મર્યાદા નથી જીવમાત્રની સાથે એકતા એમ અમે કહ્યું પણ ખરું જોતાં, વિશ્વની સાથે એકતા એ જ તેનો અભિપ્રેત અર્થ છે સેવકનું દરેક કૃત્ય વિશ્વને માટે હોવું જોઈએ તેના કરતાં મર્યાદિત વૃત્તિથી કોઈ પણ સમૂહને માટે કામ કરવું — કોમ વર્ગ પ્રાંત અથવા દેશને માટે એ જ સર્વસ્વ છે એમ માનીને તનતોડ મહેનત કરવી — એ આ ઉપાસ્ય દેવતાનો તેટલા પ્રમાણમાં દ્રોહ છે ક્ષેત્રમર્યાદાની સાથે જ નિરપેક્ષતાને પણ બાધ આવે જ છે મર્યાદિત સમૂહની સેવા એ એક અરસપરસ સહકારનો એક કરાર જ હોય છે એ આપણે અગાઉ જોયું એટલે જ આવી સેવા કેટલેક અંશે સ્વાર્થી હોય છે પોતાના અને પારકા એવો ભેદ કલ્પીને પોતીકાઓનો ગમે તેમ કરીને લાભ સાધવાનો વિચાર એક વાર નક્કી થયો એટલે તેને માટે અસત્ય હિંસા વગેરે ગમે તેવાં સારાં નરસાં સાધનોનો આશ્રય લેવાનું સ્વાભાવિક બની જાય છે પરંતુ આદર્શ સેવક એ કોઈ પણ મર્યાદિત સમૂહનો નહીં પણ સમગ્ર વિશ્વનો સેવક છે આવા સેવકને અનુલક્ષીને જ ગીતાનો ઉપદેશ છે કે

यज्जुहोषि यदश्नासि यत्करोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ (गीता ९ २७)

જે કરે ભોગવે વા જે, જે હોમે, દાન જે કરે
આચરે તપ વા જે, કર અર્પણ તે મને

મને એટલે પરમેશ્વરને શુદ્ધ સેવા એટલે ઈશ્વરાર્પણ બુદ્ધિથી, ખાનગી મમતા, મોહ વગેરેથી અલિપ્ત રહીને કરેલું કર્મ જે સેવક

નિર્મમ, નિર્મોહ અને અનાસક્ત બુદ્ધિવાળો છે, તેને કોઈને પણ છેતરવાનુ પ્રયોજન જ રહેતુ નથી છેતરવુ એટલે પોતાની જાતને જ છેતરવી, ઈશ્વરને છેતરવાનો પ્રયત્ન વૃથા છે એ તે સમજે છે આવો માણસ હિંસા પણ કોની અને શા માટે કરે?

અસત્ય ભાષણ, અસત્ય આચરણ, લુચ્ચાઈ, છેતરપિંડી એ એકતાના અનુભવના માર્ગમાના મોટામા મોટા વિઘ્નો છે હુ કોઈની સાથે ખોટુ બોલું, એ જ ક્ષણે એની અને મારી વચ્ચે મોટી ખાઈ પડી જાય છે મારુ પોતાનુ જીવન એટલા પ્રમાણમા સકુચિત બની જાય છે કોઈને પણ છેતરવુ એટલે તેનો દ્રોહ કરવો અને તેનો દ્રોહ એટલે આત્મદ્રોહ જ

બુદ્ધિનુ નિખાલસપણુ એ પણ સત્યનિષ્ઠાનુ જ એક અગ છે. પોતાની ભૂલો કબૂલ કરવાની અને સુધારવાની સેવકની હમેશા તૈયારી હોવી જોઈએ આપણે જે મત એક વાર જાહેર કર્યો અથવા જેનું આપણે પ્રતિપાદન કર્યું અને તદનુસાર કાર્યની યોજના કરી, તે મત પાછળથી ભૂલભરેલો પુરવાર થાય, તો આપણુ આજ સુધીનુ કાર્ય નિષ્ફળ અથવા નુકસાનકારક પણ નીવડે અને આપણી નામોશી થઈને પછી કાર્ય કરવુ પણ મુશ્કેલ થઈ જાય, એ બીકે કાર્યકર્તા પોતાની વિચાર સરણીની અને કાર્યપદ્ધતિની ફેરતપાસણી કરવાની હિંમત પણ કરતો નથી પરતુ આ હઠાગ્રહ અનર્થકારક બને છે તેથી સેવકે નિરાગ્રહી વૃત્તિ રાખવી જોઈએ તેનો વિકાસ કદી અટકવો ન જોઈએ પોતે લીધેલા માર્ગને અનુભવની અને વિચારની કસોટી પર સતત તપાસતા રહેવાની જાગરૂકતા, ભૂલો માન્ય કરવાની નિખાલસતા અને તે સુધારવાની દક્ષતા તેનામા હોવી જોઈએ

ક્રોધ, દ્વેષ, હિંસા ઇત્યાદિને કારણે જીવ જીવની વચ્ચે આત્મા આત્માની વચ્ચે વિચ્છેદ થાય છે હિંસા એટલે સામા આત્માનુ અપમાન તેને લીધે આપણો આત્મા પણ અપમાનિત થાય છે એકતાના અનુભવવાળો અથવા એકતાની ઇચ્છાવાળો સેવક પોતા થકી બીજાને દૂર

કેળશે નહીં એટલે જ કોઈની ઉપર જબરદસ્તી, શિરજોરી અથવા દબાણ કરવુ, કોઈને પણ ડરાવીને તેની પાસેથી અમુક કાર્ય કરાવવુ એ તેને ગમશે જ નહી.

હિંસાને અસત્યનો આશરો લેવો જ પડે છે પ્રતિપક્ષીને છેતર્યા કે મનાવ્યા સિવાય, તેને વિશ્વાસમા લઈને તેની હિંસા કરવા માગનાર માણસ બાધો જ કહેવો જોઈએ અનાસક્ત સેવકને અસત્ય અને હિંસા જરા પણ ન ખપે, એ મુદ્દાનું વિવેચન ગાધીજીએ પોતાના *अनासक्तियोग*ની પ્રસ્તાવનામા બહુ સારી રીતે કર્યું છે તે જિજ્ઞાસુએ અવશ્ય જોવું ઘટે

**सत्याग्रह आश्रमना व्रतो** १९१५ની શરૂઆતમા ગાધીજીએ અમદાવાદની નજીક સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી દેશસેવાની તાલીમ આપવી એ તે આશ્રમનુ ધ્યેય હતુ કેટલાક નિયમોનું અને વ્રતોનું અનુશીલન કરવુ એ મુખ્ય અભ્યાસક્રમ મનાયો હતો १९३०ની સાલમા યરોડા જેલમાથી આશ્રમવાસીઓને ઉદ્દેશીને લખેલા પત્રોમાં ગાધીજીએ આ વ્રતોનુ મનનીય વિવેચન કર્યું છે આ બધા પત્રો '*मगळप्रभात*' એ નામથી પ્રસિદ્ધ થયા છે શ્રી વિનોબા ભાવેએ એ બધા વ્રતોના નામ નીચેના બે સરળ અનુષ્ટુપોમા ગૂથ્યા છે

अहिंसा, सत्य, अस्तेय, ब्रह्मचर्य असग्रह ।
शरीरश्रम, अस्वाद, सर्वत्र भयवर्जन ॥
सवधर्मी समानत्व, स्वदेशी, स्पर्शभावना ।
ही एकादश सेवावी नम्रत्वे व्रतनिश्चय ॥

ઉપરના પહેલા શ્લોકમાના વ્રતો તેમ જ સ્વદેશી વ્રત સાર્વત્રિક અને સનાતન સ્વરૂપના છે, ત્યારે સર્વધર્મસમભાવ અને અસ્પૃશ્યતા-નિવારણ એ વિશેષરૂપે હિદુસ્તાનની વર્તમાન સ્થિતિને અનુલક્ષીને છે. જેને દેશસેવા કરવી છે તેને માટે ઉપરના ગુણ કેળવવાનુ આવશ્યક છે. આવી તૈયારી વિના પ્રસિદ્ધિ, પ્રતિષ્ઠા વગેરેના લોભથી, ઈર્ષ્યાથી,

બીજાઓનું જોઈને, અથવા કેવળ નવરા બેઠી રહેવાતું નથી એટલા માટે જે દેશકાર્ય કરવા મંડી પડે છે, તેને હાથે દેશની ભારે હાનિ પણ થવાની ધાસ્તી હોય છે કેવળ સેવાવૃત્તિની કેળવણી આપનારી શાળાઓ, વિશિષ્ટ અવધિનો અભ્યાસક્રમ અને તેમાથી જે પસાર થાય તેમને પ્રમાણપત્રો અથવા ઉપાધિઓ આપવી – એમાથી કશાની પણ રચના અથવા આવશ્યકતા નથી સેવક એ સ્વયશિક્ષક જ હોવો જોઈએ તે અપ્રમત્ત અને જાગ્રત હોય તો પ્રત્યક્ષ સેવાકાર્ય કરતા કરતા, ભૂલો કરતા કરતા પણ, પોતાની કેળવણી પાર પાડશે. તેમા તેને વધારે અનુભવી લોકો પાસેથી વખતોવખત માર્ગદર્શન પણ મળી શકશે

**અભય** ઉપર જણાવેલા સામાન્ય વ્રતો પૈકી અભય અને સ્વદેશી સિવાયના બીજા વ્રતોનું વિવેચન આ પૂર્વે કરવામા આવેલુ જ છે સેવકને માટે નિર્ભયવૃત્તિનુ પણ ઘણુ મહત્ત્વ છે નિર્ભયતા વિના તે સેવામાર્ગ અખત્યાર કરી શકે નહીં દુનિયામા અન્યાય અને અજ્ઞાન, જુલમ અને જુલમ આગળ નમી પડવાની હીનવૃત્તિ, ગર્વ અને પોતાને વિશે હીનત્વભાવ ભરપૂર પ્રમાણમા છે, અને આ બધાનો ડગલે ને પગલે સેવકે સામનો કરવાનો રહેશે ઉપહાસ, લોકનિંદા, વિયોગ, રાજભય, ગરીબાઈ વગેરેનો ભય તો તેણે ન જ રાખવો જોઈએ, પણ જેમની પોતે સેવા કરે છે તેમને નાખુશ કરવાનો વખત આવે તોપણ તેણે તેની પરવા ન કરવી જોઈએ પોતાના મનની પ્રેરણાની જ તેણે સર્વોપરી સત્તા માનવી જોઈએ અન્યાય અને જુલમના પણ જાતજાતના પ્રકાર અથવા રૂપો હોય છે રુઆબ, તુમાખી, મોટાઈ, વિવેક, કુલીનતા, વગેરેના રૂપાળા બુરખા નીચે અનેક સૂક્ષ્મ અન્યાયો સતાવેલા હોય છે તેનાથી સેવકે અંજાઈ જવુ જોઈએ નહી જેમને તેની સેવાની ગરજ છે તેમની અથવા અનાથોની સેવા તેણે કરવી, ધનીમાનીની તુમાખીથી ડરી જઈને કે તેમના વૈભવથી અંજાઈ જઈને તેમની સેવા કરવી નહી નહી તો, ચીથરેહાલ ભિખારીને આપણે ગમે તેવા અપમાન વેણ સભળાવીને તેની ઝોળીમા ચપટી ચોખા નાખીએ

છીએ અને કોઈ સ્વામી કે મહારાજ આવે તો તેના દેવગ ભ્રમણથી અંજાઈ જઈને તેની પાદપૂજા કરીએ છીએ અને તેને માટે પાણીની જેમ પૈસો વેરી નાખીએ છીએ, તેના જેવુ થાય

નિર્ભયતા એ બધી નીતિનો પાયો છે ભીતિ અને નીતિ વચ્ચે હાડવેર છે ડરથી અથવા ધાકથી પ્રેરાઈને કરેલા સદાચરણની નીતિની દૃષ્ટિથી કોડી જેટલી પણ કિંમત નથી તેથી કર્તાની અધોગતિ જ થાય છે પોતાની રાજીખુશીથી અને પ્રેમપૂર્વક કરેલું કાર્ય જ નૈતિક દૃષ્ટિથી કીમતી અને કર્તાની ઉન્નતિ સાધનારુ હોય છે તેથી, સેવક જાતે ભયરહિત થવાનુ ટાળશે અને ધાકને જોરે બીજાઓ પાસેથી પણ કોઈ કામ લેવાની ઇચ્છા નહી રાખે એનુ જ નામ અહિંસા

સ્વદેશી ઘરના દેવની પૂજા છોડી દઈને પરપુર દોડી જવાની ભૂલ અનેક કાર્યકર્તાઓ હમેશ કરે છે દેશસેવાના નગારા આગળ પડોશીની મુશ્કેલીની પિપૂડી તેને સભળાતી નથી દૂરનાને બાથમા લેવાનો પ્રયત્ન કરવા જતા હાથમાનુ સરી પડે છે અને દૂરનું દૂર જ રહે છે એટલા માટે સેવકની દૃષ્ટિ વિશાળ હોવી જોઈએ, પરન્તુ તેના કાર્યક્રમ નિકટવર્તી જ હોવા જોઈએ

સ્વદેશી એટલે સ્વાર્થ નહી પણ સ્વધર્મ કે નિયતિથી પોતાને ભાગે આવેલું કામ અત કરણપૂર્વક કરવુ તેમ જ પોતાને ભાગે આવતી સુખ-અગવડોથી સંતોષ માનવો હુ જો કોકણવાસી હોઉ તો મારે દરાખને બદલે કરમદા સફરજનને બદલે કેરી ને રેટીને બદલે ચીભડાને જ મારો મેવો માનવો જોઈએ તે જ પ્રમાણે મારે કોકણ વિષે, કોકણવાસીઓ વિષે કોકણી ભાષા વિષે તેમ જ પોતાની જાતને વિષે શરમ અથવા તિરસ્કાર ન રાખતા અભિમાન રાખવુ જોઈએ કુટુંબવાળા ગૃહસ્થે હોટેલમા જઈને ચા પીવી કે ચેવડો ખાવો, હલકી (ગણાતી) કોમના ભણેલા માણસે પોતાની જાત છુપાવવી, પોતાના સાદા અથવા બેડોળ નામથી પણ શરમાવુ, કેટલાક કોલેજના યુવાનોને થાય છે તેમ પોતાના ગામડિયા બાપની શરમ આવવી, પૈસાદાર

માણુએ પોતાના ગરીબ મિત્રો, પડોશીઓ અથવા ભાઈભાંડુઓ સાથેનો સંબંધ તોડવો, સુશિક્ષિત (?) હિન્દી ગૃહસ્થોએ ભાગીતૂટી અંગ્રેજીમાં અથવા અંગ્રેજીમિશ્રિત માતૃભાષામા બોલવામા મોટાઈ માનવી, આ બધા સ્વદેશીવ્રતના ભંગના દાખલા છે

આ બધું કરવામા આપણા પોતીકાઓ તેમ જ આપણુ પોતાને વિષે તિરસ્કાર, અનાદર, શરમ અથવા અનાસ્થા દેખાઈ આવે છે. આ આત્મદ્રોહ છે ગર્વ અથવા બડાશની જેમ જ આત્મઅનાદર પણ ત્યાજ્ય છે એમાં ઈશ્વરનો પણ દ્રોહ છે એમા અહંકાર છે. નિગ્રહકારી માણસ વસ્તુસ્થિતિ જેવી હોય તેવી સ્વીકારવામા સંકોચ રાખતો નથી, ખચકાતો નથી, કારણ, વસ્તુસ્થિતિ તેણે પોતે થોડી જ ઉપજાવી કાઢી છે ? તે પોતે પણ બીજાઓની જેમ એ વસ્તુસ્થિતિનો પ્રેક્ષક જ છે તે વસ્તુસ્થિતિને સુધારવાનો પ્રયત્ન તે જરૂર કરશે, પણ કોઈ ગેરુર દર્દીની માદગી મટાડવાનો જેવી રીતે પ્રયત્ન કરે છે તેવી જ રીતે ને તેટલી જ અલિપ્ત વૃત્તિથી તે પણ કરશે

આપણે તેમ જ આપણા પોતીકાઓ જેવા હોઈએ તેનાથી જુદા અથવા વધારે સારા દેખાવાનો પ્રયત્ન કરવો એમા એક જાતનો સત્યાપલાપ પણ છે, સત્યને છુપાવવાનો પ્રયત્ન છે સેવકે વધારે સારા દેખાવાનો નહી પણ વધારે સારા થવાનો પ્રયત્ન કરવાનો છે

ઉપસંહાર સેવકની સાધનસંપત્તિનુ અત્યાર સુધી ઘણુ વિવેચન થયુ, તે ગમે તેટલુ કરીએ તોપણ સંપૂર્ણ નહી થાય અત્યારસુધી ગણાવેલી સદ્વૃત્તિઓ પણ એકબીજાથી કંઈ સ્વતંત્ર નથી પણ મૂળની સેવાવૃત્તિના જ જુદા જુદા નામો છે આ સેવાવૃત્તિના પ્રમુખ લક્ષણ છે ઈશ્વરશરણતા, કાર્યનો નિદિધ્યાસ કે લગની અને આત્મનિરીક્ષણ સમર્થ રામદાસ સ્વામીએ કહ્યુ છે

पहिलें हरिकथानिरूपण । दुसरें तें राजकारण ।
तिसरें ते सावधपण । सर्वां ठायीं ।।

૯

# સેવકની આજીવિકા

"पहिलेटकें सुखी होय एवाओए ज सेवा करवी ?": સેવા એટલે જાહેર કાર્ય. જાહેર કામમાં પડ્યા પછી સેવકને પોતાના ઘરનાં કામ કરવા માટે ફુરસદ જ મળતી નથી, એટલે એવી સ્થિતિમાં સેવકે પોતાની તેમ જ પોતાના ઉપર આધાર રાખનારાઓની આજીવિકા શી રીતે ચલાવવી? આ સવાલનો કેટલાક લોકો એવો જવાબ આપે આપે છે કે, "કાર્યકર્તાએ પોતાના નિર્વાહની ચિંતા ન કરવી પડે એટલો ધનસંગ્રહ પ્રથમ કરી લેવો, અને પછી જ જાહેર કામમાં પડવું. આમ કરવાથી સેવકને પાછળથી પસ્તાવો કરવાનો વખત નહીં આવે, તેનાં કુટુંબીજનો બેહાલ નહીં થાય અને તેને પોતાને પારકાના મોઢા સામુ જોવાનો વારો નહીં આવે. 'आधी प्रपंच करावा नेटका'— માણસે પ્રથમ પોતાનો ગૃહસંસાર બરાબર વ્યવસ્થિતપણે ચલાવવો — એમ સમર્થ રામદાસ સ્વામીએ પણ કહ્યું છે.

"આવી રીતે ગૃહસંસારની બાબતમાં નચિંત થઈને જાહેર કામમાં પડવાથી કાર્યકર્તાની લોકો પર સારી છાપ પડે છે. તેનું નિઃસ્વાર્થીપણું સાબિત થાય છે, અને તેના સ્વમાનને પણ બાધ આવતો નથી. જાહેર કામ વિનાવેતન કર્યું હોય તો જ શોભે છે; એમ કરવાથી કોઈના ઓશિયાળા થવાનો વખત આવતો નથી.

"એટલા માટે ડાહ્યા માણસે પ્રથમ પોતાનો ધંધો અને ગૃહસંસાર વ્યવસ્થિતપણે ગોઠવી કરીને પોતાના જીવનના બાકી રહેલા દિવસોમાં અને નવરાશના વખતમાં જાહેર કામ કરવું." વગેરે.

અગાઉ અમે જેનો ઉલ્લેખ કર્યો છે તે 'ગેટ ઑન – ગેટ ઑનર – ગેટ ઑનેસ્ટ'— પ્રથમ ધન મેળવો, પછી માનમરતબો અને આખરે

પુણ્ય — એ આપમતલબી નીતિને પૂરેપૂરી રીતે શોભે એવી જ આ સલાહ છે કેવળ પ્રસિદ્ધિ, પ્રતિષ્ઠા અને માનમરતબો વગેરે મેળવવા પૂરતો જ જો જાહેર કામનો ઉદ્દેશ હોય, તો ઉપરની સલાહ યથાયોગ્ય જ છે અને તેથી જ સેવાકાર્યને માટે 'ઑનરરી વર્ક' (સન્માન્ય કાર્ય) એ પર્યાય રૂઢ થયો છે

**સેવાને અગ્રસ્થાન** પણ સેવાકાર્ય કરવા પાછળની દૃષ્ટિ માનમરતબો પ્રાપ્ત કરવાની નહી પણ પારમાર્થિક એટલે સાચેસાચી હોય, તો સેવકે પોતાની કર્તૃત્વશક્તિનો ઉત્તમ કાળ અને પોતાની સર્વશ્રેષ્ઠ શક્તિ અને આસક્ત સેવાકાર્યને અર્પણ કરવા જોઈએ અને તે તેમ કરવા માગે તો પોતાનો ગૃહસંસાર સ્વતંત્રપણે ગોઠવવા જેટલી ફુરસદ જ તેને રહેશે નહી ૯ અને સમાજ એ બેનો અભેદભાવ એ જ સેવાયોગનો પાયો છે એમાં સમાજનુ હિત અને મારો ગૃહસંસાર એવો ભેદ રહી જ શકતો નથી

ખાનગી ધધો, ખાનગી કમાણી, અને અગત માલમિલકત એ બધાને કારણે જ સમાજ અને સેવક એ બેની વચ્ચે અતર પડે છે પ્રથમ આવુ અળગાપણુ અથવા દ્વૈતભાવ સ્થાપિત કરીને પછી વેતન લીધા સિવાય પરોપકારની ભાવનાથી જાહેર કામ કરવાથી સેવા થતી નથી પણ ઊલટુ અપકાર (કુસેવા) જ થાય છે પોતાને પક્ષે શ્રેષ્ઠપણુ લઈને અને જેની સેવા કરવી છે તેને હલકો પાડીને તેના પર કરેલો ઉપકાર એ પેલા ઉપકૃત માણસને અપમાન જેવો અને ત્રાસદાયક લાગે છે 'ઉપ કાર' શબ્દનો મૂળ અર્થ 'પાસે કરવો' એવો થાય છે. ઉપકારને લીધે ઉપકર્તા એટલે ઉપકાર કરનાર અને ઉપકૃત એટલે જેના પર ઉપકાર કરવામા આવે છે, તે બે વચ્ચેનુ અતર ઓછુ થઈને તેઓ એક બીજાની પાસે આવવા જોઈએ ઉપકારને લીધે ઉપકૃત વ્યક્તિ ઓશિયાળી બનીને અથવા ઉપકારના ભારથી અસ્વસ્થ બનીને દૂર નહી હડસેલાય એવી રીતે તે કરવામાં આવે તો જ તે સાચો ઉપકાર કહેવાય

ઉપાસનાનો અર્થ જેમ (ઈશ્વરની) પાસે જઈને બેસવુ એવો થાય છે

તેવી જ રીતે ઉપકારનો અર્થ બીજાની નજીકના બનીને, અથવા બીજે નજીકનો થઈ શકે એવી રીતે વર્તવું, એવો થાય છે એથી ઊલટું અપકાર એટલે જેથી કરીને બીજો દૂર જાય એવું વર્તન

ટૂંકમાં, સેવક સમાજ પર ખોટા ઉપકાર કરવાની ઇચ્છા રાખતો નથી, તેથી તે અભેદ બુદ્ધિથી પોતાની બધી શક્તિઓ વાપરીને સમાજનું કાર્ય કરશે, અને પોતાના ગુજરાન પૂરતું વેતન સમાજ પોતાને આપશે એવી ખાતરી રાખશે

**સેવકના ત્રણ પ્રકાર** પણ આ થયો સેવકની મનોવૃત્તિનો ચિતાર તેનો પ્રત્યક્ષ કાર્યક્રમ અને તેના ગુજરાનની પ્રત્યક્ષ વ્યવસ્થા કેવી હોય? પ્રત્યક્ષ કાર્યની દૃષ્ટિથી સેવકના ત્રણ પ્રકાર કલ્પી શકાય

(૧) બેઠા સેવકો અથવા 'નાગરિકો' તરીકે એક કે બીજો ધંધો કરીને તે દ્વારા સમાજસેવા કરનારા લોકો,

(૨) ખડા સેવકો અથવા સૈનિકો—કોઈ પણ ખાનગી ધંધો ન કરતા કેવળ જાહેર કાર્યને વરેલા લોકો,

(૩) સ્વયંસેવકો—પોતાનું ગુજરાન ચલાવવા માટે ખાનગી ધંધો કરીને નવરાશના વખતમાં કશું વેતન લીધા સિવાય સાર્વજનિક કાર્ય કરનારાઓ

**બેઠી સેવા** સામાન્યપણે સેવક વિષે આપણી એવી કલ્પના હોય છે કે તે 'સોલ્જર'ની માફક સમાજનો એક ફાલતુ ઘટક છે 'જાહેર કાર્યકર્તા'નો સર્વસામાન્ય જનતાથી એક જુદો જ વર્ગ આપણે કલ્પીએ છીએ સર્વસામાન્ય નાગરિક પોતાના જીવનનિર્વાહ માટે એક કે બીજો ધંધો કરતો હોય છે ત્યારે સેવકે એવા કોઈ પણ પેશામાં કે ધંધામાં ન પડતા લોકોના આગેવાન કે પોલીસ તરીકે સામાન્ય ધંધાથી જુદા એવા—સંગઠન, પ્રચાર, ચળવળ, લોકશિક્ષણ, સંકટનિવારણ કે શહેરના કાર્ય જેવા—કામો કરવાના હોય છે સામાન્ય નાગરિક ગૃહસ્થ હોય, તો સેવક યતિ હોય, નાગરિક સંસારી માણસ હોય, તો સેવક પારમાર્થિક હોય નાગરિક એક સ્થાને સ્થિર

એમીને વિશિષ્ટ ધધો કરનારો હોય, તો સેવક હમેશ ફરતો, જેને કોઈ બાધ્યુ કામ ન હોય એવો હોય, એ જાતનો એની વચ્ચે સ્થૂળ ભેદ આપણે કરીએ છીએ

પરતુ નાગરિક અને સેવક, ગૃહસ્થ અને યતિ, સસારી અને પરમાર્થી, બેઠો અને ફરતો, જવાબદારીવાળો અને જવાબદારી વિનાનો — એવી જાતનો આ ભેદ ભ્રામક છે સેવા એ મુખ્યત્વે કરીને માણસની વૃત્તિનો સવાલ છે સસારી માણસે સ્વાર્થી જ રહેવુ જોઈએ અથવા સેવકે રખડેલ જ હોવુ જોઈએ એવુ મુદ્દલે નથી સસાર અને પરમાર્થની કે ધધો અને સેવાની આવી રીતે ફારગતી કરવી એ હાનિકારક છે ધધો એ જ સેવાશીલ હોવો જોઈએ, અને સેવા ઉદ્યમશીલ અને જવાબદારી ઓળખનારી હોવી જોઈએ 'આધી પ્રપચ કરાવા નટકા । મગ સાધાવેં પરમાર્થવિવેકા' (પ્રથમ ગૃહસસાર બરાબર કરી લેવો, અને પછી પરમાર્થનો વિવેક સાધવો ) એ રામદાસની ઉક્તિમા રહેલું રહસ્ય એ જ છે કે, સસાર પારમાર્થિક હોવો જોઈએ અને પરમાર્થ સાસારિક, એટલે કે સસારી જીવન સાધનારો હોવો જોઈએ

ખેતી, મજૂરી વેપાર, વકીલાત, વૈદુ, ખાનગી કે સરકારી નોકરી એ બધાનો સેવાવૃત્તિની સાથે વિરોધ તો નથી જ, ઊલટુ, આ બધા કામો કે ધધા સેવાની વૃત્તિથી જ કરવામા આવે એ ઇષ્ટ, ઉચિત, તેમ જ આવશ્યક છે ખાનગી ધધાનુ ધોરણ કે નીતિ નીતિહીન સ્વાર્થવાળા જ હોય કે હોવા જોઈએ એમ મુદ્દલે નથી, તે સમાજની સેવાવાળા જ હોવા જોઈએ વેપારીનું કામ ગમે તેમ ઠગબાજી કરીને કોઈ પણ રીતે સપત્તિ એકઠી કરવાનુ નથી, પણ ઘરાકોની વાજબી જરૂરિયાતો પૂરી પાડવાને માટે આવશ્યક હોય તે બધી સ્થાનિક વસ્તુઓનો સગ્રહ કરવો, જરૂરી હોય તે ચીજો પરદેશમાથી આયાત કરવી, અને તે બધી ઘરાકોને જરૂર પડે તેમ તેમ વાજબી ભાવ લઈને પૂરી પાડવી, તે જ પ્રમાણે પોતાના મુલકમા જે વસ્તુઓ

જરૂરિયાત કરતા વધારે પ્રમાણમાં થતી હોય તે વસ્તુઓ જ્યા તેમની વિશેષ આવશ્યક્તા હોય એવા પરદેશોમાં રવાના કરવી અને એવી રીતે સમાજના ભરણપોષણની સગવડ કરવી — એ છે મોચીનું કામ પગરખાના તળિયાની અદર જૂના ચામડાના કકડા અથવા ભૂકો ભરી દઈને ઘરાકોને છેતરવા એ નથી, પણ નરમ અને ટકાઉ ચામડાના મજબૂત અને ઉપયોગી જોડા બનાવીને લોકોને પૂરા પાડવા અને કાંટા, કાંકરા, તડકાનો ત્રાસ તેમ જ ટાઢથી તેમના પગનું રક્ષણ કરવું એ જ છે વણકરનુ કામ ટાઢનું નિવારણ અને આબરૂનું રક્ષણ થાય તે માટે તે તે ઋતુઓમા સગવડભર્યું થાય એવુ સુવાળુ, ગરમ, જાડ કે ઝીણુ, ટકાઉ કાપડ તૈયાર કરીને લોકોને પૂરુ પાડવુ એ છે પોલીસનુ કામ લોકોને તગ કરવાનુ નથી, પણ મારામારી, રમખાણો, ચોરી કે લૂટ, જોરાવરનો દૂબળા પર થતો જુલમ, વગેરે અનેક જાતના અનિષ્ટોનું નિવારણ કરવાનુ છે આવી રીતે કોઈ પણ ધધો એ કેવળ ઉપજીવિકાનુ કે કમાણી કરવાનુ સાધન નથી, પણ તે સમાજસેવાનો જ એક પ્રકાર છે આ બધા ધધાઓ શ્રમવિભાગની રીતે પોતપોતાની શક્તિ મુજબ સમાજની સેવા કરવાના જ અચૂક માર્ગો છે લોકોની ગેરવ્યાજબી ગરજો સંતોષવાના ધધા — દાખલા તરીકે વેશ્યાવ્યવસાય, દારૂનું પીઠુ ચલાવવુ, જુગાર, વગેરે — અનમત્ત નિષિદ્ધ છે તે જ પ્રમાણે ચોર, મારા વગેરેને પણ ધંધાદારીઓ કહેવા એ યોગ્ય નથી આવી જાતના નીતિબાહ્ય ધધાઓ બાદ કરતા બાકીના નીતિશુદ્ધ કે વિહિત ધંધાઓ સ્વાર્થ સાધવાની ઇચ્છાથી ન ચલાવતા શુદ્ધ સમાજસેવાની દૃષ્ટિથી ચલાવવા શકય તેમ જ ઇષ્ટ છે આ શુદ્ધ સમાજમા દરેક કાર્યક્ષમ સ્ત્રી કે પુરુષને આવી જાતનું કોઈ ને કોઈ ઉપયોગી કામ સોંપેલુ હશે, અને તે કામ તે સમાજની સેવા કરવાની તક સમજીને સાચા દિલથી કરતો હશે આવી રીતે સેવાભાવથી ધંધા કરનારા સજ્જનો આજે પણ દરેક ધંધામા મળી આવે તેમ છે, અને જૂના વખતમા પણ વણકર ઢેઢ, માળી, કુભાર, ખાટકી,

વગેરે ધંધાદારીઓમાં — ઘરકામ કરનારી કામવાળીઓમાં પણ — અનેક જગવંદ્ય મહાત્માઓ અને સંતો થઈ ગયા એ આપણે જાણીએ છીએ.

સરકારી નોકરોને પણ સિવિલ સર્વંટ અથવા પબ્લિક સર્વંટ એટલે કે સમાજસેવક એવી સંજ્ઞા અપાયેલી છે. અને આદર્શ રાજ્ય-વ્યવસ્થામાં તે સાવ યથાર્થ પણ છે. આપણુ હિંદી લોકોને સૈકાઓથી ચાલતી આવેલી પરતંત્રતાને કારણે સરકાર એ સંસ્થાને વિષે જ પરાયો ભાવ, અવિશ્વાસ અને અનાદર થાય છે એ વાત જુદી; પણ સુયોગ્ય રાજ્યપદ્ધતિ હેઠળ સરકારી નોકરીના જેવો સમાજસેવા કરવાનો બીજો 'રાજમાર્ગ' નથી!

**निर्दोष आजीविका :** સમાજની શ્રમવિભાગની યોજના અનુસાર જે માણસ પોતાને ભાગે પડતું કામ બિનચૂક અને બીજા કોઈને જરાપણ તકલીફ ન પડે એવી રીતે પાર પાડે તે કૃતકૃત્ય થયો, સમાજને વિષે તે અનૃણી થયો; તેણે એ ઉપરાંત બીજી સમાજસેવા, ઉપકાર, દાન વગેરે કરવાની જરૂર રહેતી નથી.

'निर्मल कर्में स्वदेहधारण । आदिसूत्र सेवाधर्माचें ॥' એટલે કે નિર્મળ, નિર્દોષ, નિરુપદ્રવી માર્ગે, બીજાનુ શોષણ કર્યા વિના, હું જો મારું ગુજરાન ચલાવું તો પૂરતુ છે. પછી કોઈ પણ જાતનું 'સન્માન્ય' સેવાકાર્ય કરવાની જવાબદારી મારા પર રહેતી નથી. ઊલટું, સાગરરસા કોઈ પણ 'સુલભ' માર્ગે થોડા શ્રમમાં ભરપૂર સંપત્તિ મેળવીને ફુરસદના વખતમાં કશુ વેતન લીધા વિના સમાજ-કાર્ય કરવું એ શરીરે પ્રગમ કાદવ ચોપડીને પછી સાબુ વડે તે ધોઈ કાઢવા જેવું છે, એ આપણે અગાઉ એક વાર જોયુ જ છે.

**धंधानी पसंदगी :** અલ્પ શ્રમથી વિપુલ સંપત્તિ મેળવી આપનારા માર્ગમાં ઇચ્છાપૂર્વક કે અનિચ્છાએ અન્યાય, જુલમ, કનડગત, શોષણ ઇત્યાદિ દોષોમાંથી કોઈક દોષ તો આવી જ જાય છે. સમાજની આદર્શ સ્થિતિમાં બધી જાતના ઉપયોગી શ્રમના એક વિશિષ્ટ પ્રમાણ માટે વેતનનું પણ એક વિશિષ્ટ પ્રમાણ જ હશે. પરંતુ હાલ આ બાબતમાં

ઘણા મોગ પ્રમાણમાં વિષમતા જોવામા આવે છે તેથી જે ધધામા પગશોપણ ઓછામા ઓછુ હશે એવો ધધો જ સેવાશીલ ધધાદારી માણસ પસદ કરશે તે ધધો ચલાવવાની તેની પદ્ધતિ પણ બને તેટલી ઓછી શોષક હશે દાખલા તરીકે સ્થાનિક અને રોજબરોજની જરૂરી વસ્તુઓના વેપારમા નફો ઓછો હોય છે, ત્યારે પરદેશી અને મોજશોખની વસ્તુઓના વેપારમા તે વધારે હોય છે વીમા એજન્ટને ઘણા ઓછા શ્રમથી ભરપૂર કમાણી થાય છે, અને સરકારી નોકરને પચીસ ત્રીસ વર્ષ નોકરી કર્યા પછી ઘેર બેઠા પેન્શન મળે છે ત્યારે ખેડૂત સાઠ સાઠ વરસ સુધી ખેતરની મશાગત કરે તોય હવે પછી આવનાર ચોમાસામા હળ જોડીને કાદવ ખૂદ્યા સિવાય તેને પેટ પૂરતુ ખાવાનું મળતું નથી આવી આર્થિક વિષમતા રસાકસી અને સ્પર્ધાવાળી પરિસ્થિતિમા સેવાપરાયણ ધધાદારી પોતાની શક્તિ અને લાયકાત અનુસાર બને તેટલા પ્રમાણમા નિર્દોષ ધધો પસદ કરશે એ ધધો પણ બની શકે તેટલી પ્રામાણિકતાથી તે કરશે અને છતા જો તેને તેમાથી વધારે પડતી કમાણી થાય, તો તે પોતાની માલકીની છે એમ ન માનતા તે પોતાના ઘરાકોની અને પડોશીઓની છે એમ માનીને તેમના હિતાર્થે તેનો વિનિયોગ કરશે ઊલટુ, ગમે તેટલો શ્રમ કરીને પણ અપૂરતી કમાણી થતી હોય તો એ અન્યાયના નિવારણને માટે પણ તે સમદુખી લોકોનુ સગઠન કરીને તેમની સાથે રહીને ઝઘડશે

**દુનિયામાં પ્રવર્તતી વિષમતા** દુનિયામાં વિષમતા વિવિધ પ્રકારની છે નિસર્ગમૂલક એટલે કે કુદરતી વિષમતા છે, માણસ માણસ વચ્ચે જન્મગત, શારીરિક, માનસિક તેમ જ બૌદ્ધિક શક્તિની બાબતમા ઘણો તફાવત હોય છે, તે જ પ્રમાણે સામાજિક — કુળ વશ વર્ણ ઇત્યાદિમૂલક — વિષમતા પણ છે તે ઉપરાત જેને 'સયોગમૂલક' વિષમતા કહી શકાય એવી વિષમતા પણ ભરપૂર છે, જન્મત સમાન શક્તિના હોય એવા માણસોને જે જુદી જુદી જાતની

તકો મળે, તો તેમના ભાગ્યોદયની કક્ષાઓ પણ ભિન્ન થાય છે દાખના તરીકે શહેરમા રહેનાર માણસને ગામડામા રહેનાર માણસના કરતા વધારે લાગવગ મળે છે નાકા પર આવેલા ઘરનો ધણી, જેના ઘર પાસેથી મોટરનો કે આગગાડીનો નવો રસ્તો થાય એવો ગ્રહસ્થ, રાજધાની કે પાટનગરનો રહેવાસી, 'સાહેબ'નો પગવાળો, વિશિષ્ટ સસ્થાનો કે વિદ્વાનનો વિદ્યાર્થી, મોટા આગેવાનનો નિમ્ટવર્તી અનુયાયી, વગેરેને સ્વાભાવિકપણે જ વધારે મહત્ત્વ પ્રાપ્ત થાય છે આવી વિવિધ પ્રકારની વિષમતા જો દુનિયામા ન હોત તો કોઈએ કોઈની સેવા કરવાની આવશ્યકતા, મલ્કે શક્યતા પણ ન હોત દુનિયામા વિષમતા છે, ઉચ્ચ અને નીચ, તવગર અને ગરીબ, ભણેલા અને અભણ, આગળ વધેલા અને પછાત, કાળા અને ગોરા, વગેરે જેવા ભેદો માનવકુટુંબનો ઉચ્છેદ અને તેની એકતાનો વિચ્છેદ કરનારા છે, એટલા માટે જ એ છેદોને સાધવા માટે સેવાનુ સિમેન્ટ પણ વાપરવુ પડે છે સાધા વિનાની અખડ કોતરેલી ગુફાઓના જમાનામા સિમેન્ટની જરૂર ન હતી તેથી તેની શોધ પણ તે વખતે થઈ ન હતી માણસનુ વ્યક્તિગત અને સમૂહગત જીવન સાદુ, સીધુ અને અલ્પશાખ હતુ, ત્યા સુધી સમાજસેવાની ઝાઝી આવશ્યકતા જણાતી ન હતી પરતુ એ જીવન જેમ જેમ વધારે વ્યાપક, ગભીર અને બહુશાખ અને અટપટુ થતુ જાય છે, તેમ તેમ સામાજિક પ્રશ્નો પણ વધતા જાડે છે અને સમાજસેવાના નવા નવા ક્ષેત્રો પેદા થાય છે

સમાજની આદર્શ સ્થિતિમા દરેક ધધાદારી એ સમાજનો સેવક હશે અને દરેક વ્યક્તિને વિશિષ્ટ ધધો મુકરર કરી આપેલો હશે, એટલે બધા જ એકબીજાના તેમ જ સમાજના સેવકો હશે એટલે કે સેવકોના સ્વતત્ર વર્ગની જરૂર જ નહી હોય પરતુ એવી પરિસ્થિતિ પ્રવર્તતી નથી એટલા માટે જ તો સેવાની જરૂર ઊભી થાય છે અને ધધો કરનારા નાગરિકો ઉપરાત જેમને આપણે 'ખડા સેવક' અને 'સ્વયસેવક' તરીકે ઓળખાવ્યા એવા સ્વતત્ર સેવકોની જરૂર પડે છે

આદર્શ રાજ્યવ્યવસ્થા દેશના સંરક્ષણને માટે જેમ 'ખડી ફોજ' હોય છે, તેમ ખાનગી ધંધો ન કરતાં કેવળ સાર્વજનિક કાર્યને જ વરેલા એવા કેટલાક સેવકોની સમાજને હમેશ જરૂર રહે જ છે. દૈન્ય, દારિદ્ર, જુલમ, આપત્તિઓ, વગેરેથી ત્રાસેલા સમાજોને આવી જરૂર વિશેષ હોય છે. જેમ જેમ સમાજ આપણે ઉપર કહેલી આદર્શ પરિસ્થિતિની પાસે પાસે જશે, તેમ તેમ આ આવશ્યકતા ઓછી થતી જશે.

આદર્શ રાજ્યવ્યવસ્થામાં લોકસેવાનાં ઘણાંખરાં કામો સરકાર પોતે જ પોતાને હસ્તક લઈને ચલાવશે. પણ આજકાલ શસ્ત્રબળને જોરે—અને એથી ઊલટું, શસ્ત્રબળનો પ્રતિકાર કરવાને માટે પણ—મોટાં મોટાં પ્રચંડ રાજ્યો સ્થાપવાની જરૂરિયાત ઊભી થઈ છે. આવાં અતિવિસ્તૃત રાજ્યોમાં પ્રજાની આંતરિક સુખસગવડો તરફ તેમ જ તેના આત્મવિકાસ તરફ પૂરતું ધ્યાન આપવાનું સરકાર માટે શક્ય હોતું નથી. હાલ સરકાર એ સંસ્થા મુખ્યત્વે કરીને પરદેશીઓનો પ્રતિકાર કરવા માટે, તેમના પર ચડાઈ કરવાને માટે, અથવા પરદેશીઓની ચડાઈ થાય છે તેથી હસ્તી ધરાવે છે. અરસપરસ સહકારથી આત્મવિકાસ સાધવાનું જે તેનું શ્રેષ્ઠ કર્તવ્ય છે, તેની ઉપેક્ષા થઈ રહી છે. આ શ્રેષ્ઠ કર્તવ્યને જેમ જેમ પ્રાધાન્ય મળતું જશે, તેમ તેમ દરેક પ્રકારની સમાજસેવાનાં ક્ષેત્રોનો સરકારની કાર્યવાહીમાં સમાવેશ થતો જશે, અને સરકાર પોતે જ એક વ્યાપક, કાર્યક્ષમ અને નિષ્પક્ષપાત એવો મધ્યવર્તી સમાજસેવાસંઘ બનશે. પણ આજે સરકારોની આ બાબતમાં કામ કરવાની શક્તિ બહુ મર્યાદિત હોવાથી ખાનગી સંસ્થાઓને અને વ્યક્તિઓને સમાજસેવાનાં અને સુધારાનાં હરકોઈ જાતનાં કામ પોતપોતાની અભિરુચિ, આકાંક્ષા, શક્તિ અને સાધનો અનુસાર પોતાને માથે લઈને ચલાવવાં પડે છે. સરકારી ખાતાંઓ કરતાં આવા ખાનગી પ્રયત્નોમાં કાળજી, નિષ્ઠા, સહકારની ભાવના, કાર્યક્ષમતા, કરકસર, દીર્ઘસૂત્રીપણાથી મુક્તતા, વગેરે ગુણો વધારે પ્રમાણમાં સધાય છે. પરંતુ

એની સાથે જ વ્યાપક અને સર્વસ્પર્શી યોજના, એકસૂત્રતા વગેરે સગવડો ખોઈ બેસીએ છીએ

**ખડા સેવકો અને આજીવિકાનો સવાલ** બીજુ, ધંધાદારી નાગરિકો પોતપોતાના ધંધાઓ સમાજસેવાની દૃષ્ટિથી જ ચલાવે એ ઉચિત હોય તોપણ બધા તેમ નથી કરતા, એ કારણે પણ સમાજ-સેવાના કાર્યને વરેલા અને પોતાની આજીવિકા ચલાવવા માટે કોઈ ધંધો ન કરી શકે એવા 'સેવાવૃત્તિ' એટલે કે સેવા એ જ જેમની વૃત્તિ એટલે નિર્વાહનુ સાધન છે એવા ખાસ સેવકોની સમાજને આવશ્યકતા હોય છે અહી સુધી આપણે જેમનુ ચરિત્ર આલેખ્યુ તે આપણા ચરિત્ર નાયકો ખાસ કરીને આ ખડા સેવકો જ છે

હવે અમારા આ બિચારા નાયકોની સામે મુખ્ય પ્રશ્ન રહેતો હોય તો પોતાનુ પેટ ભરવાનો! આપણા નાયકની રહેણી સાદી હોય, તેની જરૂરિયાતો તદ્દન મર્યાદિત હોય તે અપરિણીત વાંઢો પણ હોય, તોપણ તેનેય બપોરે પેટની પૂજા કરવાની તો ખરી જ ને? એની વ્યવસ્થા શી?

આ પ્રશ્નનો અગાઉથી જ સર્વસામાન્ય જવાબ આપવો અશક્ય છે – અને તેની જરૂર પણ નથી કારણ રાફડામાથી જેમ કીડીઓ એકદમ ઊભરાય છે અને તેમની લાબી કતાર શરૂ થાય છે, તેમ એવા સેવકોની એકાએક મોટી પલટન ઊભી થવાની છે અને તેમના સીધા પાણીનો તેમ જ તેમની રસોઈ માટે હાલ્લાનો સવાલ ઊભો થવાનો છે એવુ કઈ નથી વિશેષ પ્રસગ અનુસાર વિશેષ સ્થળે અને વિશેષ કાર્યને માટે કોઈ એકલદોકલ અથવા ગણીગાઠી વ્યક્તિઓ જ સેવાકાર્યને માટે આગળ આવવાનો સભવ હોય છે તે બધાની વ્યવસ્થા તે તે વખતની પરિસ્થિતિ અનુસાર થશે એમ માની લઈએ તો તેમા કશુ ખોટુ નથી તેમ છતા જો કદાચ સેવક પર ભૂખ્યા રહેવાનો અથવા ટાઢમા ધ્રૂજતા બેસવાનો પ્રસગ આવી પડે તો તે તેની પરવા કરશે નહી સસારી લોકો પર અથવા તવગર માણસો પર પણ આવા પ્રસગો કોઈ કાળે આવતા નથી એવુ થોડુ જ છે?

**सेवकनी कसोटी** આવા પ્રસંગો સેવકની નિષ્ઠાની કસોટીરૂપ છે. સમાજ પણ ખરાખોટાની પારખ કર્યા વિના પોતાને સેવક કહેવડાવનાર કોઈ પણ અજાણ્યા માણસ આગળ પંચપકવાનોનો રસથાળ ધરે તો તેનું કેમ ચાલે? સમાજમાં મૂળે જ એટલું બધું શ્રદ્ધાળુપણું કે બાધાપણું છે કે તેને લીધે અનેક ધુતારાઓ સારી પેઠે ફાવી જાય છે આવા ધુતારાઓની ઠગાઈ ખાઈ ખાઈ ને લોકો ચિકિત્સાખોર બને અને સેવાના નાણા બરાબર પારખીને એમાં કશુ ખોટુ નથી આવી પારખ સમાજની જેમ જ સેવકને પણ શ્રેયસ્કર નીવડ્યા વિના રહેતી નથી જેમ ઉમેદવારી અથવા તપશ્ચર્યા દરેક ખાતામા કરવી પડે છે, તેવી જ રીતે સેવાના ખાતામાં તે કરવી પડે, તો તેમા કશી નવાઈ નથી બલ્કે ન કરવી પડે તો જ નવાઈ કહેવાય, અને પરીક્ષા વિનાના પ્રમાણપત્રથી જ સેવકે ભડકવુ જોઈએ

પારખ ગમે તેટલો લાબો સમય ચાલે અથવા માન્યતા મળતા ગમે તેટલો વખત લાગે, તોપણ કાર્યાર્થી સેવક તેની બિલકુલ પરવા નહી કરે ભર્તૃહરિ કહે છે તેમ

क्वचिद् भूमौ शय्या क्वचिदपि च पर्यङ्कशयनम् ।
क्वचित् शाकाहारी क्वचिदपि च शाल्योदनरुचि ॥
क्वचित् कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो ।
मनस्वी कार्यार्थी न गणयति च दुख न च सुखम् ॥

—ધાર્યું કામ પાર પાડવા માગતો ટેકીલો માણસ જિંદગીમા આવતા સુખોને કે દુખોને ગણકારતો નથી ક્યારેક એ જમીન પર સૂએ તો ક્યારેક પલગ પર પોઢે ક્યારેક કેવળ શાકભાજી ખાઈને જીવે તો ક્યારેક કમોદનો ભાત આરોગે, ક્યારેક થીગડાંની કથા ઓઢે તો ક્યારેક ચળકતા કીમતી વસ્ત્રો પરિધાન કરે, સુખ કે દુખ કઈ જ એને રોકી શકતું નથી

અથવા

भोजनाच्छादने चिन्ता वृथा कुर्वन्ति वैष्णवा ।
योऽसौ विश्वभरो देव किं स भक्तानुपेक्षते ॥

—આસ્તિક વૃત્તિવાળા લોકોએ અન્નવસ્ત્રની ચિન્તા ન કરવી જોઈએ. અખિલ વિશ્વનું ભરણપોષણ કરનારો ઈશ્વર પોતાના ભક્તોની જ ઉપેક્ષા કદી કરશે ખરો?

नुपेक्षी कदा रामदासाभिमानी। (રામદાસ). ખ્રિસ્તનો પણ આવી જ જાતનો ઉપદેશ છે:

"પેલા કાગડાઓ જુઓને. તેઓ વાવણી, કાપણી, લણણી કે સંગ્રહ કશું જ કરતા નથી; તેમ છતાં પ્રભુ તેમને ખાવાનું અને પીવાનું આપે છે. તેમના કરતાં તમારી કિંમત અનેકગણી વધારે નથી કે?

"પેલાં કમળો કેવી રીતે વધે છે તે જુઓ. તેઓ સૂતર કાંતતાં નથી કે નથી બીજા શ્રમ કરતાં, પણ તેમના જેવો પોશાક બાદશાહોને પણ મળતો નથી.

"તમે દૈવી રાજ્ય અને દૈવી ન્યાય સંપાદન કરો; એટલે બાકીની બધી વસ્તુઓ પોતાની મેળે તમારી પાસે ચાલીને આવશે."

(લ્યૂક, અધ્યાય ૧૨-૨૪)

अनन्याश्चिन्तयन्तो मां ये जना पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ — गीता

અને આખરે તુકારામ કહે છે તેમ—

कारे नाठवीसी कृपाळु देवासी। पोषितो जगासी एकला तो।
तेणें काय तुझी नाही केली चिंता। राहे त्या अनंता आठवूनी ॥

—દયાળુ દેવનું તુ સ્મરણ કેમ નથી કરતો? તે એકલો જ આખા જગતનું પોષણ કરે છે. તારી કઈ બાબતમાં તેણે કાળજી લીધી નથી? માટે એ અનંતનું સ્મરણ કરીને તુ રહે.

**સેવકનો જુલમ:** સેવક પોતાના અન્નવસ્ત્રની બાબતમાં બેફિકર રહે તોપણ તે બીજી એક બાબતમાં ખૂબ કાળજી રાખે એ જરૂરનું છે. તે બાબત આ છે: સેવક પોતાની વ્યક્તિવિશિષ્ટ (સબ્જેક્ટિવ)

કલ્પનાઓ, પ્રેરણાઓ, અથવા આકાંક્ષાઓને અનુસરીને કોઈ વિશિષ્ટ કાર્ય કરવા પ્રવૃત્ત થાય છે અને એ કાર્યને જ પોતાનું તન, મન, ધન અર્પણ કરે છે. પોતાની મનગમતી વસ્તુનું એટલું બધું મહત્ત્વ એ આંકે છે કે, એ જ એક વસ્તુની સમાજને અથવા દુનિયાને અત્યંત આવશ્યકતા છે એવું તેને લાગ્યા કરે છે. પણ એ તેનો ભ્રમ હોવાનો અથવા તેના આ વિચારો એકાન્તિક હોવાનો સંભવ હોય છે. સમાજને એ વસ્તુ એટલી બધી મહત્ત્વની ન પણ લાગે; અથવા એથી ઊલટું, અનિષ્ટ કે હાનિકારક પણ લાગે. સેવક પોતાનો શત્રુ છે એમ પણ તેને લાગે. એમાં સમાજની ભૂલ છે કે સેવકની, એ તો કાળ જ નક્કી કરી શકે. કાળનો ચુકાદો જાહેર થાય ત્યાં સુધી સેવક અને સમાજ બેની વચ્ચે અણબનાવ જ રહેવાનો. એમાં પોતાનો પક્ષ ખોટો નથી તેની સેવકે કાળજી લેવી જોઈએ. સેવકના મનમાં જે વાત વસી હોય અને જેને માટે તે ખાસ આગ્રહી હોય, એ વાત સમાજને માટે હાનિકારક પણ હોય; અથવા મૂળે ઇષ્ટ હોય તોપણ તે ઝાઝા મહત્ત્વની ન હોય, સમયસરની ન હોય, અથવા થોડા સમય પછી તેની આવશ્યકતા જણાવાની હોય; પણ આજે જ તેનો આગ્રહ રાખવો એ કવેળાનું, અને તેથી જ હાનિકારક હોય. આવી પરિસ્થિતિમાં સમાજ સેવકની ઉપેક્ષા તો શું પણ તેનો વિરોધ કરે તોય સેવકે તે બદલ તકરાર તો ન જ કરવી જોઈએ; પણ આપણે પોતે જ સમાજ ઉપર જુલમ તો કરતા નથીને તેનો પણ પૂરેપૂરો વિચાર કરીને યોગ્ય જણાય તો પોતાનો કાર્યક્રમ તેણે સુધારવો જોઈએ. यद्यपि शुद्ध लोकविरुद्धं नाचरणीयं नो करणीयम्* (સારી વસ્તુ પણ લોકોને માફક ન આવે એવી રીતે ન કરવી જોઈએ) સેવામાં તેમ જ સુધારામાં પણ જબરદસ્તીનો અંશ હોવાનો પૂરતો સંભવ હોય છે. વિદ્યાર્થીની ઝટ પ્રગતિ થવી જોઈએ એવો આગ્રહ રાખી શિક્ષક જો તેના પર જબરદસ્તી કરે તો તે જેમ અયોગ્ય થાય, તે જ પ્રમાણે સેવક જો પોતાના વિચાર અને કાર્યક્રમ

* શંકરાચાર્ય કૃત चर्पटपञ्जरिका स्तोत्रम्।

સમાજ પર લાદવાનો દુરાગ્રહ કરે તો એ પણ અયોગ્ય જ થાય. તેના પોતાના તન, મન, ધન પર સમાજની જ માલિકી છે અને એ વસ્તુઓ સમાજ તરફથી અનામત તરીકે તેની પાસે મૂકવામા આવી છે, એટલે તેમનો ઉપયોગ તેણે સમાજના હિતને અર્થે જ કરવાનો છે, એટલુ જ નહી પણ સમાજની અનુમતિથી જ કરવાનો છે આ બાબતમા જો તે હિતકારક સુલતાનશાહી (બેનિવોલન્ટ ડેસ્પૉટિઝમ) ચલાવે તો પ્રજા પણ તેનો નાશ કરવા માટે ઉદ્યુક્ત થશે, અને કઈ નહી તો તેના અમલ સાથે અસહકાર તો કરશે જ.

**સસ્થા દ્વારા કાર્ય** સેવક જો કોઈ પણ સેવાકાર્ય પોતાની વ્યક્તિગત યોજના અનુસાર અને પોતાની એકલાની જ જવાબદારીથી ચલાવે તેના કરતા કોઈ સઘ કે સસ્થા દ્વારા ચલાવે તો તેના વ્યક્તિવિશિષ્ટ વિચારોનુ એકાગીપણુ અથવા એકાતિકપણુ ઘણે અશે દૂર થઈ શકે, એમ કરવાથી તેની યોજનાઓને જનતાની વધારે પ્રમાણમા માન્યતા મળે, સસ્થાના ઘટકોનુ સહકાર્ય તેને મળે અને સસ્થા દ્વારા તેના નિર્વાહનો પણ પ્રશ્ન વધારે સહેલાઈથી ઊકલે નહી તોય, સેવક એકલો પોતાની મેળે કોઈ પણ કાર્ય પાર પાડી શકતો નથી કાર્ય પાર પાડવા માટે તેને બીજાઓની મદદ મેળવવી પડે જ છે પોતાના વિચારો પ્રથમ કેટલાક ખાસ પસદ કરેલા લોકો આગળ રજૂ કરીને અને તેમનુ તે બાબત શુ કહેવુ છે તે સાભળી લઈને તે બધાના ન બને તોય તેમાથી કેટલાક લોકોના સહવિચારથી અને સહકારથી સેવકને કામ કરવુ પડે છે એટલે કે તેને એક તાત્પૂરતો અથવા કામચલાઉ સઘ ઊભો કરવો પડે છે એના કરતા અગાઉથી પ્રસ્થાપિત થયેલા અને એવુ જ કાર્ય નહી પણ એ જ જાતના બીજા કાર્યો પણ વધારે વ્યાપક પ્રમાણમા અને યશસ્વીપણે કરનારા સઘમા અથવા સસ્થામા જોડાઈને તે સઘ કે સસ્થા મારફત કાર્ય કરવુ, એ અનેક દૃષ્ટિથી સગવડભર્યું અને લાભકારક થઈ શકે છે આમ કરવાથી સસ્થાની પ્રતિષ્ઠાનો, સંગઠનનો અને સાધનોનો, અનુભવોનો તેમ જ

માર્ગદર્શનનો સેવકને લાભ મળે છે, અને તેની કાર્યશક્તિ અનેકગણી વધે છે 'सघे शक्ति कलौ युगे' — કલિયુગમા સામર્થ્ય સઘમા કે મડળનમા હોય છે

સસ્થાની મર્યાદાઓ તેમ છતા દરેક જગ્યાએ અથવા દરેક પ્રસંગે, બધા જ સેવકોને અને બધા જ કાર્યોને માટે, સઘનો કે સસ્થાનો આધાર મળી શકશે જ એવુ કઈ નથી સસ્થા એ પણ એક જાતની નાનકડી સરકાર જ કહેવાય સરકારની માફક સસ્થામા પણ તેના કામના પસારાના અને વિસ્તારના પ્રમાણમા થોડી ઘણી જકડેવી, અમુક એક ચોક્કસ ઢાળ ને પદ્ધતિનું વર્ચસ્વ, દીર્ઘસૂત્રીપણુ, કેન્દ્રીકરણ (સેન્ટ્રલાયઝેશન) વગેરે વસ્તુઓ કે દોષો અનિવાર્ય હોય છે તેથી, વિશેષ ઉત્કટતાથી કરવાના કામો સરકારની માફક જ સ્થિર થયેલી સસ્થાઓ પણ ઝટ ઝટ કરી શકતી નથી વળી સરકારનો કારભાર મોટા પ્રમાણમા ચલાવવો પડતો હોવાથી, સ્થાનિક અને પરચૂરણ અથવા તાત્કાલિક સ્વરૂપના કાર્યો તેની કક્ષાની અથવા પહોચની બહાર રહી જાય છે એવી જ રીતે મોટી સસ્થાઓ પણ નાનકડા ક્ષેત્ર સુધી કે કાર્ય સુધી પહોચી શકતી નથી આવી પરિસ્થિતિમા સેવકે એકલાએ જ—પ્રસગોપાત્ત મળે તે સહકારીઓ અને સહકાર સાથે પોતાનુ કામ ચાલુ રાખવુ એ ઉચિત છે

**વેતન અને શિસ્ત** સસ્થા દ્વારા કામ કરતો હોય ત્યારે સેવકે સસ્થાની આર્થિક સ્થિતિ અનુકૂળ હોય તો પોતાને માટે આવશ્યક હોય તેટલુ વેતન લેવુ જોઈએ એમ કરવામા કઈ હીણપત છે એમ તેને લાગવુ ન જોઈએ, અથવા વેતન લેવાથી આપણે બધનમા પડીશુ એમ માનીને તેણે વેતનનો અસ્વીકાર ન કરવો જોઈએ સાચુ જોતા વેતન લેવાથી સેવકનુ બધન વધતુ નથી કારણ વેતન ન લેનાર કાર્યકર્તાએ પણ વેતન લેનાર કાર્યકર્તા જેટલુ જ શિસ્તપાલનપૂર્વક કામ કરવુ આવશ્યક છે નિર્વેતન કામ એટલે જવાબદારી વિનાનુ કામ, મનમા આવે તો કરીએ, નહી તો કઈ નહી, એવી જાતની અનેક

સ્વયસેવકોની માન્યતા અથવા વૃત્તિ જોવામા આવે છે, પણ તે સર્વાંશે ભૂલભરેલી અને કાર્યને વિઘાતક છે જાહેર કાર્યમા પડનારા લોકો મોટે ભાગે સ્વતંત્ર વૃત્તિના અને ટેકીના જ હોય, કોઈની તાબેદારી કે ગુલામી ન જોઈએ એટલા માટે તો તેમણે સરકારી કે ખાનગી નોકરી જેવા વધારે કમાણીના માર્ગ સ્વેચ્છાએ છોડી દીધેલા હોય છે સ્વાર્થત્યાગપૂર્વક માથે લીધેલા સેવાકાર્યમા પણ કોઈની તાબેદારી કરવી પડે એ તેમનાથી સહન થતું નથી પણ આવા કાર્યકર્તાઓ 'એકલા ચલો'ની કોટિના જ હોવાના, કોઈ પણ જાતનુ ચિરસ્થાયી અથવા ઉગવદાર કાર્ય તેમનાથી પાર પડી શકે નહી કોઈ વિશિષ્ટ પ્રસગપૂરતો તેમનો પણ ઉપયોગ થાય છે, નથી થતો એમ નથી, પરંતુ કોઈ પણ સ્થાયી, વ્યાપક અને સઘશક્તિથી જ થઈ શકે એવુ કામ કરવુ હોય, તો એ કાર્યના બધનો પણ સ્વીકારવા પડે ક્રમા, સેવકે પોતાના કામને માટે કશી આનાકાની કર્યા વગર યોગ્ય વેતન લેવામા સકોચ કરવો નહી સેવકને વેતન મળવુ જોઈએ અને તેણે તે લેવુ જોઈએ એ યથાયોગ્ય જ છે વેતન લેવાથી સેવકનુ કાર્ય વધારે શિસ્તબદ્ધ થતુ હોય અને તેના કાર્યમા વધારે નિશ્ચિતપણુ અને એકાગ્રતા આવતા હોય, તો તે ઇષ્ટ જ છે કારણ, સેવકે પોતાના કાર્યની સફળતાની દૃષ્ટિથી પોતાના કાર્યક્રમોની સ્પષ્ટ મર્યાદાઓ આકી લેવી એ ઇષ્ટ જ છે નહી તો તેની શક્તિની માગણી કરનારા અને તેની ખેચતાણ કરનારા જાતજાતના કામો રોજ ઉપસ્થિત થયા જ કરવાના, અને દરેકની પાછળ પડવા જતા એકેય કાર્ય રીતસર પાર પડે નહી આ બાબતમા કોઈ સર્વસામાન્ય નિયમો આપી શકાય નહી દરેક કાર્યકર્તાએ અથવા સેવકે પોતાની શક્તિ, પાત્રતા, તત્ત્વ પરિસ્થિતિની કે સાધનોની અનુકૂળતા કે પ્રતિકૂળતા, પોતાના સહકારીઓની સખ્યા અને શક્તિ અને તે તે કાર્યની ઇષ્ટતા શકયતા અને આવશ્યકતા કે તાત્કાલિક જરૂરિયાત ઇત્યાદિ વસ્તુઓનો તારતમ્યબુદ્ધિથી વિચાર કરીને પોતાના કાર્યક્ષેત્રનો વિસ્તાર કે પસારો નક્કી કરવો જોઈએ

**વેતનની સાથે મત્સર** : વેતન લઈને કામ કરવા સેવકો તૈયાર નથી હોતા તેનાં બીજાં પણ કારણો હોઈ શકે છે. વેતન લેવાથી આપણા નિઃસ્વાર્થીપણામાં બાધ આવશે, અને આપણો સ્વાર્થત્યાગ લોકોને સ્પષ્ટપણે દેખાશે નહિ એટલે તેમની પર આપણી છાપ નહીં પડે અને આપણા કાર્યને તેમનો ટેકો નહીં મળે, એવી મુશ્કેલી કેટલાક સેવકોને લાગ્યા કરે છે. કેટલેક અંશે એ સાચી પણ હોય છે. દરિદ્રી, અર્ધશિક્ષિત, પુરુષાર્થહીન અને પરતંત્ર એવી જનતામાં નોકરીઓ માટે ખૂબ લાલચુપણું અને અરસપરસ સ્પર્ધા હોય છે. સેવકને પણ 'નોકરી' મળે તો તે બદલ લોકોને તેની અદેખાઈ આવે છે અને તેને વિષેનો આદર અને સદ્ભાવ તેમ જ તેના કાર્યને પોતાનાથી થઈ શકે તેટલી મદદ કરવાની વૃત્તિ લોપ પામે છે; એટલું જ નહીં પણ વખતે તિરસ્કાર અને વિરોધની ભાવના પણ તેમના મનમાં ઊઠે છે. જનતાની આ કૃપણ વૃત્તિની અસર કાચાપોચા દિલના સેવક પર થાય એ સ્વાભાવિક છે. લોકોનાં અપમાનજનક અને તુમાખીભર્યાં વેણ સાંભળીને અનેક જુવાન અને ઉદયોન્મુખ સેવકો નાસીપાસ થઈને સેવાકાર્યમાંથી કાયમને માટે નિવૃત્ત થાય છે.

પરંતુ સમાજ એ સેવકનો શેઠ છે, તે બહુરૂપી અને બહુમુખી શેઠ છે; નોકરને કડવાં વેણ કહેવાનો શેઠને અધિકાર છે; એમ માનીને સેવકે પોતાનું મન અવિચલિત રાખવું જોઈએ. તેણે કેવળ પોતાનું મન તપાસવું જોઈએ. આપણે કેવળ પેટિયુ કાઢવા માટે સેવાનો સ્વાંગ તો નથી સજ્યો? આપણું કાર્ય તત્પરતાથી કરીએ છીએ કે નહીં? આ જગ્યાને અને કાર્યને આપણાથી વધારે લાયક અને એ કામ કરવા તત્પર એવા બીજા માણસને બાજુએ હડસેલીને આપણે આ જગ્યા પચાવી તો નથી પડ્યા? આપણી વાજબી જરૂરિયાતો કરતાં, કંઈ નહીં તો આપણા બજારભાવ કરતાં, વધારે વેતન તો આપણે નથી લેતા? આ અને આના જેવા બીજા પ્રશ્નો સેવકે પોતાની જાતને પૂછીને તેનો વિચાર કરવો જોઈએ; અને પોતાનામાં સુસ્તી, મિથ્યા-

ચાર વગેરે દોષો નથી એની ખાતરી થાય તો જનતાની નિંદા કે સ્તુતિની બાબતમાં ખેપરવા જ નહીં પણ નચિંત રહેવું જોઈએ. પોતાની નિષ્ઠા સાચી હોય તો જનતા આજે નહીં તો કાલે તે માન્ય કરશે, એ વિષે તેણે ખાતરી રાખવી જોઈએ. નિઃસ્વાર્થી કાર્યનો વિશેષ અનુભવ મળેલો ન હોવાથી અને એવી જીવડું રંગ ને સ્વાર્થનો જ વારંવાર અનુભવ થયેલો હોવાથી લોકોનો સ્વભાવ જ શંકાખોર બને છે. પણ સેવકની સચ્ચાઈ એક વાર જનતાની કસોટીએ ઊતરે એટલે પછી જનતા તરફથી તેને હમેશ ઉત્તેજન, સદ્ભાવના, ઉદારતા, વાત્સલ્ય, આદર ઇત્યાદિ મળતાં જ રહે છે. તેથી સેવક જ ઊલટો ઓશિયાળો બને છે, તેને શરમ આવે છે અને લોકોના અકારણ વાત્સલ્યને લાયક બનવાની તાલાવેલી તેનામાં જાગે છે. જેમ જેમ તેની સેવાવૃત્તિ, કાળજી, તત્પરતા, નમ્રતા, કૃતજ્ઞતા અને આત્મસમર્પણ કરવાની ઊલટ વધે છે, તેમ તેમ જનતા પણ સેવકને વધારે ને વધારે અધીન થતી જાય છે, અને આખરે 'જનતા મારી, હું જનતાનો' અને બીજે પક્ષે 'અમારો સેવક, અમે સેવકના' એવી જાતનો અભેદનો સંબંધ દૃઢ થાય છે. જનતાએ પોષેલો, જનતાએ જ જતન કરેલો મારો દેહ તેની જ સેવામાં ઘાણી છૂટવા, અર્પણ કરવા સેવક જેમ જેમ ઉત્સુક થાય છે, તેમ તેમ જનતા-માતા પણ સેવકને જરા સરખું દુઃખ કે દર્દ થાય તો આકુળવ્યાકુળ બને છે. આવી રીતે પ્રવેશ-પરીક્ષાની ચકાસણી કરીને સેવકનું નામ પોતાના હાજરીપત્રકમાં એક વાર નોંધ્યા પછી જનતા પોતે જ સેવકની પછીની પ્રગતિની બાબતમાં કાળજી રાખતી થાય છે

**अहंकार :** પોતાના કામ બદલ વેતન લેવાની બાબતમા સેવકને સંકોચ થવામાં અહંકારનો અંશ પણ હોવાનો સંભવ હોય છે. એક સ્વયંસેવક તરીકે હું પિરસણિયો, હમાલ કે ભંગીનુ પણ કામ કરીશ — મોટી મોટી પરિષદો અને સંમેલનોને પ્રસંગે અનેક ઉત્સાહી કાર્યકર્તાઓ આવાં કામો ભારે ચડસાચડસીથી કરે છે,— એ કામગીરી

અદલ મને ભાડુ ભથ્થુ, ગણવેશ, ખાનપાન અને નવુ નવુ જોવાની તક ઇત્યાદિને રૂપે વેતન મળે તો તે મને ખપે છે, એટલુ જ નહી પણ તે મને જોઈતુ જ હોય છે, તે વિના સ્વયસેવકદળમા કામ કરવાનું મારુ ગજુ નથી, તેમ છતા કોઈ મહેમાન જો મે તેના પોતાના ઉપાડ્યા બદલ મારા હાથમા બે આના મૂકતા જાય, તો મારો એ હાથ એ પૈસા આપનારના ગાલ પર જઈને ધબ દઈને પડ્યા વિના નહી રહે! સ્વયસેવક તરીકે ભગીકામ કરવામા અભિમાન લેનારને પગારી ભગી તરીકે કામ કરવામા ભારે હીણપત લાગશે કારણ ભગીકામ એ એક પવિત્ર કામ છે એમ તે પોકારી પોકારીને કહેતો હોય તો તે માત્ર દેખાવ પૂરતુ જ હોય છે એ જ કાર્યકર્તા જ્યારે કોઈ ધધો કરવા જશે ત્યારે 'પેલુ પવિત્ર ભગીકામ' કરવા કરતા અપવિત્ર વકીલાતનો ધધો જ કરવાનુ પસદ કરશે।

સમાજોપયોગી અને જીવનને માટે જરૂરી હોય એવા કામને માટે, એટલે કે નિરુપદ્રવી, નિર્દોષ, એટલુ જ નહી પણ પવિત્ર કામને માટે પણ વેતન લેવામા સેવકને હીણપત લાગે છે એના મૂળમા થોડા ઘણા પ્રમાણમાય તેનો અહકાર હોય છે એમા તતભાર પણ શકા નથી તથાપિ આ સવાલની બીજી એક બાજુ પણ ધ્યાનમાં લેવા જેવી છે

**વેતનનો નિષેધ** કેટલાક અત્યત આવશ્યક અને મૂળે નિર્દોષ એવા કામો પણ વેતન લઈને કરવા એને સમાજે નિદાસ્પદ માન્યુ છે, એમા સમાજનો દીર્ઘ અનુભવ અને દૂરદર્શીપણું જ રહેલુ છે. દાખલા તરીકે, મરી ગયેલા માણસના પ્રેતનુ દહન કે દફન વિનાવિલબે કરવુ ઇષ્ટ અને જરૂરી છે, એટલે એ કામમા મદદ કરવી એ પણ અભિનદનને પાત્ર ગણાય તો પછી આવા સ્તુત્ય કામને માટે મોબદલો લઈએ તો તેમા ખોટુ શુ? તેમ છતા આવી જાતના પવિત્ર કામને માટે વેતન કે વળતર લેવાનો સમાજે તીવ્ર નિષેધ કરેલો છે એને માટે એવુ જ કોઈ મહત્ત્વનું કારણ હોવુ જોઈએ

પ્રેત ઉપાડવુ એ કામ મૂળે નિર્દોષ હોય તો પણ તેને માટે વેતન લેવાનો રિવાજ કે ટેવ પડે એ અત્યંત અનિષ્ટ છે રિવાજને કારણે વેતન આપવાની ને લેવાની અપેક્ષા પેદા થાય! એને પરિણામે ગરીબને ત્યાની અત્યક્રિયા, તે જ્યારે પોતે જ દુખી અને પીડિત હોય તે વખતે, બહુ જ મુશ્કેલીભરી થઈ જાય, અથવા મડદા ઉપાડી જવા એ કેટલાક લોકોનો ધધો જ થઈ બેસે ગામમા મરણનું પ્રમાણ વધે ત્યારે આ લોકોનો ધધો ધીકતો ચાલે, અને એ પ્રમાણ ઓછુ થાય એટલે એમના પર બેકારી ને ભૂખમરો વેઠવાનો વારો આવે તેથી આ ધધાદારીઓ ગામમા રોગનો વાવર ઇચ્છે, એટલા માટે દેવનાને પ્રાર્થના કરી બાધા વગેરે પણ રાખતા થઈ જાય! તો પછી આ મડદા ઉપાડવાના ધંધાને પ્રતિષ્ઠિત શી રીતે કરી શકાય? એટલે જ કોઈ પણ વેતન કે વળતર ન લેવાનુ બધન પાળીને એ કામ કરવામા આવે તો જ તે સન્માનનીય બને

કર્મની ગતિ વિલક્ષણ છે મીઠા પાણીના પ્રવાહોનું પર્યવસાન ખારા સમુદ્રમા થાય છે જે કામો પ્રસગોપાત્ત કરવામા આવે તો પવિત્ર કાર્યો ગણાય, તે પણ મોટા પ્રમાણમા અથવા વારવાર કરવામા આવે તો તેમા દોષ પેદા થાય છે પરોપકારી કૃત્યોને અપવિત્ર ધંધાનુ સ્વરૂપ ન આવે એટલા માટે જ આપત્પ્રસગે કરવાના સેવાકાર્યને માટે કોઈ વેતન કે બદલો ન લેવાનો કડક નિયમ સમાજની સહજ-બુદ્ધિએ નક્કી કર્યો છે દાખલા તરીકે, જૂના વખતના વૈદો રોગીઓ પાસેથી દવા માટે પૈસા કે કોઈ પણ જાતનો બદલો લેતા નહી રોગીને દવાનુ નામ પણ કહેતા નહી એટલે આજકાલની ફાર્મસીઓ (રોગપ્રસારક સસ્થાઓ?) ની જેમ દવાઓની જાહેરાતો પર તેઓ ખરચ શાનું જ કરે? મરાઠીમાં ઔષધોપચાર માટે 'ઔષધપાણી' કહે છે, જ્યારે ઉર્દૂમા* 'દવાદારૂ' કહે છે દારૂ એ એક અકસીર ઇલાજ કે દવા છે

* ગુજરાતીમા પણ

દવા કરીકે જ પ્રથમ તેની શોધ થઈ હશે. પણ આજે એ દારૂને માટે જ દવા શોધવાનું કામ મુશ્કેલ બન્યું છે! ઇસ્લામમાં કરજ તરીકે આપેલી રકમ પર વ્યાજ લેવાની મનાઈ કરવામાં આવેલી છે. જેને ગરજ હોય તેને કરજ આપવું, મુદ્દલ રકમ પાછી મેળવવાની અપેક્ષા રાખવી, પણ વ્યાજની અપેક્ષા ન રાખવી; દેવાદાર રાજીખુશીથી વ્યાજ આપવા માંડે તોપણ ન લેવું. પણ આજે એનાથી ઊલટું, ગરજવાળાને મદદ કરવાને બદલે જેને ગરજ નથી એવા લોકોને જબરદસ્તીથી કરજ આપીને તેને આપો ને આપો હોઇયાં કરવાની ચાલબાજી સફળપણે ચાલતી આપણે કાંઈ ઓછી જોઈએ છીએ?

રાંધેલો ખોરાક વેચવો નહીં, ગોરસ વેચવો નહીં, એવી એવી જાતના તે તે પરિસ્થિતિને અનુરૂપ અનેક નિષેધો આજે પણ સમાજમાં પ્રચલિત દેખાય છે.

**નિષેધોનો સારાસારવિવેક :** આવી રીતે, કેટલાંક વિશેષ પ્રકારના કામો બદલા વિના કરવાં જોઈએ એ યોજના યોગ્ય હોય તોપણ, જે કામો બીજાઓ આપણે માટે મહોબ્બતને ખાતર જ નહીં પણ પૈસા લઈને કરે તોય આપણને ખપે છે અથવા આપણે ઇચ્છીએ છીએ, એવાં કામો આપણે પણ બીજાઓ માટે પૈસા લઈને કરીએ તો તેમાં કશી હીણપત છે એમ માનવું અયોગ્ય છે. એનો સીધો અર્થ એવો થાય કે, "હું ઉચ્ચ કોટિનો માણસ છું. જે કામો મારા જીવન માટે જરૂરી છે, પણ જે કરવાનું મારા મોભાને કે પ્રતિષ્ઠાને શોભતુ નથી, એવા કામ મારે સારુ કરવાને માટે બીજા હલકા દરજ્જાના માણસોને દયાશીલ પરમેશ્વરે નિર્માણ કર્યાં છે." પાખંડ આનાથી જુદું કેવુ હોઈ શકે?

બેશક આવી જાતના અહંકારથી અને પાખંડથી મુક્ત રહેવું જોઈએ અને કોઈ પણ ઉપયોગી અથવા નીતિશુદ્ધ કામ કરવા માટે વેતન લેવામાં હીણપત ન માનતાં એવાં કામ વેતન લઈને કરવાં એને લોકશિક્ષણનો એક અચૂક ઉપાય ગણવો જોઈએ.

તે જ પ્રમાણે જે કામો આપણે બીજાઓ માટે વેતન લઈને ન કરવાં જોઈએ તે કામો આપણે વેતન આપીને બીજાઓ પાસેથી કરવાનો આગ્રહ પણ ન રાખવો જોઈએ તેમ કરવુ એ બીજાને ગુલામ ગણ્યા બરાબર છે. સમાજના જે વિશિષ્ટ વર્ગનો હુ ઘટક છુ તે વર્ગ જો આના કામ બીજાઓ પાસે કરાવતો હોય, તો એ અન્યાય અથવા ખાસ કરીને અપમાન ધોઈ કાઢવા માટે હુ જ એ કામો માગ વર્ગના લોકો માટે કરુ એ ઉચિત છે, અને તેમ કરતી વખતે તેમની પાસેથી વેતન લેવામા પણ કશી હરકત નથી દાખલા તરીકે, ભગીઓને પોતાનુ કામ જે ઘૃણાસ્પદ અને ગંદવાડવાળી રીતે કરવુ પડે છે, એ રીતે તે કરવુ એ માણસાઈને ન શોભે તેવુ, એટલે જ નિષેધ કરવા યોગ્ય છે ભગીઓ એ કામ કરવાને માટે તૈયાર થાય છે એ જેટલુ અનુચિત છે, તેટલુ જ આપણે તેમની પાસેથી તે કરાવીએ છીએ એ પણ અનુચિત છે તેઓ તે કરવાને તૈયાર હોય તોય આપણે તે તેમને ન કરવા દેવુ જોઈએ એ કામ કરવાની પદ્ધતિમાથી ગદાપણું કાઢી નાખવુ શક્ય અને જરૂરનુ છે તેમાનુ ગદાપણુ જો જતુ રહે, તો તેનુ નિદ્યપણુ પણ દૂર થશે એવો સુધારો થાય તેટલા માટે, અને તે થાય ત્યા સુધી, આપણે જ તે કામ કરવુ જોઈએ અને તે માટે સ્વકીયો પાસેથી વેતન પણ લેવુ, એમા અનુચિત કશુ નથી

**વેતનની મર્યાદાઓ** સેવકને આશ્રય આપનારી સસ્થા આર્થિક દૃષ્ટિથી સધ્ધર હોય તો સેવકે તેની પાસેથી વેતન લેવુ જોઈએ, એવી વાત અત્યાર સુધીના વિવેચન પરથી સ્પષ્ટ થઈ આ વેતન કેટલુ હોય એ સવાલ બાકી રહે છે એ બાબતમા નીચે આપેલા કેટલાક સામાન્ય નિયમો જ કેવળ સૂચવી શકાય તેમ છે —

૧ સેવકની જરૂરિયાતો સાદી અને ઓછી ખર્ચાળ હોવી જોઈએ, પરંતુ જે કરકસર કરવા જતા કાર્યશક્તિ પર માઠી અસર થાય, તે કરકસર ખોટી કરકસર સમજવી તે જ પ્રમાણે કાર્યશક્તિ ટકાવવાની

ને વધારવાની દૃષ્ટિથી આવશ્યક અથવા ઇષ્ટ જણાય એવી સુખસગવડો પણ પોતાની આસપાસના લોકોને સહભાગી બનાવીને જ ભોગવવાનું સેવકને શોભશે

૨ પોતાના કુટુંબીજનોની, એટલે પોતા પર આધાર રાખનારાઓની, રહેણીનું ધોરણ પણ પોતાના વ્યવસાયને શોભે એવું જ રાખવાનો તેનો પ્રયત્ન અને આગ્રહ હોવા જોઈએ કુટુંબીઓને તેણે લાડ ન લડાવવા જોઈએ, તેની સાથે જ ઘરમાં અપ્રસન્નતાનું વાતાવરણ ન જામે અને ગૃહક્લેશ પેદા ન થાય તે માટે પણ તેણે કાળજી રાખવી જોઈએ તેની પોતાની સેવાવૃત્તિ અને સાદી રહેણી સાચી અને ઉદાર હોય અને ત્યાગની બાબતમાં 'પહેલા જાતે કર્યું અને પછી બીજાને કહ્યું' એવી નીતિ તે રાખે, તો તેના આચરણની તેના કુટુંબીજનો પર પણ સારી અસર ઊપજ્યા વિના નહીં રહે

સેવકે પોતાના કુટુંબીજનોને પણ સ્વાવલંબી એટલે ઉદ્યમી બનાવવાની દૃષ્ટિ રાખવી જોઈએ સ્વાવલંબન એટલે એકલવાયાપણું કે બીજાથી અલગ રહેવાપણું નથી, પોતાને ભાગે આવતી જવાબદારી માથે લેનારું પરસ્પરાવલંબન એ જ સાચું સ્વાવલંબન છે કુટુંબના બધા માણસોએ સ્વાવલંબી થવા માટે સ્વતંત્ર ધંધા અને સ્વતંત્ર કમાણી કરવાની અથવા સ્વતંત્ર હિસાબ રાખવાની જરૂર નથી ખેડૂત, વણકર કુંભાર વગેરેની સ્ત્રીઓ, વિધવાઓ, તેમ જ આઠદસ વરસના છોકરા પણ પોતપોતાની રીતે સ્વાવલંબી — આર્થિક સ્વાતંત્ર્યવાળાં જ હોય છે

૩ સેવકે પોતાના કુટુંબીજનોની એટલે કે આશ્રિતોની સંખ્યા નાહક વધારવાની ભાંજગડમાં પડવું નહીં, સહજપ્રાપ્ત એટલે કે ઔરસ સંબંધને લીધે તેમ જ સમાજની રૂઢ પ્રણાલિકાને અનુસરીને જેટલા આશ્રિતો મળ્યા હોય એટલાથી જ સંતોષ માનવો મિત્રો, આપત્તિમાં સપડાયેલા લોકો, 'માનેલા' ભાઈઓ કે બહેનો અને દત્તક છોકરા

ોનો નાદન બોજો વધારવો નહી, પરણ આખા સમાજને જ તેણે
ાના મિત્ર, ભાડુઓ કે છોરુઓ તરીકે ગણવાનો છે

૪ જિંદગીનો વીમો ઉતરાવવો એ દ્રવ્યસગ્રહનો તેમ જ વારસો
ણી આપવાનો એક પ્રકાર છે સેવકની જિંદગીનો વીમો તેણે
ે કે તેને માટે તેની સસ્થાએ ઉતરાવવાની જરૂર નથી વીમાની
ક જ સેવકને 'પેન્શન'ની પણ જરૂર નથી ઘડપણમા મરી શકાય
ા કામો કઈ ઓછા નથી તેમાથી જે પોતાને અનુકૂળ આવે તે
ા સેવકે કરવા તદ્દન કામ ન કરી શકે એવા સેવકનુ ભરણપોષણ
સ્થાએ, તેના સગાવહાલાંઓએ અથવા સરકારે કરવુ જોઈએ

સેવકને માટે પ્રૉવિડટ ફડની જોગવાઈ અમુક મર્યાદા સુધી કરવી
 છે, અથવા કહો કે અયોગ્ય ન ગણાય પ્રૉવિડટ ફડ લગ્ન, ઘર બાધવુ
રે જેવા વિશેષ ખર્ચના કામો માટે અથવા માદગી જેવા આકસ્મિક
ે આવી પડનારા ખર્ચ માટે ઉપયોગી થાય છે

૫ સેવકે પોતાની ગરજ પૂરતુ જ વેતન લેવુ આમાથી એ
લિત થાય છે કે પોતાના વેતનમાથી તેણે બીજા માર્ગો પર — દા ત
રખા સઘ પાસેથી મળતા વેતનમાથી હરિજનસેવાના કાર્ય પર અથવા
થી ઊલટુ — ખર્ચ કરવાનો અવ્યાપારેષુ વ્યાપાર ન કરવો
ગિવ अटु सीज़र वॉट इज़ सीज़र्स એ ન્યાયે જેનું તેને જ આપી
ુ એ ઉચિત છે તેથી તેની પાસે જો કઈ સચય થાય તો તે તેણે
ોતાને પોષનારી સસ્થાને જ પાછો આપી દેવો

૬ સેવકે વેતન ઉપરાત બીજી કશી અથવા નિયમબાહ્ય પ્રાપ્તિની
 સુખસગવડોની અપેક્ષા ન રાખવી કોઈ પણ કારણે કશી બીજી
ાપ્તિ થાય તો તે તેણે સસ્થાને આપી દેવી જોઈએ

૭ તેની સાથે જ વેતનની મર્યાદા નક્કી કરતી વખતે સેવકે
બહુ જ કસીને કે વધારે પડતી ચીકણાશથી તે નક્કી ન કરવી જોઈએ,
પણ પોતાની ઓછામા ઓછી ગરજ કરતા થોડો વધારે પગાર જ
તેણે લેવો જેમ લખવાના કાગળમા થોડો હાંસિયો, ઘરની આસપાસ થોડી

ખુલ્લી જગ્યા, દિનચર્યાના સમયપત્રકમાં નવરાશનો થોડો વખત, મિત ભોજન પછી પણ 'મુખશુદ્ધિ', એ બધાં આવશ્યક હોય છે; તેમ સેવકના વેતનમાં પણ થોડા ઘણા વધારાના ખર્ચ માટે અવકાશ હોવો જોઈએ. સેવકને પણ કોઈ અનપેક્ષિત ખર્ચ કરવો પડે છે; તેણે ન કલ્પેલી જવાબદારીઓ તેને આવીને વળગે છે. કોઈ ચીજ ખોવાઈ જવી, ખોટા કે બનાવટી સિક્કા ગળે વળગવા, માંદગી, મહેમાન વગેરે જેવી અનેક બાબતો હોય છે. એ બધાને માટે અગાઉથી જોગવાઈ કરી રાખવામાં જ ડહાપણ છે. પણ એ ઉપરાંત, તૃપ્તિ કે સંતોષ એ પણ સેવકના પોતાના તેમ જ તેની આસપાસના લોકોના સુખની અને કાર્યક્ષમતાની દૃષ્ટિથી ઘણી મહત્ત્વની વસ્તુ છે.

**भिक्षासंप्रदाय :** અહીં સુધી સેવકના વેતનનો વિચાર થયો. પણ જ્યાં સંસ્થાનો આધાર ન હોય, સંસ્થાની શક્તિ ન હોય અથવા સંસ્થાની એવી રીતિ ન હોય, ત્યાં સેવકના નિર્વાહનું શું ? આ સવાલનો સામાન્ય જવાબ અમે આપી દીધો જ છે. હવે આને અંગે એક પરંપરાગત અને પ્રતિષ્ઠાવાળા સંપ્રદાયનો અહીં વિચાર કરવાનો છે. એ સંપ્રદાય તે ભિક્ષાનો સંપ્રદાય. સમર્થ રામદાસ કહે છે :

*ब्राह्मणास मुख्य दीक्षा । मागितली पाहिजे भिक्षा ।*
*ओम् भवति या पक्षा । रक्षिलें पाहिजे ॥*

(બ્રાહ્મણની મુખ્ય દીક્ષા ભિક્ષા માગવાની છે. ओम् भवति भिक्षा देहि બાઈ, મને ભિક્ષા આપો એ પ્રથા ચાલુ રાખવી જોઈએ.)

ભિક્ષા એક ઉદાત્ત અને પવિત્ર સંપ્રદાય છે. બધા ધર્મોએ તેને માન્યતા આપેલી છે, અને તેની ભલામણ કરેલી છે. સાધુ, ફકીર, ભિક્ષુ, બ્રહ્મચારી, સંન્યાસી, શંકરાચાર્ય, રામદાસી, ગોસાંઈ વગેરે કેટલાય પંથોને ભિક્ષાહાર કરવાની શાસ્ત્રોમાં આજ્ઞા કરેલી છે. ખરેખર, ભિક્ષાન્ન પવિત્ર છે અને તેનું સેવન કરનારા ધન્ય છે; કારણ ભિક્ષામાં સમાજશરણતા, નિર્ભયતા, નમ્રતા, અસ્પર્ધા, અપરિગ્રહ, નિઃસ્પૃહતા,

સમતા, સુલભના, સમાધાન, સ્વતંત્રતા, વગેરે અનેક વિશેષણીય વસ્તુઓ છે. તેમનો આપણે વિચાર કરીએ.

(૧) સમાજશરણતા : જનતાની સાથે તદ્રૂપ થવાનો ભિક્ષા જેવો બીજો માર્ગ નથી. જનતા આપણી માતા છે; તે જે કંઈ આપે તે જ ખાઈને રહીશું; એ કલ્પના ઘણી સુંદર અને આકર્ષક છે.

(૨) સમતા : ભિક્ષામાં સમતા રહેલી છે; કારણ દરેક જણ પાસેથી મુઠ્ઠી કે ખોબો અનાજ જ લેવાનું છે. રાજા અને રંકને ભિક્ષા માગનારો એક જ સપાટીએ લાવી મૂકે છે. રાજા લાખ રૂપિયા આપવા તૈયાર થાય તોયે તે સ્વીકારશે નહીં, પણ મુઠ્ઠી અનાજ માત્ર લેશે. ગરીબને ત્યાંથી મુઠ્ઠી અનાજ પણ એટલી જ કૃતજ્ઞતાથી લેશે.

(૩) નિ:સ્પૃહતા : ફંડ કે ફાળો ભેગો કરનારા કાર્યકર્તાઓને ઘણી વાર મોટાઓની મરજી સાચવીને કામો કરવાં પડે છે. અનેક મધ્યસ્થોની દરમિયાનગીરીથી પૈસાદારોને બારણે જોડા ઘસીને, તેઓ કહે તે શરતો સ્વીકારીને, સંસ્થાને તેમનું નામ આપીને, સંસ્થામાં તેમનું ચિત્ર મૂકીને, તેમની સખાવતની તખતી મૂકીને, અનેક રીતે તેમની ખુશામત કરીને ફાળો ભેગો કરવો પડે છે. તેમનાં હિતોને બાધ આવે એવું કશું કરી શકાતું નથી. પણ ભિક્ષામા કોઈના પણ ઓશિયાળા રહેવાની જરૂર નથી હોતી; કોઈની દરમિયાનગીરી ન જોઈએ કે કોઈના ભલામણપત્રો ન જોઈએ.

(૪) સ્વતન્ત્રતા સંસ્થાના નિધિમાંથી વેતન લેવાનું હોય છે ત્યારે સેવકને કોઈ વજનદાર આગેવાનના આધાર પર રહેવાની ટેવ પડે છે. એ આગેવાન ગુજરી જાય એટલે કાર્યકર્તાઓ અનાથ બને છે. પણ ભિક્ષાહારીને કોઈના આધારની જરૂર પડતી નથી. તે હમેશ સ્વયંપૂર્ણ હોય છે.

(૫) ગ્રામપ્રદક્ષિણા ભિક્ષાને કારણે ગ્રામપ્રદક્ષિણા (આખા ગામમાં ફરવાનું) થાય છે અને લોકોની સાથે પરિચય થઈ, અવલોકન ખબર અંતર પૂછવાનું, વગેરે અનાયાસે બને છે. આ લાભ પણ સેવકને

દષ્ટિથી મહત્ત્વનો છે. સમર્થ રામદાસ કહે છે, भिक्षामिषें लहानथोरें। परिक्षूनि सोडावीं ॥ – ભિક્ષાને નિમિત્તે નાનાંમોટાં બધાંની ચકાસણી કરી લેવી.

(૬) *અસ્પર્ધા :* પંણ ભિક્ષાની મુખ્ય ખૂબી તે અસ્પર્ધા છે. ભિક્ષા માગનારો કોઈની સાથે સ્પર્ધા કરવાની ઇચ્છા રાખતો નથી. તે પોતાની સ્વતંત્ર મિલકત જરાય ભેગી કરતો નથી. બીજા લોકો જે કંઈ પોતાની મિલકત તરીકે પોતાના કબજામાં રાખે છે તેમાંથી, તેમની મરજીમાં આવે તો, દરેક જણ એક એક મુઠ્ઠી અને બધાં મળી ભિક્ષા માગનારના પેટપૂરતું આપે એવી તે યાચના કરે છે; જબરદસ્તી કરતો નથી. આવી રીતે દાતાએ સ્વેચ્છાથી, ખુશીથી, કોઈ પણ જાતની રીહ ન પડવા દેતાં આપેલું ભિક્ષાન્ન એ મહેનત-મજૂરી કરીને 'કમાયેલા' અન્ન કરતાં વધુ પવિત્ર છે;' કારણ 'કમાવું' એટલે પણ કંઈક અંશે હરણ કરવું જ છે.

ચાતુર્વર્ણ્ય વ્યવસ્થામાં બ્રાહ્મણનો આદર્શ નિ.સ્વાર્થ સમાજસેવાનો હતો. તેથી જ સ્મૃતિકારોએ તેને માટે ભિક્ષા અને ઉંછ – ખેડુત ખેતરમાંથી પાક લઈ જાય પછી ખેતરમાં જે દાણા વગેરે પડેલું હોય તે વીણી લઈને તે પર ગુજરાન ચલાવવું – એ બે ગુજરાન ચલાવવાનાં સાધન કહેલાં છે. બન્નેમાં કોઈના પણ હિતસંબંધમાં આડે ન આવવું એ લક્ષણ સમાન છે.

ભિક્ષામાં આ બધા ગુણો હોય તોપણ તેમાં કેટલાક દોષો અને મુશ્કેલીઓ પણ છે:

(૧) ભિક્ષાદાનમાં વિવેક બહુ ઓછો હોય છે "બારણે આવ્યો જ છે તો આપો એક મુઠ્ઠી અનાજ અને રસ્તે પાડો," એટલી જ દષ્ટિ ભિક્ષા આપનારની હોય છે. તેથી ભિક્ષા આપવામાં આસ્થા રહેતી નથી, અને અપાત્રે દાન જ બહુ મોટા પ્રમાણમાં થાય છે ભિક્ષાદાનમાં સંગઠન નિર્માણ થાય અને ગામના આગેવાન

અને ગામલોકો તેને જ ભિક્ષા આપે એમ નક્કી કરવામાં આવે તો અપાત્રે ભિક્ષાદાન થવાનું જોખમ ટળે ખરું; પણ એમ થતાં ભિક્ષામાં રહેલી સ્વાધીનતા અને સ્વતંત્રતા લોપ પામે અને પરવાના આપવામાં પક્ષપાત અને લાગવગ ચાલુ થવાનું જોખમ ઊભું થાય.

(૨) થોડા જ ભાડાની બધી કમાણી ખાઈ જાય છે. મુફીઅર અનાજ ભેગું કરવામાં જ સેવકની ઘણી શક્તિ વપરાઈ જાય છે, અને તે ઉપરાંત ભિક્ષામાં મળેલ વસ્તુઓ રાંધવા પાછળ પણ સમય અને શક્તિ આપવી પડે છે. રાંધેલા ખોરાકની ભિક્ષા લેવા જતાં તે માટે યોગ્ય સમય સાચવવો પડે છે અને ખોરાકમાં ખાદ્ય અને અખાદ્ય વસ્તુઓ અંગેના નિયમ પાળવાનું મુશ્કેલ બને છે.

(૩) ભિક્ષાથી બધી જરૂરિયાતો સંતોષાતી નથી: ભિક્ષા માગનારની બધી જ શારીરિક જરૂરિયાતો ભિક્ષા વડે સંતોષાવી લગભગ અશક્ય હોય છે. સમતોલ આહાર માટે જોઈતી વિવિધ ખાદ્ય વસ્તુઓ જોઈએ તેટલા પ્રમાણમાં એની ઝોળીમાં પડે એ શક્ય નથી હોતું. અને એ ઉપરાંત કપડાં, લેખનસામગ્રી, દીવાબત્તી અને રહેઠાણ એ બધાંની જોગવાઈ ભિક્ષા વડે શી રીતે થઈ શકે?

**वार प्रमाणे जुदे जुदे घेर जमवानी जोगवाई**: આવાડિયાના સાત વાર પ્રમાણે જુદા જુદા ગૃહસ્થોને ત્યાં જમવા જવું, એ ભિક્ષાનો જ એક વિશેષ પ્રકાર છે. અને ઉપર જણાવેલા ગુણદોષ ઓછાંવત્તા તેમાંય હોય છે. સેવક બેમાંથી ગમે તે પ્રકાર સ્વીકારવાનું નક્કી કરે, તો તેના દોષોની બાબતમાં તેણે જાગ્રત રહેવું જોઈએ.

**फुरसदनो धंधो**: ખડા સેવકનો પણ બધો જ વખત અથવા બધી જ શક્તિ જાહેરકામમાં વપરાય છે એવું નથી હોતું. તેથી નવરાશના સમયનો સદુપયોગ તે કોઈ પણ ઉત્પાદક કામ કરીને કરે એ ઇષ્ટ છે. આ ઉદ્યોગમાંથી જે કમાણી થાય તેટલા પ્રમાણમાં સેવકનો સમાજ પરનો ભાર હળવો થશે. અલબત્ત આ ઉદ્યોગ સ્વાધીન અને વિશેષ પસારા વગરનો, ગમે ત્યારે કરી શકાય ને ગમે ત્યારે સંકેલી

લેવાય એવો જ હોવો જોઈએ. સૂતર કાંતવું, રૂ પીંજવું, બટન બનાવવાં, કપડાં સીવવાં, ઇત્યાદિ કામો સેવક પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે કરી શકે. નેતરકામ, મુદ્રણ, ઘડિયાળનું સમારકામ, નાડીઓ અને ફાનસ માટેની દિવેટો વણવી, દોરી વણવી, જાળ વણવી, વગેરે જેવા બીજા પણ કેટલાક ઉદ્યોગો સૂચવી શકાય. સેવક વિદ્વાન હોય તો પ્રગતિશીલ સાહિત્ય પણ નિર્માણ કરી શકે. જાહેર સેવાના કાર્યનો પોતા પર પહેલો હક માની તેમાંથી બાકી રહેતા વખતમાં સેવક નિર્દોષ ઉદ્યોગ દ્વારા થોડી પણ કમાણી કરે એ ઉચિત જ છે.

આવા એક કે વધારે હુન્નરમાં સેવક આવડત કેળવી રાખે એ ઘણું જ ઇષ્ટ છે. તેમને આધારે વખત આવ્યે સ્વાવલંબી થવાનો આત્મવિશ્વાસ તેનામાં જોઈએ. કારણ તેની સેવાની સમાજને મુદ્દલ આવશ્યકતા ન હોય એવી સ્થિતિ થોડા સમય માટે અથવા સેવક જો અનેકવિધ આવડતવાળો ન હોય તો કાયમની પણ પેદા થાય એવો સંભવ રહે છે. એવે વખતે સેવક આવા હુન્નરોનો આશ્રય લઈ શકશે, તેની અસહાય સ્થિતિ નહીં બને, અથવા "રિકામા ન્હાવો ભિતીલા નુવડપા લાવી"–નવરો બેઠો નખોદ વાળે–એ ન્યાયે ગમે તેવાં સારાં નરસાં કામ ઊભાં કરવાનો મોહ તેને નહીં થાય. હું ગમે ત્યારે સ્વાવલંબી થઈ શકું, એ જાતનો આત્મવિશ્વાસ હોય એ સેવકને માટે હમેશ લાભદાયક હોય છે.

**સેવક અને દેવું :** સેવકે પોતાની આર્થિક મર્યાદા ધ્યાનમાં રાખી ફૂટી પણ દેવું કરવું નહીં. દેવાને કારણે માણસ બંધાઈ જાય છે, અને દેવું ચૂકવવા માટે તેને સેવાકાર્ય છોડી દેવું પડે છે. સેવક જાહેર કામમાં જેમ જેમ રૂઢ થાય છે, તેમ તેમ ખાનગી ધંધો કરીને પૈસા કમાવાની તેની શક્તિ ઘટતી જાય છે, અને તેથી સેવાકાર્ય છોડી દઈને પણ દેવું ચૂકવવાનું તેને માટે મુશ્કેલ બને છે. તેથી સેવકે વખતસર ચેતીને કોઈ પણ કારણસર દેવું ન કરવાની સાવધાની રાખવી. બીજાને માટે જામીન રહેવું એ પણ એક રીતે વાયદાચિઠ્ઠી લખી

આપવા જેવું જ છે. જાતમુચરકો આપવો – જાતને માટે જ જામીન રહેવું – એ પણ સેવકને માટે શક્ય નથી હોતું; કારણ વચન પાળવાનો તે પોતાનાથી બધો પ્રયત્ન કરશે, વચનભંગ કરવાની તેને લગીરે ઇચ્છા નહીં હોય, પણ નિરુપાય થઈને તેનાથી વચનભંગ થાય તો દેવતા સળગાવી તેમાં બળી મરીશ એમ કહેવું એ દ્રવ્યદંડ આપીશ એમ કહેવા કરતાં સેવકને વધારે શોભશે. અહીં સુધી આપણે સેવાશીલ ધંધાદારીઓનો – ખડા સેવકોનો – વિચાર કર્યો.

સ્વયંસેવક : સ્વયંસેવક એ સંસારી અથવા બેઠો સેવક અને ખડો સેવક એ બે વચ્ચેનું એક જાતનું સમાધાન છે. બીજાં બધાં સમાધાનોની જેમ સ્વયંસેવકમાં પણ બન્ને પક્ષના જેમ ગુણ કેળવી શકાય છે, તેમ બન્ને તરફના દોષ આવવાનો પણ સંભવ હોય છે. આ પદ્ધતિનો મુખ્ય ગુણ એ કે, સ્વયંસેવકો ખાનગી ધંધો કરીને પોતાની સવડ પ્રમાણે જાહેર કામ કરનારા હોવાથી તેમના ગુજરાનનો સવાલ ઊભો થતો નથી, અને ગુજરાનના સવાલમાંથી જે અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે તે અનાયાસે ટળી જાય છે. પોતાનું નિઃસ્પૃહપણું અને સારાસારવિવેક બુદ્ધિ સાબૂત રાખવી એ સ્વયંસેવકને માટે પગારદાર સેવક કરતાં સહેલું હોય છે.

બીજી બાજુએ, ખાનગી ધંધો અને જાહેર કામ બન્ને સાચવવાં ઘણી વાર મુશ્કેલ હોય છે; અને એકને ભોગે બીજું કરવું પડે છે. બે શેઠની નોકરી કરવા જતાં કોઈ પણ એકની અવગણના થવાનો સંભવ હોય છે અને જે શેઠ પાસેથી પ્રાપ્તિ થાય છે તેના તરફ જ સ્વયંસેવક પરિણામે ખેંચાવાનો અને સેવાકાર્યની ઉપેક્ષા થવાનો જ વધારે સંભવ હોય છે. તેની જ રીતે થોડી મહેનત વડે અથવા થોડા સમયમાં સારી પેઠે કમાણી કરી લઈને પોતાની શક્તિનો અને સમયનો મોટો ભાગ સેવાકાર્યને જ આપી શકે એવા ભાગ્યશાળી માણસો ઓછા જ હોવાના.

બીજું એક જોખમ એ છે કે, આ પ્રકારમાં ગૃહસંસાર અને સેવાકાર્ય એ બે એકબીજાથી ભિન્ન જ નહીં પણ વિરોધી અને

જુદા જુદા નીતિનિયમોથી નિયત્રિત થયેલા એવા બે નોખા જીવન વિભાગ બનવાનો સભવ હોય છે ખરુ જોતા, ગૃહસસાર પણ સેવાની ભાવનાથી જ ચલાવવો જોઈએ, એ જો એવી રીતે ચલાવવામા આવે તો ખાસ સેવા જેવી કોઈ નોખી વસ્તુ કરવાની આવશ્યકતા કે જવાબદારી રહેતી જ નથી, એ આપણે શરૂઆતમાં જોયુ છે પણુ કાર્યકર્તાના સમયપત્રકમા ગૃહસસાર અને સેવાકાર્ય એ બે સ્વતત્ર વિષયો દાખલ થાય એટલે સેવાને વખત મળે એ ઉદાત્ત હેતુથી જ સ્વયસેવક એવી ઇચ્છા સેવતો થવાનો કે, ગૃહસસારનો ખાડો બને તેટલી ઓછી મહેનતથી પુરાય તો સારુ, અને એમ થતા તે ખાડો પૂરવા માટે સારા નરસા માર્ગોનુ અવલબન કરવાનો પણ એને મોહ થવાનો તે એમ માનતો થવાનો કે, સેવાકાર્યના નીતિનિયમો અને ધંધાના નીતિનિયમો જુદા જ હોય, તેમ જ ખાનગી જીવનના જુદા અને જાહેર જીવનના જુદા તે ઉપરાત, ધંધામા કરેલા પાપો સેવાકાર્યના પુણ્યથી ધોવાઈ જશે એવા માની લીધેલા આશ્વાસનને લીધે સ્વયસેવક પોતાના ખાનગી ધંધામાં કે જીવનમા નીતિબંધનો પાળવા વિષે બેપરવા થવાનો સભવ હોય છે

આ બધાં જોખમો ટાળીને, એટલે કે કમાણીનો ધંધો પણ નિર્દોષપણે ચલાવીને, બાકી રહેતા સમયમા થઈ શકે તેટલું જ થોડુંઘણું સેવાકાર્ય કરવાની પદ્ધતિ વધારે સલામત અને સ્તુત્ય છે જાહેર કાર્યને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હોય એવા સેવકોની જરૂર તો છે જ, પણ તેમની સખ્યા મર્યાદિત રહેવાની અને મર્યાદિત રહે એ જ ઇષ્ટ છે પણ તેમની સાથે પોતાને મળતા નવરાશના સમયમાં કોઈ પણ બદલો કે વેતન વિના સહકાર કરનારા ઘણા સ્વયંસેવકો હોય, એ

# ૧૦
# વિવિધ પ્રશ્નો

૧. સંઘનિષ્ઠા — સેવકને પોતાનું ઇષ્ટકાર્ય સાધવા માટે અનેક લોકોની મદદની તથા સહકારની જરૂર હોય છે. તેને સહકારીઓ અથવા જોડીદારો શોધવા ને જોડવા પડે છે. કાર્ય એ જ સેવકનો સંસાર અને સહકારીઓ એ જ એના બિરાદરો. સંઘ એ સેવકનો આધાર છે. અને કોઈ પણ સંઘટના મજબૂત અને કાર્યક્ષમ અને તે માટે તેના ઘટક સેવકોમાં સંઘ-ભાવના, સંઘ-નિષ્ઠા અને સંઘ-શરણતા હોવી જોઈએ.

સેવકને પોતાના સહકારીઓ વિષે આત્મીયતા લાગવી જોઈએ; તેમની સાથેના સંબંધમાં ઉપરીપણાની, અધિકારની, અથવા અભિમાનની લાગણી ન હોવી જોઈએ. હું ઉપરી અને બીજા મારી નીચેના, હું માર્ગદર્શક અને તેઓ મારા અનુયાયીઓ, હું તેમનો તેમ જ તેમના કાર્યનો આધાર છું, એવી જાતનો અહંકાર સેવકમાં હોય એ ન ચાલે. ગમે તેટલો મોટો કાર્યકર્તા હોય તોય તે સંઘના આધારને અભાવે નિર્બલ અને પંગુ છે. તે સંઘનો મુખ્ય કાર્યકર્તા હોય, સંઘરૂપી વૃક્ષનું થડ હોય, તોપણ શાખા અને પલ્લવ વિના થડનું કશું મહત્ત્વ નથી.

તે સંઘનો આગેવાન, પ્રમુખ, વ્યવસ્થાપક કે ગમે તેવો અધિકારી હોય તોપણ અધિકાર એટલે સત્તા કે પ્રભુતા નથી. 'અધિકાર'નો મૂળ અર્થ જ 'ફરજ' છે, એ તેણે યાદ રાખવું જોઈએ. આગેવાન એટલે સેવકોનોયે સેવક. આગેવાને સેવકોની શંકાઓ, ગેરસમજણો, ભૂલો, મુશ્કેલીઓ વગેરેનો આસ્થાપૂર્વક અને નમ્રતાપૂર્વક વિચાર કરવો જોઈએ. માતા જેમ પોતાનાં બાળકોની કાળજી રાખે તેવી જ રીતે મોટા સેવકે નાના સેવકોની કાળજી લેવી જોઈએ

આગેવાન એ મધ્યવર્તી કાર્યકર્તા છે. તેને બધી બાજુનો વિચાર કરવો પડે છે. તેની નીચેના દરેકજાના કાર્યકર્તાઓ પોતપોતાને ભાગે આવેલા કાર્ય પૂરતું કે ક્ષેત્ર પૂરતું જોઈ લે તો બસ છે. આગેવાનનું એટલાથી ન ચાલે. તેને બધી બાજુઓ પર, આગળ પાછળ, અને ચારેકોર નજર રાખવી પડે છે. તેથી તે વ્યાપક દૃષ્ટિથી જે કાર્યનીતિ નક્કી કરે ને તે નીતિને અનુસરીને પોતાના નીચેના કાર્યકર્તાઓને હુકમ આપે, તેનું પેલા લોકો વિના વિલંબે પાલન કરે એ આવશ્યક છે. એ હુકમ નીતિથી વિરુદ્ધ છે એમ જો તેમને લાગે તો વાત જુદી: કોઈ મિસ્ત્રી જ્યારે કેટલાક સુથારોને સાથે લઈને એકાદ વસ્તુ બનાવે છે, ત્યારે તે (મિસ્ત્રી) કહે તે માપના અને આકારના જુદાજુદા ભાગો દરેક સુથારને બનાવવા પડે છે; આ માપ કે આકાર આવો જ શું કામ જોઈએ, આમ કેમ નહીં, એ બાબત ચર્ચા કે દલીલ કરવા બેસે તે ચાલતું નથી. એવો જ સંબંધ કેટલેક અંશે સંઘે કરવાનાં કામમાં નાયક અને સંઘના બીજા સદસ્યો વચ્ચે હોય છે. વિગતની બાબતમાં દર વખતે મદદનીશોને સમજાવતા બેસવું એ તે જ વખતે શક્ય હોતું નથી અને જરૂરનું પણ નથી હોતું. સવડ પ્રમાણે મદદનીશોને પણ કામની સંપૂર્ણ યોજના અને તેને માટે યોજેલાં વિગતવાર કાર્યક્રમની સયુક્તિકતા બન્ને સમજાવવામાં આવે એ ઇષ્ટ જ છે. એ જ પ્રમાણે કોઈ પણ કારણે નાના તેમ જ મોટા કાર્યકર્તાઓ વચ્ચેની બંધુભાવનાને આંચ ન આવવી જોઈએ.

સંઘના કાર્યકર્તાઓમાં આજ્ઞાધારકતાનો ગુણ હોય એ બહુ મહત્ત્વનું છે. આજ્ઞાધારકતાનો અર્થ એ કે, પોતે માથે લીધેલી કે પોતાને સોંપવામાં આવેલી કામગીરી વગરચૂક્યે, દક્ષતાથી અને નિશ્ચિતપણે પાર પાડવાની અને તેટલી બાબતમાં આગેવાનને નચિંત બનાવવાની તૈયારી અને આવડત. કોઈ પણ મહાન અને વિશાળ કાર્ય ઊભું કરીને પાર પાડવું હોય તો તે માટે એ કાર્યની ઇમારતનો દરેક થાંભલો મજબૂત અને દૃઢ હોવો જોઈએ. દરેક કાર્યકર્તા આવો એક

એક થાંભલો જ છે. એક થાંભલો હાલવા માંડે કે ખસી પડે તો આખું મકાન હાલ્યા વિના, કાર્યની પ્રગતિ કુંઠિત થયા વિના, રહે નહીં. ઘડિયાળનો નાનો સરખો સ્ક્રૂ પણ જો પોતાની જગ્યાએથી ખસી જાય તો તે બંધ પડે છે. એટલા માટે પોતાને ભાગે ગમે તેવું નજીવું કામ આવ્યું છે એમ લાગે તોય સેવકે આખું કામ પાર પડે તે માટે એ નજીવું કામ પણ બહુ જ અગત્યનું છે એ ઓળખીને પોતાની કામગીરી બરાબર, વગરચૂકે પાર પાડવા માટે તનતોડ મહેનત કરવી જોઈએ.

સેવકોમાં એકબીજા વિષે વિશ્વાસ, આદર અને લાગણી હોવાં જોઈએ; એકબીજાના સદ્દહેતુ વિષે અને કળકળ વિષે ખાતરી હોવી જોઈએ. તે માટે સંઘમાંથી કોને કાઢી મૂકવો તે પણ સંઘનાં બધાં ઘટકોની સંમતિથી નક્કી થાય એ ઇષ્ટ છે. ભેગા મળીને કામ કરતાં હોય ત્યારે એકબીજા વિષે અવિશ્વાસ, અપ્રીતિ, અનાદર અથવા સ્પર્ધાની ભાવના રાખવી એ પરદેશી સરકારની નોકરીમાં શોભતું કે ચાલતું હોય તોપણ સેવાકાર્ય કરનારા સહકારીઓમાં જરાય ન ચાલે. સેવકોમાં અરસપરસ બંધુભાવ અને આત્મીયતા હોવાં જોઈએ; એકબીજાની મુશ્કેલીને વખતે–પોતાના કામની બાબતમાં જ નહીં પણ અંગત અથવા કૌટુંબિક મુશ્કેલીઓમાં પણ–તેમણે એકબીજાને મદદ કરવી જોઈએ.

સંઘના આશરાને લીધે દરેક સેવકની કાર્યશક્તિ, ઉત્સાહ, જોમ, આત્મવિશ્વાસ, અને નચિંતપણું કે નિર્ધાસ્તપણું વધે છે, તેની સાથે જ તેમનું જવાબદારીનું ભાન પણ વધવું જોઈએ. સંઘના કાર્યની સફળતાનો આધાર મારી દક્ષતા ઉપર છે, સંઘની આબરૂ પણ મારા હાથમાં છે, મારા વર્તન પરથી લોકો આખા સંઘની પ્રારખ કરશે, મારી ભૂલોનું પરિણામ આખા સંઘને અને કાર્યને ભોગવવું પડશે, એવી ભાવના સેવકના પોતાના મનમાં હંમેશ જાગ્રત રહેવી જોઈએ.

આવી ભાવના જ સેવકને અનેક જોખમોમાંથી બચાવશે અને તેની અખંડ પ્રગતિને મદદરૂપ થશે

**સંસ્થાનિષ્ઠા :** ઉપરના વિવેચનમાં સંઘ એટલે અનેક પણ મર્યાદિત વ્યક્તિઓનો સમૂહ એવો સંઘનો અર્થ કરેલો છે. સંઘની ઘટના અને નિયમ મુકરર થાય અને તેમાં સામેલ થઈ શકે એવી વ્યક્તિઓની સંખ્યા અમર્યાદિત અથવા અનિશ્ચિત થાય એટલે તે સંઘ મટી 'સંસ્થા' બની જાય છે. સેવક કોઈ સંસ્થા તરફથી કામ કરતો હોય ત્યારે તેને સંસ્થાનાં ઉદ્દેશ અને કાર્યપદ્ધતિ માન્ય હોવાં જ જોઈએ. કેવળ ગુજરાન ચલાવવા માગતો નોકર સંસ્થાના ઉદ્દેશોની અને કાર્યનીતિ કે ધારાધોરણની ચિકિત્સા કર્યા વિના કેવળ કિંકર – કહ્યું કામ કરનાર – તરીકે કામ કરી શકે તોય સેવકે તો સંસ્થામાં જોડાતા પહેલાં તેની પારખ અને પસંદગી કરવી જોઈએ અને તે કર્યા પછી તેણે સંસ્થા સાથે છેતરપિંડી ન કરવી જોઈએ. સસ્થાના નિયમોનું તેમ જ તેની આજ્ઞાઓનું અક્ષરે અક્ષર જ નહીં પણ તેમાં રહેલા હેતુઓનું પણ પાલન કરવું જોઈએ. જેઓ પોતાની જ નહિ પણ બીજાઓની પણ અંગત માલમિલકતને બહુ જ ચીવટથી સાચવે છે, એવા ઘણા કાર્યકર્તાઓમાં પણ સંસ્થાની કે સાર્વજનિક માલમિલકત, તેનાં નફા નુકસાન, હિત-સંબંધ વગેરેની બાબતમાં નિષ્કાળજીપણું, બેપરવા, બેજવાબદારી જોવામાં આવે છે તે અનુચિત અને નિંદ્ય છે. ખાનગી મિલકત કરતાં પણ સાર્વજનિક મિલકતને સેવકે વધારે ચીવટથી સાચવવી જોઈએ

સેવકે સાચવવી જોઈએ એનો અર્થ બધાએ જ સાચવવી જોઈએ; કારણ બધાએ જ સેવાવૃત્તિ ધારણ કરવાની છે. અમારા આખા વિવેચનમાં સેવકને ઉદ્દેશીને જે વિધિનિષેધ કહેવામાં આવ્યા છે તે જેઓ પોતાને સમાજના સેવક ગણતા હોય તેમને માટે જ, કેવળ બંધનકર્તા છે, અને જેઓ પોતાને સેવક ન કહેવડાવતા હોય તેમને માટે નથી, તેમને ફાવે તેમ વર્તન કરવાની છૂટ છે, એવો આનો અર્થ હરગિજ નથી. સેવકનો ધંધો એ કંઈ સુથાર કે લુહારના ધંધા જેવો

વૈકલ્પિક ધંધો નથી. સેવા એક વૃત્તિ છે અને એ બધાને માટે છે. માણસમાત્ર સેવક છે, અને સેવકની ફરજો માણસમાત્ર માટે છે. જેમ 'ભક્તે કોઈનો મત્સર ન કરવો' એ વાક્યનો બધાએ જ મત્સરનો ત્યાગ કરવો અને ભક્તિભાવ કેળવવો એવો થાય છે, તેવી જ રીતે આ પણ સમજવાનું છે.

**મતભેદ :** કોઈ પણ સંસ્થાના કાર્યકર્તાઓમાં સ્વભાવભેદ, દૃષ્ટિભેદ અને મતભેદ થોડાઘણા પ્રમાણમાં હોય એ અપરિહાર્ય છે. સિદ્ધાંતની બાબતમાં જ્યાં એક મત હોય, ત્યાં વિગતની બાબતમાં મેળ સાધવાની વૃત્તિ સહકારીઓમાં ન હોય તો કોઈ પણ સંસ્થા કે કાર્ય ટકી કે ચાલી ન શકે. બીજાની વિચારસરણી આસ્થાપૂર્વક સમજી લેવા માટે માણસમાં નિરહંકારિતા, નિરાગ્રહતા અને નિખાલસપણું હોવાની જરૂર છે. તે જ પ્રમાણે પોતાના વિચારો બીજાઓને ગળે ઉતારવા માટે પણ યોજકતા અને સહનશીલતાની જરૂર હોય છે. આટલું કર્યાં છતાં જે મતભેદો બાકી રહે તે નભાવી લેવાને માટે સહિષ્ણુતા, ઉદારતા તેમ જ બહુમતીને માન આપવાની ખેલદિલી સેવકમાં હોવી જોઈએ.

**આગેવાન પર વિશ્વાસ :** જેમ રાજાને વિષે શ્રદ્ધા કે નિષ્ઠા હોવી એ રાજનિષ્ઠાનો જ ભાગ છે, તેવી રીતે સંઘના કે સંસ્થાના આગેવાન કે વડા પર વિશ્વાસ હોવો એ સંસ્થાનિષ્ઠાનો જ ભાગ છે. મોટી મોટી સામ્રાજ્યસરકારો પણ વ્યક્તિપ્રધાન હોય છે, તો પછી સંઘ અથવા સંસ્થા અમુક અંશે વ્યક્તિપ્રધાન હોય તો તેમાં નવાઈ પામવાનું કે દુઃખ કરવાનું કારણ નથી. આગેવાનની બુદ્ધિમત્તા, કાળજી, અને કર્તૃત્વશક્તિ અને અનુયાયીઓની તેની સૂચનાઓ ને ઇશારા ઝીલવાની તત્પરતા એ બે પર જ કોઈ પણ સંસ્થાની સફળતાનો મોટો ભાગે આધાર હોય છે. અનુયાયીઓએ આગેવાનની વરણી કાળજીપૂર્વક કરવી; સંસ્થાનો કાર્યક્રમ અને કાર્યપદ્ધતિ બની શકે ત્યાં સુધી બધા સભાસદોના વિચારથી તથા સંમતિથી આંકવાં. છતાં આ બધુ કર્યાં પછી પણ આગેવાન પાસે શેષાધિકાર રહેવાના જ, અને રહેવા પણ જોઈએ.

વિગતની બાબતમાં તેમ જ અનપેક્ષિત સંજોગોમાં અને તાકીદને પ્રસંગે આગેવાનના નિર્ણય અનુયાયીઓએ જરાય આનાકાની વિના સ્વીકારવા જોઈએ.

સંઘના કાર્યની સફળતાનો મોટો આધાર આગેવાનનાં આત્મવિશ્વાસ અને હિંમત પર હોય છે. અને આગેવાનની હિંમત તેના અનુયાયીઓની નિષ્ઠા અને દૃઢતા પર આધાર રાખે છે. એક પણ સેવકનું કામચોરપણું, આજ્ઞાભંગ, અને બંડખોરપણું આગેવાનની હિંમત તોડવા તેમ જ આખા કાર્યને ધક્કો પહોંચાડવા બસ થાય છે.

**तत्त्वनिष्ठा**: સાથે જ એ યાદ રાખવું જોઈએ કે, સંઘ, સંસ્થા, કે નેતા વિષેની નિષ્ઠા એ તત્ત્વનિષ્ઠાની સાથે અવિરોધી હોવી જોઈએ. તત્ત્વ અથવા સિદ્ધાન્ત અને ધ્યેયનો હક સૌથી શ્રેષ્ઠ છે અને સંઘ, સંસ્થા, નેતા, એ બધાં એ સિદ્ધાન્તનો અમલ કરવાનાં સાધનો છે. તેથી આગેવાનનો આદેશ અથવા સંસ્થાની શિસ્ત એ મૂળ ધ્યેયનાં કે નીતિનિયમોનાં વિરોધી હોય તો એ નેતાનો કે સંસ્થાનો ત્યાગ કરવો એ પણ સેવકનું કર્તવ્ય બની જાય છે. એવી રીતે ત્યાગ કરવાને બદલે ઉપરઉપરથી નિષ્ઠા બતાવીને છાનોમાનો દ્રોહ કરવાની રીત આજે પ્રચલિત છે, પણ તે ગર્હણીય છે.

બુદ્ધધર્મીઓનું એક સૂત્ર જાણીતું છે: "धर्मं शरणं गच्छामि; बुद्धं शरणं गच्छामि, संघं शरणं गच्छामि।" — હું ધર્મનું (સિદ્ધાન્તનું) શરણ લઉં છું; બુદ્ધનું (નેતાનું) શરણ લઉં છું, સંઘનું શરણ લઉં છું — આ જ નિયમ સેવકને પણ લાગુ પડે છે.

**चूंटणीओ अने होद्दा**: સેવકે અધિકારનાં કે લાગવગનાં સ્થાનોનો સ્વીકાર કરવો કે નહીં? અથવા તે મેળવવા માટે પ્રયત્ન કરવો કે નહીં?

અધિકારના સ્થાન પરથી લોકસેવા કરવાને વિશેષ તક મળે છે એ દેખીતું છે. દાખલા તરીકે, રાજાના હાથમાં લોકોનું ભલુંબૂરું કરવાની કેટલી બધી સત્તા હોય છે? સેવકને જ જો એ પદ મળે તો તે લોકોની કેટલી બધી સેવા કરી શકે? તો સેવકે રાજગાદીનો સ્વીકાર

કરવો? ગાદી પર આવવાનો પ્રયત્ન કરવો? એવી જ રીતે એ ઉદ્દેશથી તેણે પ્રધાન, વાઈસરૉય, ગવર્નર, કલેક્ટર ઇત્યાદિ થવા માટે સંમતિ આપવી? એ થવાનો પ્રયત્ન કરવો?

ધારાસભાના સભ્ય, સુધરાઈના સભ્ય કે પ્રમુખ, લોકલ બોર્ડના સભ્ય કે પ્રમુખ, ગ્રામપંચાયતના સભ્ય કે સરપંચ, વગેરે ચૂંટણીથી પુરાતી જગ્યાઓ માટે સેવકે પોતાની ઉમેદવારી નોંધાવવી?

સહકારી બૅંકો કે પેઢીઓ, મહાસભા-સમિતિઓ, હિંદુસભા, મુસ્લિમલીગ, ચરખાસંઘ ઇત્યાદિ જેવી બિનસરકારી સંસ્થાની ચૂંટણીઓમાં અધિકારના પદ માટે તેણે ઊભા રહેવું?

સરકાર-નિયુક્ત જગ્યાઓ તેણે સ્વીકારવી? લોકલ બોર્ડ, મ્યુનિસિપાલિટીઓ, અથવા જુદી જુદી સરકારી સમિતિઓ પર સરકાર તરફથી જે નિમણૂકો કરવામાં આવે છે, એવી નિમણૂકની જગ્યા તેણે સ્વીકારવી?

પણ અહીં નિમણૂકો અને ચૂંટણીઓની સંપૂર્ણ યાદી આપવાનો ઉદ્દેશ નથી. આટલી વિસ્તારવાળી યાદી આપવાનો હેતુ પણ એ જ છે કે, નિમણૂકો અને ચૂંટણીઓમાં તત્ત્વતઃ કશો તફાવત નથી; તે જ પ્રમાણે સરકારી, અર્ધસરકારી, બિનસરકારી કે સરકાર-વિરોધી જગ્યાઓમાં જે તફાવત છે તે કેવળ પ્રકારભેદ જ છે, તેમાં તાત્વિક ભેદ કરેલ નથી એ બતાવવા ખાતર જ. ચરખાસંઘ એ જેમ એક સેવાસંસ્થા છે તેવી જ રીતે સરકાર પણ જનતાની સેવા માટે જ છે. સેવાસંસ્થા જો ચલાવવી જ હોય તો કોકે તો તેના અધિકારી બનવુ જ જોઈએ; અને સેવાવૃત્તિવાળા લોકો જ એ અધિકારી બને એ વિશેષ ઇચ્છવા જોગ છે ચરખાસંઘમાં ચૂંટાઈને આવવામાં જો દોષ ન હોય તો સરકારી જગ્યા પર પણ ચૂંટાવામાં કશો દોષ ન હોઈ શકે. તે જ પ્રમાણે નિમણૂક અને ચૂંટણી એ બેમાં પણ તત્ત્વતઃ તફાવત નથી. નિમણૂક થોડા માણસોએ કરવાની હોય છે અને ચૂંટણી કરનારા લોકો મોટી સંખ્યામાં હોય છે, એટલો જ ફરક. નિમણૂકની

કે ચૂંટણીની જગ્યાનો સ્વીકાર કરવો અને તે જગ્યા માટે ઉમેદવાર કરવી એમા પણ અગાઉ સંમતિ આપવી અને પાછળથી આપવી એથી વિશેષ ફરક હોવો જ જોઈએ એવું કશું નથી. ચૂંટણી માટે ઊભા રહેવું એનો અર્થ 'મતદારો બહુમતીથી આજ્ઞા કરે તો કામ કરવા હું તૈયાર છું.' એમ અગાઉથી આશ્વાસન કે ખાતરી આપવી એટલો જ છે.

તેથી સેવકે નિમણુકનો સ્વીકાર કરવામાં અથવા ચૂંટણીમાં ઊભા રહેવામાં તત્ત્વતઃ કશો વાંધો નથી. વિચાર કરવાનો સવાલ એટલો જ કે, જે સંસ્થામાં જગ્યા લેવાની તે સંસ્થાની નીતિ અને કાર્યપદ્ધતિ શુદ્ધ છે કે નહીં?

બીજી પણ એક મુશ્કેલીનો વિચાર કરવા જેવો છે. સરકારી તેમ જ અર્ધસરકારી સંસ્થાઓનો કારભાર કાયદાને જોરે, એટલે કે જબરદસ્તીને જોરે એટલે જ હિંસાની મદદથી ચાલે છે. સેવકે આવા જબરદસ્તીના કારભારમાં સામેલ થવું? તે જ પ્રમાણે ચૂંટણીઓમાં સ્પર્ધા અને ચડસાચડસી મોટે ભાગે આવે જ છે. સેવકે આવી સ્પર્ધામાં પડવું?

આપણે પહેલાં એક વાર જોયુ કે, આદર્શ રાજ્યસંસ્થામાં સરકારી નોકરીના જેવો લોકસેવાનો બીજો રાજમાર્ગ જ નથી. પરંતુ એ શરતી વાક્યમા કહેલી શરત, એટલે આદર્શ સ્થિતિ, કદી પણ જોવા નહીં મળે. દરેક રાજમાં જુલમ, અન્યાય, જબરદસ્તી, હિંસા સંગઠિત ગુંડાશાહી એ બધાં ઓછાવત્તા પ્રમાણમાં હોવાનાં જ. પણ તેટલા ઉપરથી સેવક રાજ્યસંસ્થાનો સદંતર બહિષ્કાર કરવાનું નક્કી કરે તે પણ ન ચાલે. માણસ એ સામાજિક પ્રાણી હોવાથી અને રાજકારણ એ સામાજિક જીવનનુ પ્રમુખ અંગ હોવાથી રાજકારણનો સંપૂર્ણ સંન્યાસ કરવો કોઈને માટે પણ શક્ય નથી. રાજ્યસંસ્થામાંથી રાજીનામું આપીને છૂટા થવાનો વિકલ્પ કોઈને પણ હોતો નથી. તે જ પ્રમાણે સરકાર સાથે પૂરેપૂરો અસહકાર કરવો પણ શક્ય નથી. પરદેશી રાજ્ય હોય,

તો તે પણ જનતાના સહકાર વિના અને રાજીખુશીની કે નાખુશીની સમતિ વિના ચાલતુ નથી, અને સ્વરાજ્યમા પણ એમ્હથ્થુ આપખુદ કારભાર કે સરમુખત્યારી બિનકુલ નથી હોતી એમ નથી તે જ પ્રમાણે લોકમતને અનુસરીને ચાલતા રાજ્યકારભારમા પણ રાજ્દડનો પ્રયોગ ઓછાવત્તા પ્રમાણમા કરવો જ પડે છે રાજ્યકારભારમા થતી હિંસા એ પ્રજાના મનમા અને અરસપરસના વહેવારમા રહેલી હિંસાનુ જ પ્રતિબિબ હોય છે ગમે તેવા નજીવા કારણસર અદર અદર મારામારી કરનારા લોકોની સરકારનું પિનલ કોડ (દડશાસ્ત્ર) પ્રમાણમા ઉગ્ર હોય એ અપરિહાર્ય બલ્કે ઇષ્ટ પણ છે સરકાર લોકમતથી બહુ આગળ દોટ મારી શકતી નથી

તેમ છતા સરકાર-સરકાર વચ્ચે તરતમભાવની દૃષ્ટિથી વિવેક કરીને તે મુજબ મેરૂકે પોતાની નીતિ નક્કી કરવી પરદેશી અથવા એકતત્રી સરકાર લોકશાહી કરતા વધારે જુલ્મી હોય છે તે જ પ્રમાણે સ્વરાજ્યના ખાતામાથી કેટલાક ખાતા બીજા ખાતા કરતા વધારે હિંસામય હોય છે પોલીસ, મૅજિસ્ટ્રસી વગેરે ખાતાંનો આધાર દડ હોય છે ત્યારે કેળવણી, આરોગ્ય ઇત્યાદિ ખાતા પ્રમાણમા અહિંસક હોય છે કેટલાક ખાતા સત્તાપ્રધાન હોય છે તો કેટલાક સેવાપ્રધાન હોય છે તેથી રાજ્યપદ્ધતિ વિશેષ જુલ્મી હોય તો મેરક તેનાથી બને તેટલો દૂર રહેશે અને સરકારની નોકરી ન સ્વીકારતા બહુ તો સરકારના સેવાના કાર્યો બાબત દૂરથી સલાહ સૂચન આપવાનું કામ કરશે લોકમતાનુવર્તી સરકારમા પણ તે લશ્કર પોલીસ, ન્યાય ઇત્યાદિ ખાતામા નોકરી કરવા કરતા સેવાપ્રધાન ખાતા જ તે વધારે પસદ કરશે પણ રાજ્યપદ્ધતિ પ્રચલિત સજોગોમા હોઈ શકે તેટલી સારામા સારી હોય તો તેની હકૂમત નીચે ગમે તે ઊચા કે નીચા અધિકારનુ પદ લેવામા પણ તેણે સકોચ ન રાખવો જોઈએ કારણ જે અધિકાર બીજાઓ ચલાવે તે આપણને ચાલે છે એટલુ જ નહિ પણ બીજાઓએ તે ચલાવવો જોઈએ એમ આપણે ઇચ્છીએ

પણ છીએ, એ અધિકાર આપણે લેવામાં ને ચલાવવામાં જો પોતાની અપાત્રતાની મુશ્કેલી જણાતી હોય તો તેમાં કશું ખોટું નથી; પણ એ અધિકાર દોષમય છે એટલા માટે ટાળવો કે રાખવો શોભે નહીં.

પછી સવાલ એ ઊભો થાય છે કે, સેવકે ચૂંટણીઓની રસાકસીમાં પડવું? રાજ્યકારભારમાં જુલમ અને હિંસા અનિવાર્ય છે; પણ ચૂંટણીઓમાં હરીફાઈ હોવી જ જોઈએ એવું કંઈ નથી. પ્રચલિત ચૂંટણીઓમાં સ્પર્ધા, રસાકસી, ઝઘડા, વામમાર્ગ, ગેરરીતિઓ ઇત્યાદિ આપણે જોઈએ છીએ ખરા; પણ જેને કેવળ સેવાના ઉદ્દેશથી ચૂંટણીમાં ઊભા રહેવું છે, તે આ બધી અનિષ્ટ વસ્તુઓ જરૂર દૂર રાખી શકે. વકીલાતનો ધંધો સત્યપાલનપૂર્વક કરવો શક્ય નથી, અથવા વેપારમાં ખોટું બોલવું જ પડે છે, એ પ્રચલિત ભ્રામક માન્યતાઓની જેમ જ તત્ત્વનિષ્ઠાથી અને નમ્રતાપૂર્વક ચૂંટણીમાં ઉમેદવારી કરી શકાય જ નહીં એ પણ એક ભ્રમ જ છે. ચૂંટણીમાં ઊભા રહેવાનો એટલો જ અર્થ હોવો જોઈએ કે, મતદારોથી આપણને ચૂંટવાની ઇચ્છા હોય તો આપણે કામ કરવા તૈયાર છીએ. આમાં સેવાવૃત્તિ સાથે વિસંગત કશું નથી; બલ્કે લોકો કહે તે કામ પોતાની શક્તિ અનુસાર કરવાની સેવકની તૈયારી હોવી જ જોઈએ.

સેવાર્થી ઉમેદવાર ચૂંટણીમાં હારજીતની લડાઈની ભાવનાથી નહીં ઊતરે; કે પોતે ચૂંટાઈને આવે તે માટે લાગવગ, શેહ, લાંચરુશ્વત, જાતિ કે કોમનિષ્ઠા, આત્મપ્રૌઢી, પરનિંદા ઇત્યાદિ હીન સાધનોનો ઉપયોગ નહીં કરે.

હાલ થતી ચૂંટણીઓમાંથી ઘણીખરીમાં અનામત રકમ ભરવાનો નિયમ હોય છે, કે જે રકમ ચૂંટણીમાં બહુ ઓછા મત મળે તો જપ્ત થાય છે. એ જ પ્રમાણે ચૂંટણી માટે અમુક ખર્ચ કરવાની ઉમેદવારને છૂટ હોય છે. આનો એ અર્થ થયો કે, જનતાની સેવા કરવા બદલ જનતાએ ઉમેદવારને વેતન આપવાનું તો ક્યાંય રહ્યું, ઊલટું, ઉમેદવારે ગાંઠના પૈસા ખર્ચ કરવા જોઈએ; આવી રીતે જે પૈસા

પોતાના ખિસ્સામાથી ખર્ચી ન શકતો હોય તે સેવા કરવા લાયક નથી, નિર્ધનને સેવાનો અધિકાર નથી કૉંગ્રેસ જેવી સેવાશીલ સસ્થાઓમા પણ ઉપરની કક્ષાની સમિતિઓમા ચૂટાઈ આવનાર સભ્યોને વધારે ને વધારે લવાજમ કે ફાળો આપવો પડે છે

આ બધા પ્રકારો સેવક પાસે દડ વસૂલ કરવા જેવા અથવા સેવા પર વેરો નાખવા જેવા વિપરીત દેખાય છે તેમ છતા તેનું પણ સમર્થન કરી શકાય એમ માનીએ એક તો ચૂટણીનો કારભાર વ્યવસ્થિત ચાલે એ દૃષ્ટિથી તે આવશ્યક હોય છે બીજુ, સેવક અપરિગ્રહી અને નિર્ધન હોય તો તેની ઉમેદવારીની હિમાયત કરનારાઓએ એ ખર્ચ તેને માટે કરવો જોઈએ એટલે કે જાહેર ચૂટણીઓ થાય તે પહેલા ઉમેદવાર કોણ થાય તે ખાનગી પૂર્વ-ચૂંટણીથી નક્કી કરવામા આવે, અને એ પૂર્વ-ચૂટણીમા જે ચૂંટાય તે જ જાહેર ચૂટણીમા ઉમેદવાર તરીકે ઊભો રહે, અને પૂર્વ-ચૂટણીમા તેને જેઓ ચૂટે તેઓ જ તેની જાહેર ચૂટણીનુ ખર્ચ કરે

એટલે ચૂટણીઓમા ઉમેદવારી કરવામા સેવાવૃત્તિથી વિસગત એવુ કશુ નથી, ઊલટુ એ એક કર્તવ્ય છે એમ નક્કી થયુ છતા આ પ્રશ્નની બીજી બાજુ પણ છે સેવકની બુદ્ધિની દૃષ્ટિથી આ વિચાર થયો પણ જે સમાજની સેવક સેવા કરવા ઇચ્છે છે તેની મન સ્થિતિનો પણ વિચાર કરવો જોઈએ ચૂટણીમા ઉમેદવાર તરીકે ઊભા રહેવામા બીજા કોઈની સાથે સ્પર્ધા કરવાનો સેવકનો ઉદ્દેશ ભલે ન હોય, પણ બીજા ઉમેદવારોના મનમા તેને વિષે સ્પર્ધાની ભાવના રહેવાનો સભવ ખરો જ સેવકે જેમ સ્પર્ધાનો 'કર્તા' ન થવુ જોઈએ, તેવી જ રીતે તે સ્પર્ધાનુ 'કર્મ' થાય એ પણ ઘણી વખત ઇષ્ટ નથી હોતું તેનો પ્રતિસ્પર્ધી દુર્જન જ હોય, સેવાના હેતુથી નહી પણ મોટાઈ માટે, અધિકારલાલસાથી અથવા એથી પણ હીન એવા સ્વાર્થી કાવાદાવાથી જ તે ચૂટણીમા ઊભો રહ્યો હોય તો તેની ઈર્ષાની સેવકે પરવા કરવાની જરૂર નથી, બલ્કે એવાને અધિકારના પદથી દૂર રાખવા

માટે પણ તેણે (સેવકે) ચૂટણીમા ઉમેદવારી કરવી જોઈએ પણ વસ્તુસ્થિતિ હમેશ આટલી સરળ અને સહેલી નથી હોતી પ્રતિસ્પર્ધી કેવળ દુર્જન નથી હોતો તેમ જ સેવાવૃત્તિની મૂર્તિ પણ નથી હોતો, 'સેવા પણ થાય, અને માનમરતબો પણ વધે,' એ જાતની મિશ્ર ભાવનાઓ તેના મનમા હોઈ શકે તેને કામ કરવાની તક મળે તો તેની સ્વાભાવિક પ્રગતિ અને વિકાસ થવાનો અને કાર્ય વિષેની નિષ્ઠા વધવાનો, તેમ જ મહત્ત્વાકાક્ષાની વૃત્તિ મોળી પડવાનો પણ સભવ હોય છે આવા ઉમેદવારનો ઉત્સાહભગ કરવામા સેવકને કશો લાભ નથી સેવકનો પ્રયત્ન તો બને તેટલા નવા સહકારીઓ એક એક કરીને મેળવવાનો હોય છે તો પછી ચૂટણીમા ઊભા રહીને કામ કરવાની ઉત્સુકતા બતાવનારા સહકારીને પાછો કાઢવાનુ તેને શી રીતે શોભે? ઊલટુ, નવા ઉમેદવાર સહકારીઓને અધિકારના સ્થાનો પર સ્થાપિત કરવાથી તેમનો સહકાર વધુ પાકો થાય છે, તેમના પર કામની જવાબદારી સોપવા જેવુ થાય છે આ દૃષ્ટિથી સેવકે અધિકારની કે ચૂટણીની જગ્યાઓ પોતે ન રોકતાં એ ઠેકાણે બીજાઓને મૂકવા એ જ યોગ્ય છે

નવી ચૂટણીઓમા તેમ જ નિમણૂકોમા સ્પર્ધાનું નિયમન કરવાને માટે તેમ જ સ્પર્ધાને કારણે થતા અત્યાચારોનો કે અતિરેકોનો ન્યાય કરવા માટે સ્પર્ધાથી પૂર્ણપણે મુક્ત એવા કેટલાક અનામત માણસોની જરૂર પડે જ છે દાખલા તરીકે, ધારાસભાની ચૂટણીઓમાં કોણ ઉમેદવારી કરી શકે તે નક્કી કરવા માટે જેઓ પોતે ઉમેદવારી કરવા ઇચ્છતા ન હોય એવા લોકોનું જ પાર્લમેન્ટરી બોર્ડ નીમવુ પડે છે કોગ્રેસ કમિટીઓની ચૂટણીઓમાથી ઊભા થતા ઝઘડાઓ તપાસીને તેમનો ન્યાય કરવા માટે એવા જ માણસોનુ પચ નીમવુ પડે છે કે જેઓ કોગ્રેસની કોઈ પણ ચૂટણીમા ઊભા રહેવાના ન હોય આવી પરિસ્થિતિમા કોંગ્રેસના અધિકારી બનવા કરતાં કોંગ્રેસની ચૂટણીઓના પચ બનવુ એ પણ કોગ્રેસની સેવા જ છે મ્યુનિસિપાલિટીનો કોંટ્રેક્ટ લેવો અથવા તેની નોકરી કરવી એ પણ સેવાભાવથી ન થઈ શકે એમ

નથી, પણ તેમા સ્વાર્થ હોવાનો સંભવ હોય છે તેથી મ્યુનિસિપાલિટીનો સભ્ય પોતે મ્યુનિસિપાલિટીનો કોંટ્રેક્ટ ન લઈ શકે, તેમ જ તે પોતે જ નહિ પણ તેના નજીકના સગામાથી પણ કોઈ મ્યુનિસિપાલિટીની નોકરી ન કરી શકે, એવા નિર્બંધો મૂકવા પડે છે

તેથી સેવક ચૂંટણીઓમાં ઉમેદવારી કરે કે નહી એ બાબત કોઈ સર્વસામાન્ય નિયમ આપી શકાય નહી. સેવકે આખી પરિસ્થિતિ સ્પર્ધાનુ અસ્તિત્વ અને તીવ્રતા, ઊભા થવા માગતા બીજા ઉમેદવારોનુ વજન અને તેમની લાયકાત વગેરે વસ્તુઓ ધ્યાનમા લઈને તે તે પ્રસંગે નિર્ણય કરવો જોઈએ

ક્ષત્રિય અને બ્રાહ્મણ પ્રજાસત્તાક રાષ્ટ્રમા બહુમતીવાળો પક્ષ સત્તાધીશ બને છે. તેથી દરેક રાજકીય પક્ષ રાષ્ટ્રમાના વધારે ને વધારે લોકોનો મત પોતા તરફ ખેચવા માટે સતત પ્રયત્ન કરતો હોય છે એક ચૂટણી પૂરી થવાની સાથે જ બીજીની તૈયારી શરૂ થાય છે બધી હિલચાલો અને પ્રવૃત્તિઓ, સમારંભો, અભિનંદન અને વિરોધ સભાઓ, ફરિયાદોનુ સગઠન ને જાહેરાત, અન્યાયો સામે ફરિયાદો, વિશિષ્ટ વર્ગો વિષે સહાનુભૂતિ અને દયા, સાહિત્ય, વૃત્તપત્રો, રંગભૂમિ, ચિત્રપટ, રેડિયો — આ બધા મત મેળવવાની દૃષ્ટિથી ચલાવવામા અને સજાવવામા આવે છે આ 'કૅનવાસિંગ' ખુલ્લેખુલ્લુ ન થતુ હોય તોપણ જુદા જુદા પક્ષો એક બીજાના મર્મ અચૂક પામી જાય છે. એટલુ જ નહી, પણ જ્યા કૅનવાસિંગનો હેતુ ન હોય ત્યા તેનુ આરોપણ કરવામા આવે છે અને તેથી આખુ જાહેર જીવન શંકાકુલ અને સ્પર્ધાકુલ બની જાય છે રાજકારણી સ્પર્ધાનો ચેપ બધા જ કાર્યોને નડે છે, અને બિનરાજકીય અને સર્વસંમત એવા સેવાકાર્યમા પણ જુદા જુદા પક્ષો વચ્ચે હાર્દિક સહકાર અશક્ય બને છે બધા જ નાગરિકો એક કે બીજા પક્ષની અસર કે અમલ નીચે સપડાય છે, અને જાણે અજાણે, સ્વેચ્છાથી કે અનિચ્છા હોવા છતા આ પક્ષ-યુદ્ધના સૈનિક બને છે આવા સંજોગોમાં થોડાક સેવકો પણ આ

પક્ષાપક્ષીથી પૂરેપૂરા આલિપ્ત રહે એ ઇષ્ટ છે. ખાસ કરીને જેમને બિનરાજકીય સ્વરૂપનાં સેવાકાર્યો કરવાં હોય તેઓ કોઈ પણ રાજકીય પક્ષના સભ્ય ન થાય તો સારું. રાજકીય પક્ષના પુરસ્કર્તાઓને જો આપણે ક્ષત્રિય માનીએ, તો રાજકીયસત્તા વિશે નિઃસ્પૃહ રહે એવા બ્રાહ્મણોની પણ સમાજને જરૂર છે, એમ કહી શકાય.

**સેવક અને વિદ્યાર્જન :** સેવાકાર્ય કરતી વખતે ઘણી વાર સેવકને વધારે વિદ્યાર્જન કરવાની જરૂર ભાસે છે. કામ કરતાં કરતાં તેની જિજ્ઞાસા અને બૌદ્ધિક ભૂખ વધે છે. વધુ અનુભવની, જ્ઞાનની, સંશોધનની, નિરીક્ષણની, પ્રવાસની, વાચનની (એટલે બીજાના અનુભવ અને વિચાર જાણી લેવાની), આવશ્યકતા તેને લાગે છે. નવી કળા, નવા વિષય શીખીને હરહુન્નરી બનીને પોતાની કાર્યક્ષમતા વધારવાની તેમ જ વધારે વ્યાપક બનાવવાની તેને ઇચ્છા થાય છે.

આવી જાતની ઇચ્છા થવી એ સેવકની પ્રગતિશીલતાનું લક્ષણ છે અને આવકારપાત્ર છે. અને એ પૂરી થાય એ ઇષ્ટ છે તેથી જ સેવાકાર્ય કરનારી સંસ્થાઓ પોતાના કાર્યકર્તાઓને જરૂરી કેળવણી આપીને વધારે ને વધારે કાર્યક્ષમ બનાવવાની વ્યવસ્થા કરે છે. અલબત્ત, આવી જાતની કેળવણી કે તાલીમ તે તે સંસ્થાના ગજા પ્રમાણે અને સગવડ પ્રમાણે એટલે તેના ચાલુ કાર્યમાં અંતરાય કે મુશ્કેલી ન આવે એવી રીતે જ મેળવવાની હોય છે. તે માટે સેવકને થોડા વખત માટે સેવાકાર્ય છોડવાની જરૂર પડે તોય સંસ્થા સેવકનું ખર્ચ ચલાવે છે.

જ્યાં સેવકને સંસ્થાનો આધાર ન હોય ત્યાં સેવકના શિક્ષણની વ્યવસ્થા સમાજે — એટલે કે તે તે વખતે પ્રભુ જેને પ્રેરણા આપે એ કાર્યપ્રેમી મિત્રોએ — કરવાની હોય. સંસ્થા કે સમાજ જે વ્યવસ્થા કરે તેથી સેવકે સંતોષ માનવો જોઈએ.

अल्प शक्ति तरी अल्प उपकार । थोर तरी थोर करणेची ॥

— સેનાપતિ બાપટ

(પોતાની શક્તિ ઓછી હોય તો ઓછો ઉપકાર કરવો, વધુ હોય તો વધુ કરવો )

પણ વસ્તુસ્થિતિ અહીં પણ હમેશ આટલી સરળ કે સીધી હોતી નથી વિદ્યાર્જનની ઇચ્છા કેવળ કાર્યચિંતનમાંથી જ ઉદ્ભવે છે એમ નથી વિદ્યા જેમ સેવકના જ્ઞાન અને કાર્યક્ષમતા વધારવાનુ સાધન હોય છે, તેવી જ રીતે તે તેની પ્રતિષ્ઠા અને દરજ્જો વધારવાનું પણ સાધન હોય છે, અને એ ખાતર પણ વધારે શિક્ષણની તેને જરૂર ભાસવા માંડે છે તે માટે કોઈ કોલેજમા જાય છે, તો કોઈ પરદેશ જઈને ત્યાથી એકાદ પદવી કે ડિગ્રી લઈ આવે છે

"આપણી છાપ લોકો પર જેવી પડવી જોઈએ તેવી પડતી નથી, લોકોને મન આપણી જોઈએ તેટલી કિંમત નથી, સ્વાર્થત્યાગ, વિદ્વત્તા, વગેરે ગુણોની પ્રતિષ્ઠાને અભાવે આપણો પ્રભાવ પડતો નથી, આપણા જ સહકારીઓમાના જે વધુ ભણેલા છે તેમની સાથે લોકો વધારે આદરથી વર્તે છે તેમ જ તેઓ વધારે સફળતાથી કાર્ય કરી શકે છે," વગેરે વિચારોથી સેવક વિદ્યાર્જન કરવા માટે ઉત્સુક બને છે

સેવાકાર્ય માટે કેવળ કાળકળ અને તનતોડ મહેનત કરવાની જ જરૂર હોય છે એમ નથી, તેમા પણ આગેવાન બનવા માટે બુદ્ધિમત્તા, બહુશ્રુતપણુ, લેખન, વક્તૃત્વ, મોટા લોકો સાથે પરિચય, દ્રવ્યની અનુકૂળતા, વગેરે વસ્તુઓની જરૂર હોય છે સૈનિક કરતા સેનાપતિ અને સામાન્ય સ્વયંસેવક કરતા આગેવાન વધુ સેવા કરે છે એવી સામાન્ય રૂઢ માન્યતા છે તેથી પોતાને હાથે ઊંચા પદ પરથી વધારે સેવા થાય તો સારુ એ હેતુથી પણ સેવક વધુ શિક્ષણ તરફ ખેંચાય છે ઉચ્ચ શિક્ષણ સમાજના ઉપલા થરના લોકો સાથે પરિચય કેળવવાનુ પણ સાધન બને છે

પણ આગેવાની માટે વિદ્વત્તા અને લાગવગની જેટલી આવશ્યકતા કલ્પી શકાય તેનાથી શીલ અને નિષ્ઠાની જ વધારે જરૂર હોય છે બીજુ, બધા સેવકો આગેવાન બની શકતા નથી એક આગેવાન

બને તો હજારોએ તેના અનુયાયી બનીને રહેવું જોઈએ. ચિત્રગુપ્તના ચોપડામાં સેવાકાર્યની લંબાઈ પહોળાઈનું મહત્ત્વ નથી, પણ સેવાનું નાણું ખરું છે કે બનાવટી છે એનું મહત્ત્વ હોય છે. તેથી સેવકે જે કામ પોતાને ભાગે અનાયાસે આવે તેથી જ સંતોષ માનીને તે જ કામ ઉત્તમ રીતે પાર પાડવા મથવું. કોઈ મોટા કાર્યકર્તાની ગૃહવ્યવસ્થા આસ્થાપૂર્વક રાખનારી અભણ પત્ની કે કામવાળી તેને જાહેર કામ તરફ પોતાનુ બધું ધ્યાન આપવાની જોગવાઈ કરી આપે છે, તે પણ તેની દેશસેવા જ છે.

અથવા સેવાકાર્યનો કંટાળો આવવાથી તે છોડવા માટે કંઈક નિમિત્ત જોઈએ એટલા માટે પણ કેટલાક જુવાનો વધુ શિક્ષણ તરફ વળે છે શરૂઆતમાં એવા અસ્પષ્ટ વિચાર હોય છે કે વધુ શિક્ષણ પામીને વધુ લાયક બનીશું અને પાછા સેવાકાર્યમાં આવીશું; પણ આગળ જતાં તે વિચારો અશિક્ષિત વિચારો હતા એમ જ નક્કી થાય છે. સુશિક્ષિત માણસનું તર્કશાસ્ત્ર તેને કહે છે કે, "ત્યાગ એ કંઈ સેવા નથી; ગરીબીમા જ સેવા થઈ શકે છે અને સારી સ્થિતિમાં રહેવામાં સમાજનો દ્રોહ છે, એવું થોડું જ છે?" ઇત્યાદિ.

પ્રથમ સેવાકાર્યમાં હોય અને પછી શિક્ષણ તરફ વળે, એવા સેવકોની આ વાત થઈ. શિક્ષણ લઈ રહેલ વિદ્યાર્થીની ભણી રહ્યા પછી સેવામય જીવન જીવવાની ઇચ્છા હોય તો તેણે ક્યાં સુધી શિક્ષણ લેવું? આનો જવાબ આગળ કઈ જાતનું સેવાકાર્ય કરવાનો તે ઇરાદો રાખે છે અને તે કાર્ય માટે જરૂરી શિક્ષણ લેવા માટે તેની પાસે જોઈતી સાંપત્તિક સગવડ કે સાધનોની અનુકૂળતા કેટલા પ્રમાણમાં છે તેના પર આધાર રાખે છે. સામાન્યપણે એટલું જરૂર કહી શકાય કે, સેવકને – ખાસ કરીને સ્વતંત્રપણે કામ કરનારને – પોતાના વિષયનું પૂરેપૂરુ જ્ઞાન, સ્વતંત્રપણે વિચાર કરવાની શક્તિ, તેમ જ લેખન અને વક્તૃત્વ (એટલે પોતાના વિચાર રજૂ કરવાની શક્તિ) અને નામું લખવુ – આટલું, કાર્યના સ્વરૂપ અનુસાર, ઓછાવત્તા પ્રમાણમાં જરૂરી હોય છે.

વિદ્યાર્જનની બાબતમાં એક સૂચના આપવાનું જરૂરી લાગે છે કે, સેવાકાર્ય કરવાની ઇચ્છા રાખનારે દેવું કરીને ભણવું નહીં. દેવાને કારણે સેવક બંધાઈ જાય છે અને સેવાકાર્યથી દૂર ફેંકાય છે, અને દેવું ચૂકવવાનું તેને માટે અશક્ય પણ બની જાય છે.

આધ્યાત્મિક ઝંખના: સેવકને જેમ બૌદ્ધિક શિક્ષણ માટે ઉત્સુકતા થવાની શક્યતા છે, તેવી જ રીતે સેવક મનનશીલ હોય તો તેનામાં સેવાકાર્ય કરતાં કરતાં આધ્યાત્મિક ઝંખના પેદા થવાનો પણ સંભવ હોય છે, અને એને ખાતર આધ્યાત્મિક વાચન, ચિંતન, સત્સંગ, અથવા એકાંત વગેરે મેળવવા માટે સેવાકાર્યમાંથી રજા લેવાની અને વખતે કર્મમાર્ગને સદાને માટે છોડી દેવાની પણ ઇચ્છા થવાનો સંભવ હોય છે.

અથવા પોતાના દોષોનું ભાન થઈને પોતે સેવાકાર્યને માટે લાયક નથી એમ પણ તેને લાગવા માંડે. દોષ બે જાતના હોઈ શકે છે: માનસિક અને શારીરિક અથવા દુર્વિચાર અને દુરાચાર. ક્રોધ, અહંકાર, મત્સર, કામવાસના વગેરે દુર્વિચારો પ્રયત્નશીલ સેવકના મનમાં અવાર-નવાર ઊઠવાનો સંભવ હોય છે. પણ તેટલાથી સેવકની નાલાયકી પુરવાર નથી થતી. દુર્વિચારો એ દુરાચારનાં બીજ છે; અને તે સેવાકાર્યને બાધક છે એમાં શંકા નથી. પણ તેમની સાથે ઝઘડવા માટે સેવાકાર્ય છોડી દેવાની જરૂર નથી. બલકે સેવાકાર્યમાં એકાગ્ર થવું એ જ તેનો સામનો કરવાનો ઉપાય છે. તેથી સેવાકાર્ય છોડ્યા વિના પ્રયત્નપૂર્વક દુર્વિચારો પર વિજય મેળવવાનો સેવકે પ્રયત્ન કરવો. સેવાનો માર્ગ સિદ્ધપુરુષ માટે – પૂર્ણતાને પામેલાને માટે – નથી; પણ સાધકને માટે – અપૂર્ણ અને દોષમય માણસને માટે – જ છે; તેથી મનન ચિંતનની દૃષ્ટિથી પણ કર્મસંન્યાસ બિનજરૂરી છે એ પણ ધ્યાનમાં આવશે. સેવક થોડો વખત નિયમિતપણે આત્મચિંતનમાં ગાળે એ ઇષ્ટ જ છે. વિશેષ ઉત્કંઠા કે તમન્ના થાય તો કેટલોક સમય એકાંતમાં ગાળવો પણ અયોગ્ય નહીં ગણાય. પણ કાયમનો કાર્યસંન્યાસ યુક્ત નથી. સત્કર્મ વિના જ્ઞાન અને ભક્તિ વ્યર્થ છે એ આપણે પહેલા પ્રકરણમાં જ જોયું છે.

દુરાચરણની વાત એથી જુદી છે. પૈસાનો ગોટાળો, વ્યભિચાર વગેરે જેવા દોષો પોતાને હાથે થયા હોય તો તે દબાવી રાખીને સેવાકાર્ય ચાલુ રાખવામાં મિથ્યાચાર છે; તેથી સેવાને બટ્ટો લાગે છે. તેમ છતાં આવા દોષ એક વાર થયા હોય તોય સેવકે નાસીપાસ થવાનું કારણ નથી. ક્યારેક તો એક વાર ભૂલ થઈ હોય તો તે માણસને વધારે સાવધ બનાવે છે અને મોહની સામે ટકવામાં તેને વિશેષ દૃઢ બનાવે છે. "एक ठेंचा खाई तो बावन शाहाणा होई, बावन ठेंचा खाई तो गद्धा होई."– એક ઠેસ લાગે તો માણસ અનેકગણો ડાહ્યો બને છે; અને અનેકવાર ઠેસ લાગ્યા જ કરે તો તે ગધેડો બને છે. સેવકે પોતાને હાથે થયેલા દોષ પોતાના આગેવાન આગળ નિખાલસપણે રજૂ કરવા; અને તેની સલાહથી કાર્યનાં અનેક અંગોમાંથી સૌથી ઓછી જવાબદારીવાળું અને ઓછા જોખમવાળું જે કામ હોય તે સ્વીકારવું; અથવા જાહેર કામમાંથી છૂટા થઈને ખાનગી ધંધો સેવાભાવથી કરવો. જેને હાથે એક વાર કે અનેક વાર પણ ભૂલ થઈ હોય તે સેવાકાર્ય માટે સદાને માટે નાલાયક બન્યો એવું બિલકુલ ન સમજવું લોકો પણ તેમ માનતા નથી. તેઓ પોતાના સેવકની ભૂલો કે પ્રમાદ માફ કરવા હંમેશ તૈયાર હોય છે. જરૂર છે કેવળ સચ્ચાઈની. ભૂલો કરવા કરતાં ભૂલો છુપાવવી એ વધારે નુકસાનકારક છે જે પોતાના દોષ જાહેર કરે છે તેના દોષો લોકો ઢાંકે છે; જે પોતાના દોષો ઢાંકવાનો પ્રયત્ન કરે છે તેના દોષો લોકો ઉઘાડા પાડે છે.

**ऊड़ाण के विस्तार**: મર્યાદિત ક્ષેત્રમાં ઊંડાણવાળું અથવા તીવ્ર કે નક્કર કામ કરવું કે વિસ્તૃત ક્ષેત્રમાં છીછરું અથવા વીખરાયેલું કામ કરવું, એવો સવાલ ક્યારેક કાર્યકર્તાઓ સામે ઊભો થાય છે. પણ અમારો એવો અભિપ્રાય છે કે, કાર્યનું ઊંડાણ અને વિસ્તાર એ બન્ને એકબીજા પર આધાર રાખનારાં અને એકબીજાને પોષક જ હોય છે. ઘણાખરા સુધારાનો આધાર વિચારક્રાન્તિ પર હોય છે– રૂઢિઓ, માન્યતાઓ, વિચારનુ વહેણ, શ્રેષ્ઠ-કનિષ્ઠ ભાવ, તેમ જ એકંદરે મૂલ્યોની

આખી પદ્ધતિ બદલવાની જરૂર હોય છે. આવી જાતની વિચારક્રાન્તિ કેવળ નાનકડા ક્ષેત્રમાં જ પ્રયત્ન કરવાથી કરી શકાતી નથી. જેમ કોઈ મોટા તળાવને કાંઠે રહેનાર માણસ 'હું મારા ઘર સામેનું તળાવ સાફ રાખીશ' એમ કહે તો તેનું તે કહેવું વ્યર્થ છે, તેવી જ રીતે દારૂબંધી, સ્ત્રીકેળવણી, રેંટિયા-પ્રસાર, ખેતીસુધારો, શિક્ષણસુધારો, વગેરેમાંનું કોઈ પણ કાર્ય લઈએ તોય મોટા ક્ષેત્રમાં તેનો વૈચારિક પ્રચાર કર્યા વિના નાના ક્ષેત્રમાં તેનો પૂરતા પ્રમાણમાં અમલ કરાવવો અશક્ય હોય છે. માણસમાત્રમાં પોતાની જાતની સુધારણા કરવાની કે કલ્યાણ સાધવાની બાબતમાં પણ એક જાતનું આળસ, સુસ્તી કે ઢીલ હોય છે. કદાચ માણસ સમાજપ્રિય હોવાથી પણ બીજા જોડીદારો વિના એકલો આગળ પગલું ભરવા રાજી નહીં થતો હોય. કારણ ગમે તે હો, એટલું ખરું કે, કોઈ અમુક સુધારો બુદ્ધિને માન્ય થાય તોપણ બીજા લોકો જો તે સ્વીકારતા નથી, તો સેવક કે સુધારક "અમારા જ એકલાની પાછળ શું કામ પડે છે, અમે શું ગુનો કર્યો છે?" એવી જાતની ત્રાસની લાગણી લોકો વ્યક્ત કરે છે. બધા સૂઈ રહ્યા હોય ત્યારે હુ જ એકલો ઊઠું એ મને ગમતું નથી. પ્રભાતિયાં જેમ બાળકૃષ્ણને "સારી દુનિયા ઊઠી છે, તુ જ એકલો કેટલો વખત સૂઈ રહીશ?" એમ આજીજીપૂર્વક કહીને તેને ઉઠાડવાનો પ્રયત્ન કરે છે, તેવી જ રીતે સેવક પણ જો લોકોને, "બીજા લોકો પણ તમારી સાથે છે," એવું આશ્વાસન આપી શકે તો તેનુ કામ સરળ થાય.

જે કામમાં વિચારક્રાંતિ કરવાની જરૂર નથી હોતી, કાર્યની ઇષ્ટતાની બાબતમાં એકવાક્યતા હોય છે, અને માત્ર કાર્ય વિષે લાગણી ધરાવનારા કાર્યકર્તાઓ મળવાનો જ સવાલ હોય છે, એવા સંજોગોમાં માત્ર મર્યાદિત ક્ષેત્રમાં તીવ્ર અને ઊંડું કામ કરવું જ યોગ્ય હોય છે. દાખલા તરીકે, કોઈ રોગચાળો ફાટી નીકળ્યો હોય, અને તેના નિવારણનો ઉપાય કરનારા અને માંદાની માવજત કરનારા સેવકોની જરૂર હોય, એવે ઠેકાણે તમે કરી શકો તેટલી સેવા લેવા

લોકો તૈયાર જ હોય છે. આ કામ એવું છે કે અહીં અર્ધુંપર્ધું કામ કર્યે તેનો ઝાઝો ઉપયોગ થતો નથી; રોગનું નિવારણ સંપૂર્ણપણે કરવામાં આવે તો જ તેનો ઉપયોગ હોય છે. ધરતીકંપ, રેલસંકટ, ઇત્યાદિ આપત્તિઓને પ્રસંગે પણ સળંગ કે અખંડ કામ સુલભ અને આવશ્યક પણ હોય છે. પણ એને બદલે ફરજિયાત મફત કેળવણીનો સવાલ લઈએ તો કેળવણીનું પ્રમાણ અને અભિરુચિ બધે સારી પેઠે વધેલાં ન હોય તો અમુક મર્યાદિત ક્ષેત્રમાં ફરજિયાત કેળવણીની યોજના સફળ નહીં થાય.

આવી રીતે વિસ્તૃત ક્ષેત્રમાં કરેલો પ્રચાર મર્યાદિત ક્ષેત્રના કામ માટે આધારભૂત થાય છે; જ્યારે એથી ઊલટું, કોઈ પણ ચોક્કસ સ્થળે નક્કર કામ પ્રત્યક્ષ કરી બતાવ્યા વિના વિસ્તૃત પ્રચારમાં પણ જોર આવતું નથી. વિસ્તૃત પ્રચાર અને ઊંડું કે નક્કર કામ, કામની દૃષ્ટિ અને તદનુસાર તેની સૃષ્ટિ, એ બંને એકબીજાને પોષક છે. ઝાડ વધે છે ત્યારે તેને તેનાં મૂળિયાં તેમ જ ટોચ પરની કૂંપળો બન્નેમાંથી પોષણ મળે છે. સેવકોએ પરિસ્થિતિ અને પોતપોતાની શક્તિ અને ગમાઅણગમાનો વિચાર કરી તે અનુસાર કોઈ એક અથવા બંને દિશાએથી કામ કરવું.

**ફંડ કે ફાળો:** ઘણાંખરાં જાહેર કામો માટે, એટલે કે સમાજના હિત માટે, અને સમાજની વતી કરવાનાં કામો માટે, પૈસાની જરૂર પડે છે; સેવકોના નિર્વાહને માટે પૈસાની જરૂર પડે છે, તેમ જ પ્રત્યક્ષ સેવાકાર્ય માટે પણ પડે છે. આ પૈસો ફાળા કે ફંડને રૂપે લોકો પાસેથી ભેગો કરવો પડે છે. સાર્વજનિક કામની જવાબદારી ઉઠાવનારા સેવકોના કાર્યક્રમમાં ફાળો ઉઘરાવવાના કામનું એક આવશ્યક અને મહત્ત્વનું સ્થાન હોય છે.

જેમાં મતપ્રચારની જરૂર નથી હોતી એવાં સંકટનિવારણ જેવાં કામો મોટા મોટા ધનિકો પાસેથી મળેલી સખાવતો કે

દેણુગીઓમાંથી અથવા સરકારી ગ્રાંટમાથી ચલાવવાને હરકત નથી, જોકે આવાં કામોને માટે પણ મોટા લોકોનો પૂરતો આશ્રય મળતો નથી તેથી ગરીબગુરબા પાસેથી નજીવી રકમો મેળવીને ફાળો ઉઘરાવવાની જરૂર પડે છે સૂક્ષ્મ સશોધન, ઉચ્ચ વિદ્યાભ્યાસ વગેરે જેવા કામો સરકાર અથવા થોડાક ધનિકોની મદદથી જ ચલાવવાના હોય છે પરતુ પ્રાથમિક કે પ્રૌઢ શિક્ષણ રેડિયાપ્રસાર જેવા બહુજનસમાજના હિતના કામો, તેમ જ હરિજનમેળા, દલિતમેળા, દારૂબધી વગેરે જેવા મતપ્રચારના કામો તે જ પ્રમાણે કિસાનો ને મજૂરોની સઘટના, હિદુ સગઠ્ઠન અને મુસ્લિમ સગઠ્ઠન (આને જો ઇષ્ટ અથવા અમુક મર્યાદામા ઇષ્ટ માનીએ તો) વગેરે જેવા સગઠ્ઠનના કામો અથવા મોટા પુરુષોના માનમા અથવા સ્મારક તરીકે કરવાના કામો અથવા સર્વસ્પર્શી રાષ્ટ્રીય કાર્યો તથા હિલચાલો માટે જોઈતુ દ્રવ્ય સાર્વજનિક ફાળાને રૂપે એકઠુ કરવાનુ કામ આવશ્યક જ નહી, ઇષ્ટ પણ છે આવી રીતે ફાળો કે નિધિ એકઠો કરવો એ સેવામાર્ગનો જ એક આવશ્યક અને મહત્ત્વનો કાર્યક્રમ બને છે તેથી તેની યોગ્ય પદ્ધતિ વિષે અહી થોડો વિચાર કરીએ

**રાજીખુશીના દાન જ લેવાં** ફાળો સેવકના નિર્વાહને માટે હોય કે કાર્યને અગેના ખર્ચ માટે હોય દાતાઓએ તે કાર્યપ્રેમને કારણે અથવા પોતાની રાજીખુશીથી આપેલો હોવો જોઈએ, દાતાઓને તે જુલમ ન લાગવો જોઈએ સેવકની દૃષ્ટિ દ્રવ્યની સાથે જ આશીર્વાદ અને લોકમતનો ટેકો મેળવવાની હોવી જોઈએ ફાળાનો આકડો લોકમતની અનુકૂળતાનો નિર્દેશક હોવો જોઈએ ફાળો ઉઘરાવતી વખતે સેવકને લાગવગ ખુશામત, ફોસલામણી, ધાક કે દમદાટી, ગપગોળા, રૂસણુ, વગેરે અનિષ્ટ પ્રકારોનો જરાય ઉપયોગ ન કરવો પૈસાની સાથે માણસોના મન જીતવાની પણ દૃષ્ટિ રાખવી પૈસા તો ભેગા કર્યા પણ દાતાઓના મન દુભાયા કે વિરક્ત બન્યા, એમ થાય તો સોનાના ઈંડા માટે એ ઈંડા મૂકનાર મરઘીને જ મારી નાખવા જેવુ

થાય કાર્યની ઇષ્ટતા, દાન આપવાનું કર્તવ્ય, કાર્યકર્તાઓની સચ્ચાઈ ને પ્રામાણિકપણું, તેમ જ કાર્યકુશળતા, ચાલુ કાર્યની સફળતા અને તેને લોકો તરફથી મળતો ટેકો, આ બધી વસ્તુઓ યથાર્થપણે સેવકે દાતાની આગળ રજૂ કરવી. કાર્યની ઇષ્ટતાની સાથે જ ઉઘરાવેલો ફાળો જેમના હાથમાં સોંપવામાં આવતો હોય તેમની સચ્ચાઈ, કાળજી, અને કાર્યકુશળતાનું પણ મહત્ત્વ હોય છે. તે જ પ્રમાણે આપણા દાનનો સદુપયોગ થવાનો હોય, કાર્ય સફળ થવા જેવું હોય, તેમ જ આપણા એકલા પર જ કેવળ ફંડનો બોજો ન પડતાં આપણા અડોશીપડોશીઓ તથા વ્યવસાયબંધુઓ અને સમાનશીલ લોકો પણ એ ફાળામાં પોતપોતાની શક્તિ પ્રમાણે મદદ આપતા હોય, તો દાતાને મદદ કરવામાં વિશેષ ઉત્સાહ થાય છે. બીજાઓની સાથે તેમ જ બીજાઓની સરખામણીમાં યોગ્ય પ્રમાણમાં પોતાના પર ફાળાનો બોજો પડે એવી દાતાની અપેક્ષા હોય તો તે સ્તુત્ય ન ગણાય તોય ખોટી કે વખોડવા જેવી પણ નથી. એટલા માટે બીજાઓએ ફાળામાં આપેલ મદદના સાચા આંકડા દાતાને બતાવવા, ટીપનીઓને પ્રસિદ્ધિ આપવી, અને વિશિષ્ટ ક્ષેત્રમાંના અથવા વર્ગમાંના કેટલાક લોકો પાસેથી ફાળો ઉઘરાવીને બીજાઓને જાણીજોઈને અથવા આળસને લીધે જ નહીં પણ વખતને અભાવે બાકાત રાખ્યા, એમ પણ ન થવા દેવું જોઈએ.

દાતા નાખુશીથી અથવા લાચારીથી આપી રહ્યો છે એમ દેખાય તો, અથવા ખોટા વાયદા કરી આપવાનું ટાળવા માગે છે એમ જણાય તો, તેને ધીમે રહીને ફાળો આપવામાંથી મુક્તિ આપવી. પરંતુ અમુક કાયનુ જોઈએ તેટલુ મહત્ત્વ ન લાગવાથી, બીજું ખર્ચ કરેલું હોવાથી, સેવકે કલ્પી હોય એટલી દાતાની શક્તિ ન હોવાથી, અથવા બીજા કોઈ કારણે, અથવા કદાચ સેવકની કાર્યક્ષમતા બાબત પૂરતો વિશ્વાસ ન હોવાને લીધે, દાતા સેવકની અપેક્ષા કરતાં ઓછુ દાન આપતો હોય, તો સેવકે નારાજ થવાનુ કારણ નથી તે જ પ્રમાણે નાનામાં નાની ટીપનીનો પણ અસ્વીકાર કરવાનો સેવકને હક નથી.

કાર્યને વિષે પોતાની નાપસંદગી વ્યક્ત કરીને 'કેવળ તમે આવ્યા છો એટલે' દાતા દેણગી આપતો હોય તો સેવકે એ દેણગીનો નમ્રતાથી, પણ સ્પષ્ટતાથી અસ્વીકાર કરવો જોઈએ. પરંતુ ફાળાની વ્યવસ્થા કરનારાઓની અથવા ફંડ ઉઘરાવવા આવેલા સેવકની પોતાની સચ્ચાઈ કે પ્રામાણિકપણા વિષે દાતા ઝીણવટથી તપાસ કરે, અથવા શંકા વ્યક્ત કરે, તો સેવકે તેથી પોતાનું અપમાન ન માનતાં શંકા બતાવનારની શંકા દૂર કરવાનો પ્રયત્ન કરવો; અને ખુદ પોતાની તેમ જ સંસ્થાની સચ્ચાઈ પુરવાર કરી આપવાની એ એક અમૂલ્ય તક છે એમ માનવું. બીજા કામની ઉતાવળને કારણે દાતા જો સેવકને ફરી આવવાનુ કહે, તો સેવકે એ એક અનિવાર્ય મુશ્કેલી છે એમ માનીને ચાલવું.

સંસ્થાના સેવકોની શક્તિનો અલ્પ અંશ જ નિધિસંગ્રહના કામમ વપરાય અને મોટો ભાગ પ્રત્યક્ષ સેવાના કાર્ય માટે બાકી રહે, એ બહુ જરૂરનું છે. ધન ભેગું કરવાના કામમાં જ સેવકને પોતાનાં તનમન હદ બહાર વાપરવાં પડતાં હોય, તો પોતાના કાર્યની યોજનામાં અથવા પદ્ધતિમાં ક્યાંક ભૂલ થાય છે એમ જાણીને સેવકે એ ભૂલ સુધારવાને પ્રયત્ન કરવો જોઈએ. કાર્ય મૂળમાં જ અયોગ્ય હોય, અથવા યોગ્ય હોય તોય લોકોને આવશ્યક ન લાગતુ હોય, ચાલુ સમય એ કાર્યને અનુકૂળ ન હોય, અથવા કાર્યકર્તામાં કોઈ દોષ હોય – સેવકે આ બધ બાબતો તપાસવી, આત્મસંશોધન કરવું અને યોગ્ય લાગે તો નિધિ સંગ્રહ પર ઓછો ભાર દઈને અનાયાસે મળી શકે તેટલી દ્રવ્યસહાય વ જ પોતાનાં તનમનનો ઉપયોગ ઇષ્ટ કાર્ય માટે વધારે એકાગ્રતાથી કરવો

**આડકતરી પદ્ધતિઓ।** નિધિસંગ્રહને નિમિત્તે તેમ જ નિધિ સંગ્રહની સાથે સાથે મતપ્રચાર અને લોકસંગ્રહ કરવાની સેવકે દૃ રાખવી જોઈએ. એ દૃષ્ટિથી તેને કાર્ય માટે જોઈતા પૈસા તે કાર્યના તેમ જ તેના કાર્યકર્તાઓના નામે જ માગવા, એ નિધિ ભેગ કરવાની યોગ્ય રીત છે. નિધિ ભેગો કરવાની આડકતરી પદ્ધતિઓને

સેવકે આશરો ન લેવો નિધિ ભેગો કરવાને માટે લૉટરી કાઢવાની પદ્ધતિનો નિષેધ અગાઉ કરવામા આવ્યો જ છે નિધિ માટે ધર્માદા નાટકના પ્રયોગો ગોઠવીને તે માટે ટિકિટો વેચીને નિધિ ભેગો કરવો એ રીત પણ લૉટરી જેટની નિદ્ય ન હોય તોય સેવાકાર્યને ન છાજે એવી જ ગણાય આમા નાટ્યકળા કે રગભૂમિને ઉતારી પાડવાનો અમારો હેતુ નથી, પણ મુખ્ય કામને આગળ વધારવા માટે ભળતી જ વસ્તુઓનો પુરસ્કાર કરવામા જે વાકો રસ્તો લેવાય છે, તેની સામે અમારો આક્ષેપ છે વળી, આમ કરવામા કાર્યનું મહત્ત્વ નાટક જેટલુ નથી, એવી કાર્યકર્તાઓ પોતે કબૂલાત આપતા હોય એમ થાય છે, કારણ એ કાર્યને નાટકની દરમિયાનગીરી ને લાગ વગની જરૂર પડે છે, આને પરિણામે કાર્યની હાનિ થાય છે અને લોકોને પણ ભળતો જ માર્ગ બતાવ્યા જેવુ થાય છે વધારામા નાટક મડળીને મોટેભાગે 'ખર્ચ જેટલી' કહીને કેટલીક રકમ નાટકની ઊપજમાથી આપવી પડે છે અને તેનું સન્માન કરવુ પડે છે અને આખરે આટલી બધી મહેનત કરીને તથા અવ્યાપારેષુ વ્યાપાર કરીને નિધિમા પણ જૂજ રકમનો જ ઉમેરો થાય છે

અમુક ચોક્કસ કાર્ય માટે વિશિષ્ટ કાર્યકર્તાઓને જોઈતો નિધિ તે કાર્યને અને તે જ કાર્યકર્તાઓને નામે ન માગતા બહારના કોઈ મોટા આગેવાનના સન્માન કે સ્મારકને નામે ઉઘરાવવો અને તેના માટે એ આગેવાનનાં પણ ખાસ ગુણગાન કરવા એમા પણ અમુક અશે અપ્રામાણિકપણુ રહેલુ છે એ આગેવાનનો સત્કાર કે સ્મારક કરવાનું સ્વતત્રપણે નક્કી થયુ હોય, તો એ આગેવાનને જે પ્રકારના જાહેર કાર્યમા ખરેખર રસ હોય કે જે તેને ઇષ્ટ લાગતું હોય એવા કાર્યને રૂપે એ સન્માન કે સ્મારક થાય, એવો પ્રયત્ન કરવામા કશુ ખોટુ નથી

**ગમે તેની પાસેથી દાન લેવું** સેવકે ગમે તેવા માર્ગે ફાળો ઉઘરાવવો નહી, પણ દાતા પૈસા આપવા આવે તો તેણે કઈ રીતે તે

પ્રાપ્ત કર્યો છે તેની ચિકિત્સા કરવાની પણ સેવકને માટે ખાસ જરૂર નથી સશયાસ્પદ માર્ગે મેળવેલુ ધન પણ દાતા પશ્ચાત્તાપ કે પ્રાયશ્ચિત્તની લાગણીથી સત્કાર્ય માટે આપવા માગતો હોય, તો તે ધન પવિત્ર જ છે, તેથી સેવકે કોઈ પણ દાતાએ સ્વેચ્છાથી આપેલી દેણગી લેવાની ના ન પાડવી, તેમ છતા આમા પણ કેટલાક અપવાદ જરૂર કરવા પડે ચોરીનો માલ છે એમ જાણવા છતા તે ખરીદવો એ જેમ ગુનો છે, તેવી જ રીતે તે દાનમા લેવો એ પણ ગુનો જ છે એવી જ રીતે દાન આપવામા દાતાની પશ્ચાત્તાપની કે પ્રાયશ્ચિત્તની અથવા કાર્ય વિષેની પ્રેમની લાગણી હોવાને બદલે પોતાના દુષ્કૃત્યો પર ઢાકપિછોડો કરવાનો અને તે અવ્યાહતપણે ચાલુ રાખવાનો જ ઇરાદો દેખાતો હોય, તો સેવકે દાતાને સમજાવવાનો પ્રયત્ન કરવો કોઈ પણ વિશિષ્ટ દાનનો કારણ બતાવ્યા વિના અસ્વીકાર કરવાનો સસ્થાના સચાલકોને અધિકાર હોવો જોઈએ

**ફડને મર્યાદા જોઈએ** સસ્થાએ પોતાની કાર્યશક્તિને અનુસરીને પોતાના પ્રતિગ્રહને એટલે કે દાનસ્વીકારને મર્યાદા મૂકવી જોઈએ કાર્યની ભૂખ કરતા કે પચનશક્તિ કરતા વધારે દાન સ્વીકારવામા ભલુ નથી સેવાકાર્યમા પણ અકરાતિયાપણુ બાધક જ હોય છે સેવકમા આત્મપાવિત્ર્યનુ અભિમાન ન હોવુ જોઈએ, તેમ છતા તન અને મન ધન કરતા શ્રેષ્ઠ છે અને ધન એ એના કબજામા રહે, એ બે ધનના તાબામા ન જાય, એટલી આત્મવિશ્વાસની ભાવના તેણે અવશ્ય રાખવી જોઈએ, અને પ્રતિગ્રહની બાબતમા લાગૂલચાલન વગેરે જેવી શ્વાનવૃત્તિ ન રાખતા ધીરોદાત્ત એવી કેસરીવૃત્તિ જ ધારણ કરવી

**સ્થાયી નિધિ** જોઈએ તે કરતા વધારે નિધિસગ્રહ જેમ નુકસાનકર્તા છે, તેવી જ રીતે સ્થાયી નિધિ પણ કાર્યને મારક જ છે સસ્થાને કાયમી ફડ હોય અને તેના વ્યાજમાથી સસ્થાની પ્રવૃત્તિ ચાલે અથવા સસ્થાને લોકાશ્રય મળવાનો બધ થાય તો એવે વખતે એ કાયમી ફડનો ઉપયોગ

કરી શકાય, એ માન્યતા ભૂલભરેલી છે કાયમી ફંડને લીધે સેવકમા સુસ્તી અને બેપરવાઈ આવે છે અને મોટે ભાગે સસ્થાનો કબજો મેળવવા માટે ઝઘડા પણ પેદા થાય છે જ્યા સુધી કાર્યનું મહત્ત્વ અને આવશ્યકતા લાગતી હોય અને કાર્યકર્તાઓ વિશ્વાસને પાત્ર હોય ત્યા સુધી લોકો સસ્થાને જરૂરી નાણાની મદદ આપ્યા કરશે અને જે સસ્થાએ લોકોનો વિશ્વાસ ગુમાવ્યો હોય, તેને જીવવાનો જ અધિકાર ન હોઈ શકે સ્થાયી ફંડને લીધે સેવકની અગત્ય ઘટવાને બદલે નામધારી સેવકો એ તરફ ખેચાય છે, અને અનેક રીતે મિથ્યાચાર વધવા માડે છે ગર્ભશ્રીમતાઈ સગાની માણસની પણ અવનતિનું કારણ બને છે, તો પછી સેવકની તો વાત જ શી કરવી?

## ૧૧

## સેવકો જોઈએ છે

અહી સુધી સેવાકાર્યનું અને સેવકની શ્રદ્ધા, દૃષ્ટિ વૃત્તિ ઇત્યાદિનું તાત્ત્વિક વિવેચન કર્યું સેવા એક પવિત્ર વસ્તુ છે, પણ પવિત્ર વસ્તુઓ જ કલુષિત બને તેથી વળી વિશેષ હાનિકારક બનવાનો સભવ હોય છે તેથી સેવામાર્ગના યાત્રીઓને તેમની આગળની યાત્રા બાબત કેટલીક સામાન્ય સૂચનાઓ આપવાના ઉદ્દેશથી આ વિવેચન કર્યું છે

આપણે હાથે કઈક પણ દેશસેવા લોકસેવા થાય એવી સ્વાભાવિક અને નિખાલસ ઇચ્છા ધરાવનારા અનેક જુવાનો સર્વત્ર હોય છે પણ તેમને યોગ્ય માર્ગદર્શન મળતું નથી અને તેથી ' यथासाग त कम काही घडना, घड कम ते पुण्य गाठी पडना (કોઈ પણ કામ સાગોપાગ પાર પડતું નથી અને તેથી જે કર્મ થાય છે તેનું ફળ કે પુણ્ય મળતું નથી ) જેવી સ્થિતિ થાય છે આગળ ચાલનારાઓનો અનુભવ પાછળથી આવનારાઓને મળે એ જ માનવજાતિની ઉત્તરોત્તર પ્રગતિનુ સાધન છે ઉપર કરેલુ વિવેચન સપૂર્ણ તો નથી જ કોઈ પણ ખામી

વીંટાયેલો, ગંગા, યમુના, સિંધુ, નર્મદા, ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી એ સાત નદીઓના પ્રવાહોથી સુસ્નાત, વિસ્તીર્ણ, પ્રાચીન, સમૃદ્ધ, આપણુ ચાલીસ કરોડ સ્ત્રીપુરુષોનો આ દેશ રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, બસવ અને નાનક, તુલસીદાસ અને કબીર, અશોક અને અકબર, શિવાજી અને પ્રતાપ, ચાંદબીબી અને અહલ્યાબાઈની ભૂમિ છે. વેદ-ઉપનિષદો જેવા તત્ત્વજ્ઞાનના સર્વોત્તમ ગ્રંથો સૌથી પહેલાં અહીં જ નિર્માણ થયા. તાજમહાલ જેવી અનેક કળાકૃતિ આ જ ભૂમિમાં પેદા થઈ. દુનિયાના ઘણાખરા ધર્મોને જન્મ અને બધાને આશ્રય આ જ ધર્મભૂમિએ આપ્યો છે. આ ભૂમિનો કણેકણ વીરોના લોહીથી અને મહાત્માઓના પાદસ્પર્શથી પુનિત થયેલો છે. આવી આ આપણી ધન્ય ભૂમિ છે અને આપણે તેનાં સંતાન છીએ.

આ ભૂમિનુ આપણા ઉપર અપાર ઋણ છે, એની માટીમાંથી આપણા દેહ બન્યા છે, તેના અન્નથી પોષાય છે અને આખરે એના જ ઉદરમાં જવાના. સુખસગવડો, વિદ્યાકળા, સોબતસંગત એ જ આપણને પૂરાં પાડે છે. તેથી તેની, એટલે જ આપણા દેશબાંધવોની, –હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, શીખ, જૈન વગેરે કરાંચીથી ગૌહાટી અને પેશાવરથી રામેશ્વર સુધી વસતા ચાલીસ કરોડ ભાંડુઓની –સેવા કરવી એ જ આપણો અધિકાર અને એમાં જ આપણું જીવનસાફલ્ય છે.

સેવા અનેક રીતે કરવાની જરૂર છે. સાચા સેવકોની જ જરૂર છે. હિન્દી પ્રજા આજે દરેક જાતનાં દુઃખોથી પીડાયેલી છે.

**પરદાસ્ય :** પહેલો સવાલ છે પરદાસ્યનો — આપણી ગુલામીનો. મુઠ્ઠીભર અંગ્રેજો સાત સમંદરની પેલી પારથી અહીં આવીને આપણા ચાલીસ કરોડ લોકોને હાંકી રહ્યા છે. હિન્દુસ્તાનનું રાજ્યબંધારણ કેવું હોય તે વિલાયતની પાર્લમેન્ટ નક્કી કરે. બધી સત્તા, બધા અધિકાર — અખત્યાર પારકાના હાથમાં. તેઓ હુકમ કરે અને આપણે

ચૂપચાપ તેનો અમલ કરવાનો આપણે કોની સાથે મિત્રતા રાખવી, કોની સાથે યુદ્ધ કરવુ, આપણા મિત્ર કોણ અને શત્રુ કોણ, કોની સાથે આપણે વેપાર કરીએ, દેવુ કોની પાસે માગીએ, ભાષા કઈ બોલીએ, કપડા કેવા પહેરીએ, કેળવણી કઈ જાતની લઈએ–બધુ તેઓ નક્કી કરી આપે! આપણને શુ લાગે છે, શુ ગમે છે કે શુ નથી ગમતુ, શુ માન્ય છે, શુ માફક આવે છે, એની કશી કિંમત નથી વેપાર, ઉદ્યોગ, આર્થિક વહેવાર, બધુ પારકાના હાથમા

આપણા પોતાના દેશમા આપણી આવી સ્થિતિ, તો પછી પરમુલકમા આપણો કોણ ભાવ પૂછવાનુ હતુ? પેટને માટે પરદેશ સેવીએ તો ત્યાય ડગલે ને પગલે અપમાન અને તિરસ્કાર સહન કરવાનુ ભાગે આવે છે

રાજ્યસસ્થા એ માણસના સઘજીવનની પ્રમુખ સસ્થા ગણાય એ જ દૂષિત થવાથી આપણુ આખુ સાઘિક જીવન જ દૂષિત થયેલુ છે 'राजा कालस्य कारणम'–ડડાની સત્તા અપ્રતિહત ચાલે છે, પ્રેમની સત્તા માનવા કોઈ તૈયાર નથી બીકણ વૃત્તિ વધી સ્વાભિમાન લુપ્ત થયુ આપણી સાથે તોછડાઈથી વર્તે એને વિષે આપણા મનમા ધાક અને આદરની લાગણી પેદા થશે,–સ્વાભિમાનશૂન્ય માણસમા ધાક ને બીતિ વિનાનો આદર હોઈ શકે છે કે કેમ એ વિષે શકા જ છે – અને જે આપણી સાથે તોછડાઈથી નહી વર્તે તે આપણને તુચ્છ લાગશે પરદાસ્ય એટલે સ્વકીય જનોની અવગણના અને પારકા આગળ શરણાગતિ, આપસમા અણબનાવ અને પારકાની આજ્ઞાનુ પાલન પરદાસ્ય એટલે સ્વાર્થને માટે બધુદ્રોહ દાસ્ય એટલે પુરુષાર્થહીનતા, પરાવલબન, પારકાને અનુકૂળ થવાની વૃત્તિ, એદીપણુ માનસિક દારિદ્ર અને નિરાશાવાદ દાસ્ય એટલે મિથ્યાચાર, સામે હોય ત્યારે સાષ્ટાગ પ્રણામ અને પીઠ પાછળ નિદા ઊગતાને પૂજવાનું ને આથમતાનો કશો ભાવ નહી દાસ્ય એટલે ચારિત્ર્ય ને શીલનો લોપ, બીનિતુ સામ્રાજ્ય અને પ્રેમ અને નીતિની પાયમાલી પરદાસ્ય એટલે માણસાઈનુ રાજીનામુ

આથી ઊલટું, સ્વરાજ્ય એટલે સ્વાવલંબન, પોતાના માણસો પર અવલંબન, બંધુપ્રેમ, સંઘનિષ્ઠા, સ્વાભિમાન અને આત્મવિશ્વાસ — એટલે જ ઈશ્વર પર વિશ્વાસ.

પારતંત્ર્યને કારણે દેશનું શોષણ થયું, વેપાર, ઉદ્યોગધંધા નાશ પામ્યા અને દેશ કંગાળ બન્યો એ તો ખરું જ; પણ એથીય વિશેષ દુઃખની વાત તો એ કે, આપણામાંની નાગરિકતાની ભાવના, આપણે પણ રાજ્યસંસ્થાના એક ઘટક છીએ, સરકાર આપણા સહકારથી જ ચાલે છે, સરકારનાં કૃત્યો માટે તેમ જ આપણી આસપાસ ચાલનારા સારાનરસા બનાવો માટે આપણે અમુક અંશે પણ જવાબદાર છીએ એનું ભાન, તે જ પ્રમાણે અનિષ્ટ વસ્તુઓનું નિવારણ કરવું આપણા હાથમાં છે એવી હિંમત ને આત્મવિશ્વાસ આપણામાંથી નાશ પામ્યાં. આપણી નજર સામે કોઈ ગુંડો ગામના ગરીબ લોકોની પજવણી કરતો હોય તોપણ આપણે તો એમ જ કહીએ છીએ કે, એને માટે ઇલાજ કરવાનું કામ પોલીસ અને મૅજિસ્ટ્રેટનું છે; સાચી સાક્ષી આપવાની જવાબદારી પણ આપણે સ્વીકારવા તૈયાર નથી હોતા.

ખરું જોતાં સરકારી નોકર એ જનતાનો નોકર છે, પરંતુ પારકી સત્તા નીચે તે પોતાને પ્રજાનો ભક્ષક અને પીડક સમજે છે અને પ્રજા પણ તેને તેવો જ સમજે છે. સરકારને લૂંટવી, તેને ડુબાડવી, છેતરવી, ચાલાકીથી તેની આંખમાં ધૂળ નાખવી, એમાં લોકોને કશું અજુગતું લાગતું નથી; ઊલટું, એમ કરવામાં મોટાઈ લાગે છે. 'સરકારી ખજાનામાં પૈસા ભરવા' એના જેવો નિંદ્ય બીજો એકે ગુનો નથી! સરકારી નોકરીની જે દશા હોય છે તે જ પરંપરાથી લોકલ બોર્ડ, મ્યુનિસિપાલિટી વગેરેના કામની તેમ જ ખાનગી નોકરીની પણ થઈ છે. જેનો રોટલો ખાઈએ તેની (તેની હાજરીમાં) જય બોલાવવી — "ज्याची खावीळी पोळी त्याची वाजवावी (फक्त त्याच्या समोर) टाळी" — અને તેની પીઠ પાછળ તેને ખાડામાં નાખવાની પેરવી કર્યા કરવી, એ આજે શિષ્ટાચાર થઈ પડ્યો છે. આખા રાષ્ટ્રનું

ચારિત્ર્ય જ બગાડ્યું છે. લૉર્ડ વિલિંગ્ડન મુંબઈના ગવર્નર હતા તે વખતે તેમણે ગાંધીજીને કહેલું કે હિંદી લોકોમાં ના કહેવાની હિંમત નથી. પરાધીન વૃત્તિનું જ આ પરિણામ છે.

આ જ પરાનુકૂલ વૃત્તિ આપણી કેળવણી, આપણી ભાષા, રીતરિવાજ, પહેરવેશ, અંદર અંદરના અણબનાવ વગેરે બધામાં દેખાઈ આવે છે. પારતંત્ર્યને કારણે આપણું આર્થિક નુકસાન તો થયું જ છે, પણ આપણી દાનત બગડી એ વધારે ગંભીર સ્વરૂપનું નુકસાન થયું છે. અંગ્રેજો દુષ્ટ છે અથવા બીજાઓના કરતાં વધુ લોભી છે, એટલા માટે આપણે તેમનું રાજ અહીં ન જોઈએ એવું નથી; પણ આપણે જ નાદાન ન રહીએ અને અંગ્રેજોના તેમ જ દુનિયાના બગડવાનું કારણ ન થઈએ એટલા માટે જ, આપણા, તેમના, તેમ જ દુનિયાના કલ્યાણને માટે, આપણે સ્વરાજ મેળવવું જોઈએ.

આ સ્વરાજ્ય કોઈની આપખુદ સત્તાવાળું નહીં પણ લોકશાહીવાળું હશે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોઈ શકે. કેવળ અંગ્રેજોનો કાબૂ દૂર થવાથી લોકશાહી સ્થાપન નહીં થાય. લોકશાહી એટલે બધાને સરખો અધિકાર; કોઈ પણ વ્યક્તિની, વર્ગની કે પ્રાંતની બીજા પર જોહુકમી ન હોય, બીજા તેવા આપણે અને આપણે તેવા બીજા, એમ એકેએક નાગરિકને લાગવું જોઈએ.

આ ધ્યેય સત્ય અને ન્યાયનીતિની સાથે પૂરેપૂરું સંગત છે; અને તેથી જ તે સત્ય અને અહિંસાના માર્ગે — અને એ માર્ગે જ — પ્રાપ્ત કરવું શક્ય છે. રાજકારણમાં પણ દૃષ્ટિ પારમાર્થિક જ હોવી જોઈએ, એ અત્યાર સુધીના વિવેચન પરથી ધ્યાનમાં આવશે. દેશભક્તિ એટલે ગમે તેમ સામાજિક સ્વાર્થ સાધવાની વાત નથી. રાજકારણમાં સાચું, ખોટું, નીતિ, અનીતિ ઇત્યાદિનો વિધિ-નિષેધ પાળવાની જરૂર નથી એમ કહેવું, એ સાર્વજનિક જીવનમાંથી નીતિને દેશવટો આપવા બરાબર છે. અને એમ થતાં ગૃહજીવનમાંથી પણ નીતિને જાકારો મળતાં વાર નહીં લાગે. પરંતુ પાણીની નીચાણ

તરફની ખેંચ એક વાર રોકી શકાય, પણ માનવ બુદ્ધિની પરમાર્થ તરફની ખેંચ કદી પણ રોકી શકાય તેમ નથી.

આપણને જે સ્વરાજ્ય જોઈએ છે તે કેવળ બ્રિટિશ પાર્લમેન્ટના કોઈ કાયદાથી કે હિંદ અને ઇંગ્લેંડ વચ્ચેની સંધિથી કે કરારથી સિદ્ધ થવાનું નથી. એ સ્વરાજ વિલાયતમાંથી વિમાનમાં અહીં લઈ આવવાનું નથી, પણ અહીંની ભૂમિમાંથી જ એ ઊગવું જોઈશે. તે માટે આપણે હિંદુસ્તાનનાં જ ગામડાંઓમાં લાંબા વખત સુધી અને અનેક રીતે પ્રયત્ન કરવો જોઈએ. કાયદા અથવા કરારનામુ એ સ્વરાજ્ય-મંદિરનું પ્રવેશદ્વાર છે એમ કહેવામાં માત્ર કશો વાંધો નથી.

આ પ્રવેશદ્વાર સુધી પહોંચવા માટે પણ આપણે ભગીરથ પ્રયત્ન કરવા પડશે. સ્વરાજની જેમને તમન્ના છે, સ્વરાજ્યપ્રાપ્તિની જેમણે પ્રતિજ્ઞા લીધી છે, સ્વરાજનો જેઓ દિનરાત જાપ જપે છે, એવા સ્વરાજના લાખ્ખો જોગીઓની જરૂર છે. ગમે ત્યારે હિલચાલના પૂરમાં તણાઈને એક વાર ડૂબકી મારી લઈને પછી દેશને કાયમને માટે ભૂલી જનારા વીરોથી આ કામ પાર પડવાનું નથી.

**શિક્ષણ અને સંગઠન**: આમ-જનતાને રાજકીય કેળવણી આપવી જોઈએ; રાજકીય જીવનની આંટીઘૂંટીઓ તેમને ઉકેલી બતાવવી જોઈએ. આજ સુધી થયેલા પ્રયત્નોની, દેશના અનેક નાના મોટા રાજકીય પક્ષોની, તેમ જ તેમના કાર્યક્રમોની માહિતી તેમને આપવી જોઈએ. પરદેશી સત્તાના આધારસ્તંભ આપણે પોતે જ છીએ તેનું તેમ જ સ્વરાજની ઇષ્ટતાનું અને આવશ્યકતાનું, સ્વરાજ સંપાદન કરવાની ફરજનું, તે પ્રાપ્ત કરવાના ઉપાયોનું, સત્ય અહિંસાના શ્રેષ્ઠત્વનું, કાર્યપદ્ધતિનું અને સામર્થ્યનું તેમને ભાન કરાવવું જોઈએ. લોકશાહીનો અર્થ લોકશાહીના સહચારી ભાવો, હાલનું રાજ્યબંધારણ અને રાજ્ય-કારભારની પદ્ધતિ, મતદારોની ફરજો, રાજકીય, સામાજિક, તથા આર્થિક સમતાની ઇષ્ટતા તેમ જ તેને અમલમાં મૂકવાના કાર્યક્રમો.

એકબીજા વચ્ચેના અણુમનાન દૂર કરીને સપથી ચાલવાની આવશ્યકતા વગેરે વસ્તુઓ લોકોને સમજાવવી જોઈએ

કેળવણી સાથે સગઠન પણ કરવુ જોઈએ સ્વરાજ્યપ્રાપ્તિ માટે સત્ય-અહિસા સાથે સગત એવા બધા ઉપાયો અજમાવીને સતત પ્રયત્ન કરનારી વર્ગ-જાતિ-નિરપેક્ષ આખા હિદુસ્તાનની એવી એક મહાન સસ્થા જોઈએ એ સસ્થા એ જ આપણી સરકાર એમ માનીને તેને વિષે રાજનિષ્ઠાની તથા આજ્ઞાપાલનની ભાવના નાગરિકોમા નિર્માણ કરવી જોઈએ જોરાવર અને જુલમી એવા પરદેશી, મનાવગી, રાજાએ કપટનીતિ અને શસ્ત્રાસ્ત્રને જોરે અસલ રાજાની ગાદી પચાવી પાડીને તેને રઝળતો કરી મૂક્યો હોય તોય તેની રાજનિષ્ઠ પ્રજા પોતાના એ અભિષિક્ત રાજાને બેવફા નહી થાય પરદેશી જોરાવર ગુડા આગળ માથુ નમાવવુ એ નામોશીભર્યુ તો છે જ, પરતુ એ ઘૃણા ઉપજાવે એવો રાજદ્રોહ અને દેશદ્રોહ પણ છે તે જ પ્રમાણે નોકસમત એવી જે સ્વરાજ્ય-સસ્થા આપણે સ્થાપન કરવાનો સકલ્પ કર્યો છે, "તે આપણી ભાવી રાજ્યસસ્થા એ જ આપણો અભિષિક્ત રાજા છે આપણી નિષ્ઠા એ રાજાને અર્પણ કરેલી છે એ રાજાને વનવાસમાથી પાછો આણીને સિહાસન પર બેસાડવા માટે પ્રજાને સગઠિત કરનારી આપણી જે સ્વરાજ્યાકાક્ષી સસ્થા એ આપણા રાજાનો સેનાપતિ છે આપણા સૈનિકોએ એ સેનાપતિની શિસ્તમાં રહીને તેના હુકમ તત્પરતાથી પાળવા જોઈએ ' આ ભાવનાને રાષ્ટ્રવ્યાપી કરવા માટે આપણે સખ્યાબધ કાર્યકર્તાઓની જરૂર છે

રાષ્ટ્રનુ ઘડતર પણ કેવળ પરદેશીઓને હાકી કાઢવાથી આપણુ કામ પૂરુ નહી થાય આપણે આપણા રાજાને વનમાથી પાછો આણવાનો નથી પણ જનમાથી — જનતામાથી — ઊભો કરવાનો છે "રાષ્ટ્રીય સરકાર ' સ્થાપન કરવા માટે પ્રથમ 'હિન્દી રાષ્ટ્ર" તૈયાર થવુ જોઈએ "સ્વતત્ર હિદુસ્તાન' નિર્માણ કરવા પહેલા પ્રથમ "હિદુસ્તાન' નિર્માણ કરવો જોઈએ

આપણું રાષ્ટ્રીય જીવન આજ શિથિલ અને છિન્નભિન્ન થયું છે હિંદુ મુસલમાનો વચ્ચે અણબનાવ એ તો લડવાનો જ એક મુદ્દો છે, પણ હિંદુ હિંદુ વચ્ચે અને મુસલમાન મુસલમાન વચ્ચે કાંઈ ઓછા ઝઘડા છે? બ્રાહ્મણ–બ્રાહ્મણેતર, સ્પૃશ્ય–અસ્પૃશ્ય, શિયા–સુન્ની, એટલા જ નહિ પણ મરાઠી–ગુજરાતી, આંધ્ર–તામિલ, બંગાળી–બિહારી એમ જાતજાતના આડાઅવળા કાપને લીધે રાષ્ટ્રના ભાગલા થવા બેઠા છે આ બધા ભાગલા સાંધીને એકરૂપ, એકતાન, એકદિલ, એવો હિંદુસ્તાન આપણે નિર્માણ કરવો જોઈએ હું બ્રાહ્મણ, હું મરાઠો, હું મહાર, હું લિંગાયત, હું કાનડી, હું કચ્છી, વગેરે અભિમાન છોડી દઈને "હું હિન્દી, આખો હિંદુસ્તાન મારો, મારા ચાળીસ કરોડ ભાઈઓ છે," એવું ઉદાત્ત અભિમાન આપણા મનમા ઠસવું જોઈએ એકબીજા વિષેનો અવિશ્વાસ કાઢી નાખવો જોઈએ અને પ્રેમ સાધવો જોઈએ હિંદુ મુસલમાન, પારસી, ખ્રિસ્તી, શીખ જૈન — બધાએ એકબીજાની ભાષા, લિપિ સાહિત્ય, કળા, રીતરિવાજ વગેરેનો ગુણ આદર દૃષ્ટિથી અભ્યાસ કરવો જોઈએ મનના સાંકડાપણા સાથે જ અજ્ઞાન અને અપરિચય પણ એકબીજા વિષે અવિશ્વાસનું કારણ બને છે એક બીજાનો ગુણગ્રાહી પરિચય થાય તો તેથી એકબીજાની સંસ્કૃતિ તથા રીતરિવાજમા રહેલા સારા તત્ત્વોની આપલે થશે અને સર્વ-ગુણ સંપન્ન એવી સામુદાયિક સંસ્કૃતિ નિર્માણ થશે

એકબીજાના ધર્મોના અભ્યાસથી સર્વધર્મ-સમભાવ દૃઢ થશે "આપણો પોતાનો તે જ ધર્મ બાકી બધા અધર્મ" આ ગાંડી અને અહિતકારક માન્યતા દૂર થશે અને બીજા ધર્મો એ આપણા ધર્મની જ નવી કે જૂની આવૃત્તિઓ છે એમ જ વક્તાના એક જ વિષય પરના જુદે જુદે પ્રસંગે આપેલાં ભાષણોમા જેમ પ્રતિપાદન કે રજૂઆતની ભિન્નતા હોય છે પણ વિરોધ નથી હોતો ઊલટું એ ભિન્ન વ્યાખ્યાનો એકબીજાના પૂરક હોય છે, તેવી જ રીતે ભિન્ન ધર્મો તે તે પરિસ્થિતિને અનુસરીને ભિન્ન રજૂઆત કરતા હોય તો

પણ તેમના પ્રતિપાદનના તત્ત્વો એક જ હોય છે એ ધ્યાનમાં આવશે અને અન્ય ધર્મોના પરોશને લીધે વિષાદ ન થતા ઊલટું તેમની સોબતથી આનદ થતા માડશે

આને માટે એકબીજાના ધર્મ, સાહિત્ય, કળા, વગેરેનો સદ્ભાવપૂર્વક અભ્યાસ કરીને પોતાને થતો લાભ બીજાઓને પણ વહેંચી આપનારા સાહિત્યસેવકો અને કલોપાસકોની જરૂર છે

**आपणी सार्वजनिक सस्थाओ** શાળાઓ, છાત્રાલયો, વાચનાલયો, ધર્મશાળાઓ, અનાથાલયો, ભોજનાલયો, ક્લબો, રમતગમતના મેદાનો, વગેરે બધા સ્થાનો બધા જ નાગરિકોને — રાષ્ટ્રીયોને માટે ખુલ્લા હોવા જોઈએ આપણુ સાર્વજનિક જીવન એકરાષ્ટ્રીય હોવુ જોઈએ એકબીજાને સહાય કરવાની વૃત્તિ દૃઢ થવી જોઈએ એમ કરવામા આપણે બીજાને મદદ નથી કરતા પણ પોતાની જાતને જ મદદ કરીએ છીએ, એ વસ્તુ ધ્યાનમા આવવી જોઈએ ટૂ કમા, આપણી અસ્મિતા રાષ્ટ્ર-વિસ્તૃત કે રાષ્ટ્રવ્યાપક થવી જોઈએ

**सामाजिक समता :** આપણે દેશનો સર્વાંગી વિકાસ સાધવો છે. રાષ્ટ્રનુ કોઈ પણ અગ ઉપેક્ષિત, કુંઠિત કે અણુવિકસેલુ ન રહેવુ જોઈએ આને માટે પહેલી આવશ્યક વસ્તુ તે સામાજિક સમતા છે જન્મથી કોઈ પણ વ્યક્તિ ઉચ્ચ કે નીચ નથી એ સિદ્ધાત સર્વમાન્ય થવો જોઈએ, અને દરેકને ઊચુ માથુ રાખીને ફરવાનો અને પોતપોતાની કર્તૃત્વશક્તિનો પૂરતો ઉપયોગ કરવાનો બીજાઓ જેટલો જ હક હોવો જોઈએ 'હુ જન્મે જ શ્રેષ્ઠ છુ,' એવી બડાશ કોઈ ન હાકે, તેવી જ રીતે 'હું નીચ જ છુ,' એવી આત્મદ્રોહી કલ્પના પણ કોઈના મનમા દાખલ ન થવી જોઈએ જાતજાતની અસ્પૃશ્યતા તેમ જ ન્યાતન્યાત વચ્ચેની વિવિધ પ્રકારની ઉચ્ચનીચપણાની ભાવના પૂરેપૂરી નાબૂદ થવી જોઈએ

પરધર્મના લોકોની બાબતમા પણ આત્મ પાવિત્ર્યની ભાવનાને કારણે ઓછાવત્તા પ્રમાણમાં અસ્પૃશ્યતા રાખવામાં આવે છે એનો

પણ સમૂળગો નાશ થવો જોઈએ. જન્મમૂલક વિષમતા એ પાખંડ છે, એમાં માણસાઈનું અપમાન છે, ઉચ્ચનીચ બન્નેના વિકાસમાં મોટો અંતરાય છે, સામાજિક તેમ જ રાજકીય સંગઠનના માર્ગમાં મોટું વિઘ્ન છે, જે મુલકમાં પ્રવાસ કરતી વખતે આપણને કયાંય આદરાતિથ્ય, અથવા રહેવા પૂરતો આશરો મળતો નથી તે દેશ વિષે—

आनद कद ऐसा । हा हिंद देश माझा ।।

અથવા

अयि मातृभूमि तेरे । चरणोंमें सिर नमाऊ ।
मन और देह तुझ पर बलिदानमें चढाऊ ।।

—આવી જાતના ભાવો હરિજનોનાં કે મુસલમાનોનાં અંતરમાં કેવી રીતે ઊઠી શકશે?

આ સામાજિક સમતાની સ્થાપના માટે પણ સ્વરાજ્ય-સ્થાપના જેટલા જ પ્રયત્ન કરવા પડશે. અસ્પૃશ્યતા અને વિષમતાના અનેક પ્રકાર છે. બેટબંધી, રોટીબંધી, શાળાબંધી, મંદિરબંધી, હૉટેલબંધી, હજામ-ધોબી-બંધી, ધંધાની બંધી, પહેરવેશની બંધી, પકવાનની બંધી, વગેરે અનેક જાતની બંધીઓ છે. એ દરેકનો યુક્તિપ્રયુક્તિથી સામનો કરવો પડશે. પરદેશી સત્તા સાથે ઝઘડવા કરતાં સમાજની સાથે ઝઘડવા માટે વધારે હિંમત, ધીરજ, સહનશક્તિ અને યોજકતાની જરૂર પડે છે.

आर्थिक समानता : આર્થિક સમાનતા પણ એટલી જ મહત્ત્વની છે. શારીરિક મહેનતનાં કામ કરનારાઓને, અને તેમાંય ગલીચ કામો કરનારાઓને ભાગે સામાજિક હીનતાની સાથે જ દીનતા અને દારિદ્ર પણ આવે છે. આ સ્થિતિ અન્યાય્ય અને સામુદાયિક હિતની દૃષ્ટિથી હાનિકર્તા પણ છે. ખેડૂત, મજૂર, કુંભાર, ઢેડ, ભંગી વગેરેના જેવા સમાજને ઉપયોગી અને આવશ્યક કામ કરનારા ઘટકોનું બુદ્ધિજીવી અને વગર મહેનતે બેઠા બેઠા ખાનારા વર્ગ તરફથી મોટા પ્રમાણમાં શોષણ થાય છે, એ વાત સ્વીકાર્યા વિના છૂટકો નથી. જમીનદાર અને કારખાનાદાર વર્ગ મજૂરો પાસે પૂરતી મજૂરી આપ્યા વિના કામ

કરાવે છે; વેપારીઓ છૂટક માલ ખરીદનાર ગ્રાહક પાસેથી વધુ નફો લે છે અને શાહુકારો પણ ગરીબો પાસેથી આકરું વ્યાજ લે છે. પેઢીઓ ને પેઢીઓ આર્થિક મુશ્કેલીમાં પસાર થવાથી આ શ્રમજીવી (કે શ્રમભૂખ્યા ?) વર્ગો દૈવવાદી, અલ્પસંતોષી અને આકાંક્ષાહીન બન્યા છે. તેમને તેમના શ્રમનો બદલો વધારે પ્રમાણમાં મળે, તે જ પ્રમાણે સાંથ, નફો અને વ્યાજ સુસહ્ય બને એટલાં ઘટાડવા માટે હિલચાલ, સંગઠન, અને કાર્યક્રમ ઘડાવાં જોઈએ. દેશની કુલ સંપત્તિ કેવળ તેની સમાન વહેંચણી થવાથી પણ અનાયાસે વૃદ્ધિ પામશે. કારણ, સંપત્તિ એટલે કેવળ રૂપિયા, આના, પાઈ જ નથી, અથવા ઉપભોગની વસ્તુઓ સુધ્ધાં નથી; પણ એ વસ્તુઓના ઉપભોગથી થનારી પ્રાણશક્તિની વૃદ્ધિ અથવા માનસિક સંતોષ એ સંપત્તિ છે. દસ લાડવા એક માણસને આપીએ અને દસ માણસને એક એક કરીને આપીએ તો બીજી રીતે અપાયેલા દસ લાડવાનું મૂલ્ય પહેલી રીતે અપાયેલા દસ લાડવાના મૂલ્ય કરતાં કેટલાય ગણું વધારે થશે. એ જ રીતે રાષ્ટ્રની કુલ સંપત્તિ એટલીને એટલી જ રહે તોપણ તેની સમાન વહેંચણી કરવાથી રાષ્ટ્રની પ્રાણશક્તિ અને સુખશાંતિમાં આપણે વધારો કરી શકીશું. આવો આ ફોગટનો અનાયાસે મળતો અને અચૂક ઉપાય છે.

અને રાષ્ટ્રદેહની કરોડને ઠેકાણે રહેલા આ શ્રમિક વર્ગોનો સામાજિક દરજ્જો અને આર્થિક સ્થિતિ જો સુધરે તો તે સ્વાભિમાની, સમજણા, પ્રૌઢ અને શક્તિશાળી બનશે અને આખા રાષ્ટ્રની આબરૂ વધારવામાં સહાયભૂત થશે. તેને એવી રીતે સમર્થ બનાવવા માટે સાચી દાઝવાળા સૈનિકોની જરૂર છે.

**ઉત્પાદનની વૃદ્ધિ :** સમાન વહેંચણીની સાથે જ રાષ્ટ્રની ઉત્પાદન-શક્તિ વધારવા તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે. દારિદ્ર એ આજે હિંદુસ્તાન સામેનો અત્યંત તાકીદનો પ્રશ્ન છે. ગમે તેવું રસકસ વિનાનું અન્ન હોજરીની કોથળી પૂરી ભરાય ત્યાં સુધી પેટમાં ઠાંસવું એને કંઈ પેટભર ભોજન ન કહેવાય; પણ જે આહારમાં ભાત, રોટલો,

દાળ, તેલ, શાકભાજી, ફળ, દૂધ ઘી અથવા માંસમચ્છી યથાપ્રમાણ હોય અને જેના સેવનથી માણસ સશક્ત, નીરોગી અને દીર્ઘાયુ થાય એવો "સમતોલ આહાર" (બૅલન્સડ ડાયેટ) એ પેટભર ભોજન કહેવાય આવું ભોજન હિંદુસ્તાનના કરોડો લોકોને ભાગે ક્યારેક જ આવતું હશે બદનના માટે બીજું વસ્ત્ર ન હોવાને કારણે રાત્રિના અંધારામાં નગ્ન અથવા નગ્નપ્રાય સ્થિતિમાં સ્નાન કરીને પાછું પહેરવાનું જ ધોયા વિનાનું વસ્ત્ર પહેરનારી સ્ત્રીઓ, અને હૂંફાળું ઓઢવાનું નથી એટલા માટે શિયાળામાં તાપણીની હૂંફ મેળવી સૂનારા લોકો દેશમાં કેટલાય છે સાત્વિક આહારને અભાવે આપણા લોકોની આયુર્મર્યાદા બહુ ઘટી ગઈ છે, બાળમૃત્યુનું પ્રમાણ બહુ વધ્યું છે, રોગચાળાનો ફેલાવો થઈ રહ્યો છે અને ક્ષયરોગનો પ્રસાર તો બેહદ થયો છે આ બધી આપત્તિઓના નિવારણ માટે કેવળ આર્થિક સમતા પર આધાર રાખ્યે નહી ચાલે રાષ્ટ્રની ઉત્પાદનશક્તિ બની શકે તેટલી વધારવી જોઈએ સાથે જ આળસ અને સુસ્તી અલ્પ સંતોષીપણું બેકારી અને નિરુદ્યોગીપણું આ બધાનું નિર્મૂલન થવું જોઈએ એ જ પ્રમાણે હાલ વપરાતા ઓજારોમાં અને ઉદ્યોગોની પદ્ધતિમાં સુધારા કરવા જોઈએ દેશમાં કોઈ પણ કામ વિનાનો ન રહે તેમ જ ભૂખે ન મરે એ આપણું લક્ષ્ય હોવું જોઈએ

ખેતીના ધંધામાં સુધારો થવો જોઈએ બિયારણની યોગ્ય પસંદગી, ગામઠી સેન્દ્રિય ખાતરોનો સંગ્રહ અને સદુપયોગ ઓજારોમાં સુધારો જમીનનું ધોવાણ રોકવું ગાયબળદની માવજત પાકના શત્રુઓનો સંઘ શક્તિથી નાશ કરવો વગેરે ઉપાયો વડે પેદાશ વધારવી જોઈએ ખેડૂતની સગવડ પ્રમાણે થઈ શકે એવા જોડધંધા પણ શરૂ કરવા જોઈએ અને નાશ પામતા બેઠેલા ધંધા ટકાવી રાખવા જોઈએ ગામઠી ઉદ્યોગધંધા અને ઓજારોમાં સાદા અને સર્વસુલભ એવા સુધારા બને તેટલા કરવા જોઈએ અખિલ ભારત ચરખા સંઘે રેંટિયાના સુલભ અને પૂરક ધંધાનું પુનર્જીવન કરીને હજારો ગામડાંના સ્ત્રીપુરુષોને

પોતાની આવકમાં થોડોઘણો વધારો કરવાનું સાધન મેળવી આપ્યું છે. ગ્રામોદ્યોગ સંઘે પણ હાથકાગળ, સાબુ, તેલઘાણી, ઘંટી, ઇત્યાદિ ઉદ્યોગોમાં નાનામોટા કેટલાય સુધારા કરીને એ ઉદ્યોગોને સંગઠિત કર્યા છે. આ સંસ્થા તરફથી અનેક બુદ્ધિમાન અને કુશળ કાર્યકર્તાઓએ પોતાની સંશોધક બુદ્ધિથી સૂક્ષ્મ પ્રયોગો અને તપ કરીને તેમનો લાભ જનતાને મળી શકે એવી જોગવાઈ કરી છે. પરંતુ આ જ દિશામાં બીજા અનેક પ્રયોગો થવાની જરૂર છે. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંની ઉદ્યમશીલતા અને કુશળતા વધારવાને માટે લાખો કળકળવાળા કાર્યકર્તાઓની જરૂર છે.

**ઉદ્ધારનું કાર્ય:** સામાજિક અને આર્થિક અન્યાય નીચે કચડાયેલા વર્ગોને કેવળ હવે પછી ન્યાય આપવાથી આપણું કર્તવ્ય પૂરું નહીં થાય. આજ સુધી થયેલી ઉપેક્ષાને લીધે તેમનું જે નુકસાન થયું છે તે ભરી કાઢવા માટે, એટલે કે તેમની વિશેષ પ્રગતિ ઝપાટાથી થાય અને તેઓ બીજા વર્ગોની હરોળમાં આવે તે માટે, સરકારે અને ઉપલા વર્ગોએ ખાસ પ્રયત્નો કરવા જોઈએ. હરિજનો, પછાત વર્ગો અને આદિવાસીઓ તરફ સરકારનું તેમ જ સમાજસેવકોનુ ધ્યાન ગયુ છે એ આનંદની વાત છે. પરંતુ તેમના ઉદ્ધારનુ કાર્ય કરવા માટે નિષ્ઠાવાળા સેવકોની બહુ મોટા પ્રમાણમાં જરૂર છે. પ્રૌઢશિક્ષણ, બાળ-શિક્ષણ, ઉદ્યોગશિક્ષણ, બાપદાદાથી ચાલતા આવેલા ધંધાની સુધારણા અને તેને માટે વધુ મહેનતાણુ મળે એવી વ્યવસ્થા, સામાજિક અને ધાર્મિક અનિષ્ટ રૂઢિઓનું નિવારણ, ચોખ્ખી અને વ્યવસ્થિત રહેણી, વ્યસનમાંથી મુક્તિ વગેરે સુધારા કરવા માટે તેમનામાં જઈને રહેનારા અને નિરપેક્ષ સેવા દ્વારા તેમનો વિશ્વાસ સંપાદન કરનારા સેવકો જોઈએ છે.

**સ્ત્રીઓનો આત્મવિકાસ:** સ્ત્રીઓ એ પણ સમાજનું ઉપેક્ષા પામેલું અને અપમાનિત અંગ છે. સ્ત્રીઓનો સામાજિક દરજ્જો હલકો ગણવામાં આવ્યો છે. તેમને સ્વતંત્રતા નથી, તેમ જ પુરુષોના જેવા સમાન હકો

નથી. તેઓ જાણે પુરુષની દાસીઓ અથવા માલિકીની વસ્તુઓ હોય એવી રીતનો વર્તાવ તેમની સાથે અનાદિ કાળથી રાખવામાં આવેલો છે. આજ સુધીના બધા ધર્મસંસ્થાપકોએ અને સુધારકોએ સ્ત્રીઓનો સામાજિક દરજ્જો સુધારવાનો પ્રયત્ન કરેલો છે, અને એ જ દિશામાં કામ કરવાને હજી ઘણું મોટું ક્ષેત્ર પડેલું છે. સ્ત્રીઓનો સામાજિક દરજ્જો પુરુષોના કરતાં કોઈ પણ રીતે ઊતરતો કે હલકો ન હોવો જોઈએ. અત્યારની વિષમતા તથા ઉપેક્ષાને લીધે સ્ત્રીઓ પર આવતી અનેક જાતની આપત્તિઓનું નિવારણ થવું જોઈએ; અને સ્ત્રીઓના આત્મવિશ્વાસને પૂરતો અવકાશ મળીને તેમના કર્તૃત્વનો રાષ્ટ્રને પૂરો લાભ મળે તેમ કરવું જોઈએ. આ કામને માટે સ્ત્રી-સેવિકાઓ જ જેટલી આગળ આવે તેટલું ઇષ્ટ છે. પરંતુ પૂરતી સંખ્યામાં સેવિકાઓ નથી મળતી ત્યાં સુધી નિષ્કલંક ચારિત્ર્યવાળા પુરુષ સેવકોનું જ તે કર્તવ્ય છે.

સાક્ષરતાપ્રસાર : અજ્ઞાન, વહેમ, મૂર્ખતાભરી રૂઢિઓ, વગેરે દૂર કરવાને માટે સુશિક્ષિત, કર્તૃત્વશાળી અને ખાસ કરીને કળકળવાળા કાર્યકર્તાઓએ ગામડાંઓમાં રહીને ત્યાંના લોકોનાં સુખદુઃખ સાથે એકરૂપ થઈને તેમની સાથે ઉન્નતિને પંથે ચાલવાની આકાંક્ષા રાખવી જોઈએ.

સાક્ષરતા : લખતાં વાંચતાં આવડવું એ બધી જાતના સુધારાનો પાયો છે. આપણે જે દુનિયામાં રહીએ છીએ તેનું જ્ઞાન મેળવવાનું અને અજ્ઞાન અને અણઘડતા દૂર કરવાનું સુલભ સાધન સાક્ષરતા છે. અત્યારના વિસ્તૃત અને જટિલ માનવી જીવનમાં તો જેને લખતાં વાંચતાં આવડતું નથી એ બહેરો ને મૂંગો જ ગણાય; જેવી રીતે મુંબઈમાં રહેનાર માણસને ટેલિફોન ન વાપરતાં આવડતો હોય તો તે બહેરો મૂંગો જ કહેવાય. માણસ વિદ્યા વડે શ્રેષ્ઠ બને છે, અને સાક્ષરતા એ વિદ્યાર્જનનો મૂળ આધાર કે પાયો છે. એટલા માટે જનતાનું સુજાણપણું, બહુશ્રુતપણું, કૌશલ્ય અને કર્તૃત્વશક્તિ વધારવાને માટે

સાક્ષરતાપ્રસારની ઘણી જરૂર છે. આ પ્રસાર બાળકો અને પ્રૌઢો તેમ જ પુરુષો અને સ્ત્રીઓ બધામાં જ કરવો જોઈએ. દરેક ગામડામાં છોકરાછોકરીઓની નિશાળ અને પ્રૌઢ સાક્ષરતાવર્ગ હોવાં જોઈએ અને દેશની એકેએક વ્યક્તિને સાક્ષર બનાવવી જોઈએ. આ બહુ ખરચનું કામ છે. એ ખરચ દેશને પોસાય તેટલો ઓછો કરવાને માટે બની શકે તેટલી કરકસરવાળી યોજનાઓ ઘડવી જોઈએ, અને કેવળ પગાર માટે જ નહીં પણ સમાજસેવાની ભાવનાથી ભણાવવાનું કાર્ય કરવા માટે તૈયાર થાય એવા શિક્ષકો મળવા જોઈએ. શિક્ષણને પરિણામે ખેડૂતોનાં બાળકો જાતમહેનતની નફરત કરતાં ન શીખે અને પોતાનાં આનુવંશિક ધંધાઓ માટે નાલાયક ન બનતાં વધારે કુશળ બને એવું જ શિક્ષણનું ધ્યેય, શિક્ષકનું વર્તન અને શાળાનું આખું વાતાવરણ રહેવું જોઈએ. શાળાનાં સત્રો તેમ જ દૈનિક સમયપત્રક એ ઉદ્યોગ ધંધો કરનારા ગરીબ લોકોનાં બાળકો માટે સગવડવાળાં હોય એવી રીતે ગોઠવવાં જોઈએ; અને ગામડાનું જીવન જેથી કરીને સમૃદ્ધ બને એવી જ જાતના પાઠ અને અભ્યાસક્રમ હોવા જોઈએ. આ બધા સુધારા દાખલ કરી શકાય તે માટે ચિંતન, પ્રયોગ, અને યોજના ઘડવાની મોટા પ્રમાણમાં જરૂર છે. પણ આટલું કર્યા પછી પણ સાક્ષરતાનો સાર્વત્રિક પ્રસાર કેવળ જબરદસ્તીથી નહિ કરી શકાય. તે માટે નિરક્ષર વર્ગમાં જ શિક્ષણ માટે ઉત્સુકતા પેદા થવી જોઈએ. રાજકીય, સામાજિક અને આર્થિક સમતા અને તેને લીધે દરેક હૈયામાં ઊછળતું માણસાઈના ભાનનું મોજું, જાગ્રત સ્વાભિમાન, પોતાનો દરજ્જો વધારવાની અથવા પોતાના ઉચ્ચ દરજ્જા માટે લાયક બનવાની ઉત્કંઠા અને નવીન ઉચ્ચ જીવનનું આકર્ષણ આ બધામાંથી જ સાક્ષરતા માટે ઉત્સુકતા અને નિરક્ષરતા વિષે શરમ પેદા થશે.

તેવી જ રીતે સાક્ષરતા અથવા નિશાળનું શિક્ષણ એ શિક્ષણની કેવળ શરૂઆત છે. શાળાના શિક્ષણ ઉપરાંત ગામડાંના લોકો સમજી શકે એવી સહેલી શૈલીથી વિવિધ વિષયોનું વિવેચન કરનારાં પુસ્તકો

અને પુસ્તિકાઓ છાપીને એ સસ્તી કિંમતે લોકોને મળી શકે એવી વ્યવસ્થા કરવી જોઈએ

**માંદાની માવજત** ચેપી રોગોનો–ખાસ કરીને રક્તપિત્ત અને ક્ષય જેવા પ્રાણઘાતક જ નહી પણ સર્વસ્વ-ઘાતક રોગોનો–હિંદુસ્તાનમા એકદ ફેલાવો થયો છે આવા રોગોનો બંદોબસ્ત તે તે રોગથી પીડાતા માણસોએ અથવા તેમના કુટુબીજનોએ જ કેવળ કરવાનો નથી, પણ બીજાઓએ પોતાની સલામતી માટે પણ કરવો જોઈએ આ રોગના દરદીઓને જુદા પાડીને ત્યા તેમની કાળજીપૂર્વક સારવાર કરવી જોઈએ યોગ્ય રીતે જતન કે સારવાર ન થવાથી જ આ રોગો ઉગ્ર સ્વરૂપ પકડે છે અને ફેલાય છે રક્તપીતિયાઓની અને ક્ષય રોગીઓની શુશ્રૂષા કરવી એ જેટલું ભૂતદયાનું અને ધીરજ તથા સહનશીલતાનુ કામ છે તેટલુ જ સમાજની દૃષ્ટિથી આત્મસંરક્ષણનું છે હિન્દુસ્તાનમા આજ સુધી આ કામ પરદેશી ખ્રિસ્તી મિશનરીઓ જ કરતા આવ્યા છે, તે માટે તેમને જેટલા ધન્યવાદ આપીએ એટલા ઓછા, પરંતુ આ કામ બહુ જ મોટા પ્રમાણ પર થવાની જરૂર છે અને તેને માટે દેશમાથી જ સેવકો અને સેવિકાઓ આગળ આવવા જોઈએ

**ગાંડાઓ** ગાંડપણ એ પણ ઘણી વાર દારિદ્રય અને અલ્પપોષણનું જ પરિણામ હોય છે ગાંડાનો ઉપચાર કરવા માટે જેલોની પદ્ધતિથી કેવળ 'પાગલખાના' ચલાવ્યે નહી ચાલે પ્રેમથી, સહાનુભૂતિપૂર્વક અને મૃદુતાથી શુશ્રૂષા કરવાથી ગાંડા વધારે પ્રમાણમા અને વધારે જલદી સારા થઈ શકે ઈશુ ખ્રિસ્ત ગાંડાઓના શરીર પર હાથ ફેરવીને તેમને સાજા કરતો એવી જાતની કથાઓ પ્રચલિત છે, એ ઈશ્વરી અવતારના ચમત્કારો હતા એમ માનવાનું કારણ નથી, પ્રેમ અને વાત્સલ્યના એ ચમત્કારો હતા અમેરિકામા ગાંડાંની શુશ્રૂષા કરવા માટે પાગલખાનાને બદલે 'કુટુંબો' હોય છે અને તેમની ઉપયોગિતા અનુભવથી સિદ્ધ થઈ છે

પતિતપરાવર્તન આ પ્રશ્ન પણ ઘણો મહત્ત્વનો છે જેમને આપણે ગુનેગાર કહીએ છીએ અને જેલોમા પૂરી દઈએ છીએ તથા જેમની પાસે સખત મજૂરી કરાવીએ છીએ તેઓ જન્મથી ગુનેગાર નથી હોતા ગુનો કરવા તરફ જન્મત કોઈનું વલણ નથી હોતું એમ ન કહી શકાય, પણ એ બહુ જ વિરલ હોય છે પણ પરિસ્થિતિનું દબાણ સોબત, સસ્કારો, દુનિયામા દેખાતી કઠોરતા, સમાજે તેમના પર કરેલા સૂક્ષ્મ આઘાત ભૂખમરો, કટાળો ને ચીડ તેમ જ એવા બીજા કારણોને લઈને તેઓ ગુનો કરવા પ્રવૃત્ત થાય છે તેમને સમાજના ગુનેગાર કહેવાને બદલે સમાજને જ તેમનો ગુનેગાર ગણવો કેટલેક અશે યોગ્ય ગણાશે આવા ગુનેગારોમા પણ ઘણા કોમળ મનના, દિનદાર વૃત્તિવાળા, અને અસાધારણ બુદ્ધિવાળા લોકો હોય છે, પણ સમાજ પોતાની જ અણઆવડતને કારણે તેમની સેવાથી વચિત થાય છે, એટલું જ નહી પણ તેમને પોતાના શત્રુ બનાવે છે. આવા લોકોની સાથે વિશેષ પ્રેમથી, આદરથી વિશ્વાસથી અને કોમળતાથી વર્તવુ જોઈએ નાની ઉમરના ગુનેગારોની બાબતમા આ દૃષ્ટિ હવે સરકાર પણ કબૂલ રાખે છે મોટી ઉમરના ગુનેગારોની બાબતમા પણ એવી સુધારણા થવાની જરૂર છે જેલોને ઇસ્પિતાલો અથવા ગરુકુલોનુ સ્વરૂપ આપવુ જોઈએ જેલોમાથી બહાર પડનારા કેદીઓ પોતાની પછીની જિદગી પ્રામાણિકપણે કામ કરીને ગુજારી શકે તે માટે તેમને મદદ કરવાની જરૂર છે

પરતુ સરકારની શક્તિને મર્યાદાઓ હોય છે સરકારના હેતુઓ ગમે તેટલા સારા હોય તોય આવા નાજુક કામ કેવળ પગારાથી લોકોને હાથે પાર પાડી શકાતા નથી તે માટે બિનસરકારી પરોપકારી સેવકસસ્થાઓની જરૂર હોય છે

એક યુરોપિયન મિશનરી બહેનની વાત છે ૧૯૧૮મા એ ગાધીજીના સાબરમતીના સત્યાગ્રહાશ્રમમા થોડા દિવસ રહેવા આવેલી એ જ વખતે મદ્રાસ તરફનો એક હિન્દુ યુવક પણ આશ્રમમા રહેવા

આવેલો એક દિવસ કોઈને ખબર પડવા ન દેતાં તે આશ્રમમાંથી ભાગી ગયો એ મિશનરી કુમારિકાનું સોનાનું ઘડિયાળ પણ તે જ વખતે ગુમ થયાનું તેને જણાઈ આવ્યું એટલે એ જુવાનિયો જ એ ચોરીને ભાગી ગયો હશે એવી શકાને પૂરતું સ્થાન હતું તરત જ તે બહેન એ જુવાનની શોધ કરવા મદ્રાસ તરફ રવાના થઈ ચોરને પકડવા માટે શુ? ના, ના, તે છોકરાને મળીને 'ઘડિયાળ મે તને ભેટ આપ્યુ છે એમ માન,' એમ તેને કહેવા માટે! "પોતાની શ્રીમતાઈના વટને કારણે, અથવા ઘડિયાળ ખુલ્લું રાખીને જવાની ગફલતને કારણે, એ છોકરાને તે ઘડિયાળ ચોરવાનું મન થયુ તેથી તેનુ વધુ પતન પોતાને કારણે ન થાય" એટલા માટે જ! પછી પરિણામ શુ આવ્યુ તેની મને ખબર નથી, પરતુ આની જાતનું અકૃત્રિમ વાત્સલ્ય શુ ન કરી શકે?

'પતિત સ્ત્રીઓ' નો સવાલ તો જેને હૈયું છે એવા કોઈ પણ માણસના હૃદયને અસ્વસ્થ કરી મૂકે તેવો છે સ્ત્રીઓ બધી જ પાપથી પર છે એમ કહેવાનો અમારો હેતુ નથી તેઓ પણ માણસ જ છે અને માણસમાત્ર સ્ખલનને પાત્ર છે પરતુ સમાજની જ બેપરવાઈ, જુલમ, અને ગૂગળાવનારું વાતાવરણ ઇત્યાદિને લીધે કોઈ સ્ત્રી અવળે માર્ગે પગલું ભરે, તો તેના જ અગ્રેસર ભાગીદારને તદ્દન છૂટો મૂકી એને જ એકલીને આખા જન્મારાની પતિત ગણવી એ નિર્દયતા ને અન્યાયની પરાકાષ્ઠા છે આવી કેટલીયે 'પતિતાઓ'ના, વિધવાના અને કેવળ 'જન્મ લીધો' એટલા જ ગુના સારુ દેહાતશાસન ભોગવનારા અર્ભકોના શાપ આપણા સમાજને માથે હશે કોણ જાણે!

*વ્યસન-નિવૃત્તિ* દારૂ, અફીણ, ગાંજો વગેરે જેવા વ્યસનો એ, સમાજને લાગુ પડેલો એક મોટો રોગ છે, તેનુ જો નિરાકરણ થાય તો માણસજાત ઘણી સુખી થશે દારિદ્રય, ગુના, રોગચાળા, ઇત્યાદિના નિવારણ માટે વ્યસનનિવૃત્તિ એ એક ખૂબ અકસીર ઇલાજ છે સરકારના સહકાર વિના સપૂર્ણ વ્યસનબધી શકય નથી, પણ સરકાર

પોતે પણ એકલી એ કામ નહીં કરી શકે કાયદાથી દારૂબંધી કરવા જેટલી સત્તા આપણા હાથમાં આવે ત્યાં સુધી, અને આવ્યા પછી પણ, કાયદાની સાથે ઉપદેશ, પહેરા (પિકેટિંગ), મનોરંજનના સાત્વિક પ્રકારો ઇત્યાદિ ઉપાયો વડે આપણે દારૂબંધી માટે કસીને પ્રયત્ન કરવો જોઈએ.

સર્વસાધારણ સુધારાની જેમ દારૂબંધીનો સુધારો પણ દારૂ સામે કેવળ જેહાદ પોકારવાથી સાધ્ય નહી થાય. પગે થયેલો ફોલ્લો જેમ આખા શરીરભરના લોહીમા થયેલા વિકારનું પરિણામ હોય છે, તેવી જ રીતે દારૂની તલપ એ પણ ગજા ઉપરાંત મહેનત અને તેને પરિણામે લાગતો થાક, ગરીબ, બંધિયાર અને બીભત્સ જગ્યામાં રહેવું, દુનિયામા મળી આવતી કઠોરતા અને તેમાથી થતા માનસિક કલેશ, નિરાશા અથવા હતાશ સ્થિતિ વગેરેનું પરિણામ હોય છે એટલે તે માટેની ઉપાયયોજના પણ એટલી જ વિવિધ અને વ્યાપક હોવી જોઈએ દાખના તરીકે આઠ આઠ મણ વજનના અનાજના કે ખાડના કોથળા આખો દિવસ ઉપાડીને બે ત્રણ રૂપિયા કમાનાર મજૂરોને સાંજ પડ્યે તેમાથી અર્ધી કમાણી દારૂના પીવામાં વાપરી નાખ્યા વિના બીજો ઉપાય હોતો નથી મજૂરોનો દારૂ જો બંધ કરવો હોય, તો બંગાળી (પાકા) મણથી વધારે વજનના કોથળાની કાયદાથી બંધી કરવી જોઈએ

મૂકશાળાઓ આંધળા તેમ જ બહેરામૂગાંની કેળવણીની બાબતમા પણ ખ્રિસ્તી મિશનરીઓએ જ આગળ પડતો ભાગ લીધો છે. આંધળાઓ તેમ જ બહેરામૂગાઓ દેખી કે સાભળી શકતા ન હોય તોય તેમની બીજી ઇંદ્રિયો અને બુદ્ધિ વિશેષ તીવ્ર હોય છે તેમનો જો વિકાસ સાધી શકાય, તો તેઓ સમાજના સ્વાવલબી અને ઉપયોગી ઘટક બની શકે

ભિખારીઓ. ભિખારીઓનો પ્રશ્ન પણ ઘણો કઠણ પણ સાથે જ ઘણો મહત્ત્વનો છે. સાધુઓ, ફકીરો, વગેરે સાથે હિંદુસ્તાનમા ધર્મ પર

લાખ માગનારા છે એમ કહેવાય છે! એમાંથી જેઓ ધાર્મિક પ્રતિષ્ઠાવાળા હોય તેમને અડવું જોખમકારક છે! જેઓ દૂબળા કે લૂલાપાંગળા હોય અથવા મહારોગ જેવા વ્યાધિથી પીડાયેલા હોય તેમને ઘેરઘેર રખડવાની જરૂર ન રાખતાં, અને મહારોગીઓને તો રખડવા ન દેતાં, તેમની પોતાને ઠેકાણે સુખસંગોપનની વ્યવસ્થા થાય એ યોગ્ય છે. પરંતુ જેઓ સાજાતાજા અથવા કોઈ ને કોઈ કામ કરવાની લાયકાતવાળા હોય, તેમને માટે ભિક્ષાની બંધી થવી જોઈએ; અને પોતપોતાની લાયકાત કે શક્તિ અનુસાર તેમને કામ પૂરું પાડીને તે બદલ મહેનતાણું આપવાની વ્યવસ્થા થવી જોઈએ.

અજ્ઞાન, દૈન્ય, દારિદ્ર, વ્યસનો, અશુભનાવ, પરતંત્રતા, ઇત્યાદિનું નિવારણ થાય, હિંદુસ્તાનના એકેએક વતનીની સુપ્ત શક્તિઓનો વિકાસ થાય અને એવી રીતે સુખી, સુજાણ, સમૃદ્ધ, સુશીલ, સમર્થ બનેલો હિંદુસ્તાન પોતાનું *કલ્યાણ* સાધીને દુનિયાની પ્રગતિને પણ સહાયભૂત બને, એટલા માટે અનેક દિશામાં જે પ્રયત્ન થવા જોઈએ તેમાંના કેટલાક મહત્ત્વના પ્રકારોનો અહીં સુધી ટૂંકાણમાં ઉલ્લેખ કર્યો છે. સેવક પ્રત્યક્ષ કામ કરતો થયા પછી બીજા કેટલાય પ્રકારો એને સૂઝતા જશે કેટલાંય વિસ્તૃત ક્ષેત્રો સેવકોની રાહ જોતાં ચારેકોર પ્રસરેલાં છે, તેની કંઈક કલ્પના આપવાનો જ અમારો ઉદ્દેશ હતો.

**સેવાશીલ સંસાર :** આ કાર્યને માટે જેટલા નિ:સંગ સેવકો આગળ આવશે તેટલા જોઈએ જ છે. પરંતુ નિ:સંગ સેવા એટલે બધું જ એમાં આવી ગયું એમ નથી; અથવા નિ:સંગ થયા વિના સેવા કરી જ ન શકાય એમ પણ નથી. આપણને સંસારી સેવકો પણ જોઈએ છે. ગૃહસ્થાશ્રમ એ જ સમાજની શક્તિનો કોઠાર છે. એ આશ્રમ જ સેવાશીલ બનવો જોઈએ. બધા પોતપોતાનો સંસાર સેવાભાવથી અને દેશહિત તરફ નજર રાખીને ચલાવે, પોતપોતાના સ્વાર્થને દેશહિતાનુવર્તી અને દેશહિતને અધીન બનાવે, દેશનું જેથી હિત થાય એવા જ ઉદ્યોગધંધા અને વેપાર કરે, દેશવિઘાતક ધંધા અને કામો વર્જ્ય કરે.

સંસારી માણસને પણ બીજાને ઉપયોગી થવાના, સંકટ સમયે વહારે ધાવાના, અન્યાય સાથે ઝઘડવાના પ્રસંગો હરઘડી આવે છે. એવે પ્રસંગે તેણે પોતાનું કર્તવ્ય કરવા કદી ચૂકવું નહીં.

માબાપ બાળકોમા દેશભક્તિનો રસ જગાડી તેની કેળવણી આપે; શિક્ષકો વિદ્યાર્થીઓને કેવળ અભ્યાસમાં નિષ્ણાત બનાવીને સંતોષ ન માનતા તેઓ સમાજના ચારિત્ર્યસંપન્ન, સુજાણ, કળકળવાળા, કર્તવ્યતત્પર અને કર્તૃત્વશાળી ઘટક બને એવી કેળવણી આપે; લેખકો, કવિઓ, યંત્રશાસ્ત્રજ્ઞો, વૈદ્યો અને ડૉક્ટરો પોતપોતાની સેવા આમજનતા સુધી—સમાજના છેવટના થર સુધી—કેવી રીતે પહોંચે તેનો કાળજીપૂર્વક પ્રયત્ન કરે. સરકારી નોકરોએ પણ જનતા જ પોતાનો સાચો શેઠ છે, તેમ જ પોતાના હાથ નીચેના નોકરોના પણ પોતે સ્વામી નથી, સેવક જ છે, એ ધ્યાનમાં રાખવુ જોઈએ. આખું વાતાવરણ આવી રીતે કર્તવ્યતત્પર, સેવાશીલ અને રાષ્ટ્રનિષ્ઠ બન્યા વિના કોઈ પણ દેશનો અભ્યુદય થતો નથી.

**सेवकसंस्थाओ जोईशे छे**: દેશસેવા કરવા માટે સેવકોએ પોતે વ્યક્તિગત રીતે આગળ વધવુ જોઈએ એ સાચુ છે, છતા આવા સેવકોને આધાર મળે તે માટે તેમ જ તેમની યોજના અને તેમનુ માર્ગદર્શન કરવા માટે સેવાસંસ્થાઓની પણ જરૂર છે કારણ કવિવર રવીન્દ્રનાથ કહે છે તેમ "આજ જો કોઈ જુવાનને કહીએ કે, 'જા અને સમાજસેવાને પોતાનું જીવન અર્પણ કર', તો એ મૂંઝવણમાં પડશે હું કયુ કામ કરુ, કોને આધારે કરુ? હું શુ ખાઉં, કયા રહું? એવા અનેક સવાલો એ જુવાનની સામે ઊભા થશે પોતાના કાર્યની યોજના ઘડવી કોઈ એક વ્યક્તિ માટે મુશ્કેલ છે, તેને માટે સંગઠન જોઈએ; એકાદ આશ્રમ જેવી સંસ્થા જોઈએ" (स्वदेशी समाज) વળી તેઓ લખે છે, "આવે વખતે કોઈ મધ્યવર્તી આશ્રમ જેવી સંસ્થાની બહુ જ જરૂર હોય છે એ મધ્યવર્તી શક્તિની આસપાસ બધાનું એકીકરણ થવુ જોઈએ. ત્યા વિચારકો વિચારો આપશે, શ્રમ

કરનારા શ્રમ કરશે, ઉદાર દાતાઓની દેણગીઓ કે સખાવતો ત્યાં આવશે. કેળવણી, સાહિત્ય, કળા, ઉદ્યોગધંધા, આપણા કલ્યાણનાં બધાં કાર્યો એ મુખ્ય કેન્દ્રની આસપાસ ઊભાં થશે. અને જે રામરાજ્ય નિર્માણ કરવા માટે દેશભક્તો તનતોડ મહેનત કરી રહ્યા છે, તે રામરાજ્ય નિર્માણ થવામાં એ કેન્દ્ર તરફથી મદદ થશે."

આવી સંસ્થાઓ અથવા આશ્રમો જિલ્લાદીઠ હોવા જોઈએ; જિલ્લાસંસ્થાઓનું એકીકરણ કરનારી પ્રાંતિક સંસ્થાઓ હોવી જોઈએ; અને તેમનું પણ એકીકરણ કરનારી અખિલ ભારતીય સંસ્થા હોવી જોઈએ.

**स्वयंसेवको पण जोईजे :** ધંધાદારી લોકો પોતપોતાનો ધંધો દેશનું હિત ખ્યાલમાં રાખીને કરે એ તો જરૂરનું છે જ; પણ તે ઉપરાંત તેમણે પોતાનો નવરાશના સમયમાં પોતપોતાની અભિરુચિ અને પરિસ્થિતની જરૂરિયાત પ્રમાણે કોઈ પણ જાહેર કાર્યમાં નિયમિતપણે ભાગ લેવો જોઈએ. પોતાની નોકરી અથવા ધંધો જેટલી જવાબદારીના ભાનથી, નિષ્ઠાથી અને શિસ્તથી આપણે કરીએ છીએ, એટલી જ જવાબદારીથી, નિષ્ઠાથી, શિસ્તથી અને કર્તવ્યબુદ્ધિથી એ નિર્વેતન કામ પણ આપણે કરવું જોઈએ. 'સર્વસંગપરિત્યાગ' ન કરી શકાય—અને બધા જ એ કરે તો ચાલે પણ નહીં—તોય પોતપોતાનો મુખ્ય અથવા ગુજરાનનો ધંધો કરીને પણ વખત કાઢીને અનેક જાતનાં દેશોપયોગી કામ કરી શકાય તેમ છે. એને માટે દૃઢ સંકલ્પ જોઈએ અને યોજકતા પણ જોઈએ.

**नियमित द्रव्यदान :** દેશસેવાનો એક બીજો પ્રકાર પણ છે, તે દ્રવ્યદાનનો. સેવાકાર્ય માટે તેમ જ સેવકના નિર્વાહને માટે દ્રવ્યની જરૂર હોય જ છે. પૈસાદાર લોકો પોતાને પસંદ હોય તે કાર્યને અને કાર્યકર્તાને નિયમિતપણે કર્તવ્યબુદ્ધિથી પૈસા પૂરા પાડે તોય ઘણું કર્યું કહેવાય. પોતાના અંગત ઘરસંસારની જેમ દેશનો સંસાર કે કારભાર

પણ આપણે શિર છે. કૉલેજમાં ભણતા પોતાના છોકરાઓને કે ભાંડુઓને આપણે દર મહિને પૈસા મોકલીએ છીએ, તેવી જ રીતે અમુક કાર્યકર્તા એ પણ આપણો ભાઈ જ છે, અથવા આપણા પ્રતિનિધિ તરીકે જ આપણે એને કોઈ વિશિષ્ટ કાર્યમાં રોકયો છે, સરકારી દેશકાર્ય માટે જેમ આપણે સ્વેચ્છાએ કે પરાણે કર આપીએ છીએ તેવી જ રીતે બિનસરકારી દેશકાર્ય માટે પણ સ્વેચ્છાથી કર આપવો આવશ્યક છે, આવી ભાવનાથી પોતાની કમાણીનો કે ઊપજનો અમુક હિસ્સો કોઈ વિશિષ્ટ કાર્યને—એ હિસ્સો આપણો છે જ નહીં, એ કાર્યનો જ છે એવી દૃઢ ભાવનાથી—અર્પણ કરવો એ દેશસેવાનો એક નક્કર અને મહત્ત્વનો પ્રકાર છે એમાં મુદ્દલ શંકા નથી.

**મિશનરીઓનુ શિષ્યત્વ.** આધુનિક જમાનામાં આપણા દેશમાં જે અનેક સેવાકાર્યો ચાલુ છે તેમની સંસ્થાપના મિશનરી લોકોએ કરી છે એ કૃતજ્ઞતાપૂર્વક કબૂલ કરવુ જોઈએ. મોટી મોટી કૉલેજો અને કેળવણી સસ્થાઓ, આધુનિક સાધનોથી સુસજ્જિત એવી ઇસ્પિતાલો, અનાથાલયો વગેરે તેમણે જ શરૂ કર્યાં અને તેઓ જ ચલાવી રહ્યા છે. રક્તપીતિયાઓની સારવાર અને અંધ તેમ જ બહેરામૂગાની કેળવણી તેમણે જ શરૂ કર્યાંનુ અમે અગાઉ કહી ગયા જ છીએ. છાપખાનાં પ્રથમ તેમણે જ કાઢ્યા ઉદ્યોગધધાઓમા અનેક સુધારાઓ તેમણે આપણને શીખવ્યા દુકાળરાહતનુ કામ તેમણે અનેક પ્રસગોએ કર્યું છે. હરિજનો, આદિવાસીઓ, વગેરેના ઉદ્ધારનું કાર્ય તેમણે જ શરૂ કર્યું અને હજી પણ તેઓ તે મોટા પ્રમાણ પર ચલાવી રહ્યા છે. સ્ત્રીકેળવણીનો પાયો પણ તેમણે જ નાખ્યો

મિશનરીઓની જેમ જ ગોરા લોકોએ કાઢેલી અને આખી દુનિયામાં ચલાવેલી મુક્તિ ફોજ (સૅલ્વેશન આર્મી), બાલવીર (બૉયસ્કાઉટ), રેડક્રૉસ વગેરે જેવી જગદ્વ્યાપી સસ્થાઓની શાખાઓ અને પેટા શાખાઓ હિન્દુસ્તાનમા પણ ફેલાયેલી છે, એ તેમનો આપણા પર ભારે ઉપકાર

છે અને તે બદલ આપણે તેમનો પાડ માનવો ઘટે. સેવાકાર્યમાં આપણે સંકુચિત દેશાભિમાનને વચ્ચે ન આણવું ઘટે. તેમ છતાં આ બધાં કાર્યો તેમ જ બીજાં પણ અનેક કાર્યો આપણે પોતે જ કરીએ એ શોભે. સમાજસેવાની બાબતમાં આપણે ગોરા લોકો પાસેથી ઘણો લેવો ઘટે.

**परंपरागत सेवावृत्ति :** આપણામાં કૌટુંબિક ક્ષેત્રમાં સેવાવૃત્તિનો ખૂબ વિકાસ થયેલો દેખાય છે. આપણી અવિભક્ત કુટુંબપદ્ધતિ એ તો સેવાવૃત્તિનો જ પરિપાક છે. અપત્યસંગોપન, માતપિતાની સેવા, બંધુપ્રેમ, પાતિવ્રત્ય, એ ઉત્કટ સેવાવૃત્તિના જ નમૂનાઓ છે. એટલું જ નહીં, પણ ફોઈ, કાકી, માસી, સાળી, ભાણા, ભત્રીજા જેવાં સગાં-વહાલાંને ધર્મ (ચૅરિટી) નો નહીં પણ હકનો આશ્રય આપણી કુટુંબ-પદ્ધતિમાં મળતો; અને હજી પણ ઘણાં કુટુંબોમાં મળે છે. અતિથિસેવા એ પણ ગૃહસ્થનું આવશ્યક કર્તવ્ય હતું. દાનધર્મની જવાબદારી પણ દરેક ગૃહસ્થની હતી. આપણા ઘરગથ્થુ ગૃહસ્થજીવનમાં આ અંગો સ્પૃહણીય અને સંગ્રહણીય છે, એમાં જરાય શંકા નથી. માણસ જન્મ પામે છે ત્યારે દેવોનું, પિતરોનું, ઋષિઓનું તેમ જ સમાજનું ઋણ લઈને જ જન્મે છે; અથવા' ગૃહસ્થે દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ, આ પંચ મહાયજ્ઞો નિત્ય કરવા જોઈએ, આ કલ્પનાઓમાં પણ સેવાધર્મ જ પ્રતિબિંબિત થયેલો છે.

આપણી વર્ણવ્યવસ્થા પણ એકબીજાની સેવા અને સહકારને ધોરણે જ રચાયેલી હતી. બ્રાહ્મણ એ નિઃસંગ સમાજસેવક હતો, તેથી બ્રાહ્મણને આપેલું દાન સહેજે જ આખા સમાજને અને સમાજકાર્યને પહોંચતું હતું. વૈશ્ય 'સંસારી સેવક' અને ક્ષત્રિય 'સ્વયંસેવક હતો ' એમ પણ કહી શકાય. જૂના વખતના રસ્તા, ઘાટ કે આરા, તળાવ, ધર્મશાળાઓ, મંદિરો, વગેરે બાંધવાં, વડ કે પીપળા માટે ચબૂતરો બાંધવો, ઇત્યાદિ દાનધર્મના પ્રકારો બધી માનવ

જાતિને માટે જ નહીં પણ ઢોર, પશુપક્ષીઓ વગેરે બધાંને ઉપયોગી હોતા; તેથી આર્થિક વિષમતાનું મૂળમાં જ અથવા તે જ્યાં પેદા થતી ત્યાં જ નિરસન થતુ. એ જમાનામાં શૂદ્રોને માત્ર સમાજ બહારના ગણવામાં આવતા, એમ દેખાય છે.

પણ હવે જમાનો પલટાયો છે. જૂની કુટુંબપદ્ધતિ શિથિલ અને છિન્નભિન્ન થઈ છે અને વર્ણવ્યવસ્થાનો પૂરેપૂરો લોપ થયો છે. લોકશાહીના ચાલુ જમાનામાં સ્ત્રીશૂદ્રો સાથે બધા જ લોકો કેવળ નામમાત્રે કરીને નહીં પણ ખરેખર 'રાજશ્રિયા વિરાજિત' થયા છે. પાશ્ચાત્ય પદ્ધતિનું આપણે અનેક બાબતોમાં અનુકરણ કરીએ છીએ. સામાજિક જવાબદારીઓનુ ભાન અને સામાજિક જીવનપદ્ધતિના નિર્માતા હવે આપણે પોતે જ છીએ એવો આત્મવિશ્વાસ રાખવાનું આપણે આપણા રાજ્યકર્તાઓ પાસેથી શીખી લેવુ જોઈએ.

**स्वर्गने पृथ्वी पर लावो**: આપણામાં સ્વાર્થત્યાગની અથવા પરમાર્થવૃત્તિની ઊણપ છે એમ નથી. પણ આપણામાં જે સ્વાર્થ-સાધનાથી કંટાળી જાય છે, તે સીધો વિરક્ત બનીને ઈશ્વરભજન—પરલોક શોધન—કરવા મંડી પડે છે. ઉપનિષદકારોએ આપણને 'ईशा वास्यमिद सर्वं यत्किञ्च जगत्या जगत्' — આ આખું જગત ઈશ્વરે વ્યાપેલું છે, એવો સંદેશો આપ્યો. સમર્થ રામદાસ સ્વામીએ પણ जनी चोरला देव तो चोरलासे (પરમેશ્વર માણસોમાં જ ગુપ્ત રીતે સંતાયેલો છે) અને "नारायण असे विश्वीं । त्याची सेवा करीत जावी । त्या कारणें तोषवावी । कोणी तरी काया ।।" (નારાયણ એટલે કે પરમેશ્વર આખા વિશ્વમાં રહેલો છે, તેની સેવા-ઉપાસના કરતા રહેવું. તેટલા માટે કોઈ પણ દેહધારીને સંતોષ આપવો,) એવો ઉપદેશ કર્યો છે. તેમ છતાં આવા છૂટાછવાયા ઉપદેશની આપણા સામાજિક જીવન પર જોઈએ તેવી અસર થયેલી દેખાતી નથી. આપણો ઈશ્વર દુનિયાથી અળગો જ રહી ગયો અને આપણું સ્વર્ગ

સૂર્ય-ચંદ્ર-તારાઓની પેલી પાર કોઈ અજ્ઞાત સ્થળે સંતાયેલુ રહ્યું છે. સ્વર્ગને પૃથ્વી પર લાવનારા અને પરમેશ્વરને આખી સૃષ્ટિમાં સંચાર કરાવનારા કર્મયોગનો બોધ આપણે આત્મસાત કરવાની જરૂર છે.

*उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधत ।*

ઊઠો, જાગો, મોટાઓનું માર્ગદર્શન મેળવીને સુબુદ્ધ, જ્ઞાનવાન થાઓ

# શ્રી રેવાભાઈ પટેલ સ્મારકમાળા

૧. **શ્રી યોગવાસિષ્ઠ** : સપા૦ ગોપાળદાસ જીવાભાઈ પટેલ કિ. રૂ ૪-૦-૦

અદ્વૈત વેદાતના સુપ્રસિદ્ધ લોકગ્રથનો સળગ છાયાનુવાદ. મૂળના લગભગ પાચમા ભાગ જેટલા કદમા. ગ્રથના વસ્તુનુ મૂલ્યાકન કરતા શ્રી મગનભાઈ પ્ર૦ દેસાઈના આમુખ સાથે.

૨. **કળા એટલે શુ ?** : [ ટૉલ્સ્ટૉય કૃત ' What is Art ?]
ભાષાતરકાર શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ કિ. રૂ ૩-૮-૦

કળા ઉપરનો ટૉલ્સ્ટૉયનો આ નિબધ તેમના થોડાક આર્ષ ગણાતા ગ્રથોમાનો એક છે પુસ્તકની દલીલ સમજાવતો ઉપોદ્ઘાત, ગ્રથમા આવતા નામોની પરિચયસૂચિ, તથા વિસ્તૃત વિષયસૂચિ સાથે

૩. **ગૌતમબુદ્ધ** : અનુ૦ ગોપાળદાસ જીવાભાઈ પટેલ કિ રૂ ૧-૮-૦

બ્રિટિશ એકેડેમીની 'માસ્ટર માઈન્ડ' (મહા પ્રજ્ઞ) વ્યાખ્યાન માળામા શ્રી રાધાકૃષ્ણને આપેલા વ્યાખ્યાનનો અનુવાદ. આ વ્યાખ્યાનને 'એક મહા પ્રજ્ઞે બીજા એક મહા પ્રજ્ઞ વિષે આપેલુ વ્યાખ્યાન' કહીને વર્ણવવામા આવ્યુ છે શ્રી રાધાકૃષ્ણનનો દૂ ઃ જીવનપરિચય, તથા ઉપયોગી ટિપ્પણો સાથે

૪. **મુંડકોપનિષદ** : સપા૦ શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ કિ રૂ ૨-૦-૦

ઉપનિષદોમા 'સર્વાગસુદર અને પરિપૂર્ણ' ગણાતા આ ઉપનિષદમા આર્યોના જ્ઞાનની અને સાધનાની આખી વિચારણા એક વ્યાપમા અને ભારે કાવ્યમયતાથી રજૂ થાય છે મૂળ શ્લોક સાથે તેનો પદાર્થ, તેનો અન્વય, તેનુ ભાષાતર, દલીલની સળગસૂત્રતા પ્રગટ કરતુ વિસ્તૃત વિવેચન, પદસૂચિ — એવા ઉપયોગી અગો સહિત ઉપનિષત્ સાહિત્યની માહિતી આપતા ઉપોદ્ઘાત સહિત.

૫. **શ્રીમદ્ભાગવત** : સપા૦ ગોપાળદાસ જીવાભાઈ પટેલ કિ રૂ ૩-૮-૦

મૂળના પાચમા ભાગ જેવડા કદમા મૂળ ગ્રથનો છાયાનુવાદ શ્રીમદ્ ભાગવત અને ભાગવતધર્મ વિષેનો વિસ્તૃત ઉપોદ્ઘાત, પરિશિષ્ટો તથા વિશેષનામોની સૂચિ સાથે.

૬. પ્રાચીન સાહિત્ય : [શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર કૃત] કિં. રૂ. ૧-૦-૦

પ્રાચીન સંસ્કૃત સાહિત્યના મોંઘેરા વારસો શ્રી. રવીન્દ્રનાથે આ નિબંધોમાં પોતાની અનોખી દૃષ્ટિએ નિરૂપ્યો છે. મૂળ બંગાળી ઉપરથી સ્વ૦ મહાદેવભાઈ અને શ્રી. નરહરિભાઈ પરીખે કરેલા અનુવાદની નવી આવૃત્તિ.

૭. સુખમની : [શીખગુરુ અર્જુનદેવ]

અનુવાદક : શ્રી. મગનભાઈ પ્રભુભાઈ દેસાઈ કિં. રૂ. ૨-૦-૦

સુપ્રસિદ્ધ ભક્તવિદ્વાન સાધુ વસવાણી કહે છે કે, 'ભગવદ્ગીતા અને સુખમની એ બે એવાં પુસ્તકો છે કે જેમને દરેક હિંદી નવયુવાને અવશ્ય ભણવાં જોઈએ.' રોજ પાઠ કરવાના ગ્રંથ તરીકે શીખધર્મમાં ઉપયોગમાં લેવાતા એ ભક્તિકાવ્યનો પદ્યાનુવાદ. શીખધર્મ અને ગુરુ અર્જુનદેવનું ચરિત્ર નિરૂપતા વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે.

૮. ઇસ્લામનો સુવર્ણયુગ : ચુનીલાલ પુરુષોત્તમદાસ બારોટ કિં. રૂ. ૧-૪-૦

ઇસ્લામના સંસ્થાપક હજરત મહંમદ પેગંબર, તથા તેમની પાછળ તેમનું જગત્કાર્ય આગળ ચલાવનાર ચાર પ્રતાપી ખલીફાઓની ઓળખ આપતી લેખમાળા. ઇસ્લામના મુખ્ય પ્રવર્તકોના ધર્મજીવનની મૂળ ભાવના દ્વારા તે ધર્મની સારી ઓળખ પામવા માટે ઉપયોગી.

૯. યોગ એટલે શું ? : [યોગસૂત્રના સમાધિપાદનું વિવેચન]

સંપા૦ શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ કિં. રૂ. ૩-૪-૦

પાતંજલ યોગસૂત્રના ચાર પાદોમાં આ પ્રથમ પાદ આખા ગ્રંથનું મુખ્ય પાદ છે, અને તેમાં યોગવસ્તુનું સળંગ નિરૂપણ આવી જાય છે. આ અનુવાદમાં પરંપરાથી ચાલી આવતી પ્રણાલિને જ અનુસરવાને બદલે એક સળંગસૂત્ર તથા સમજી શકાય તેવો અર્થ કરાયો છે, તથા આ વિષયની આસપાસ ઊભી થતી આવેલી ગૂઢતામાં અવશપણે અટવાઈ ગયા વિના, યોગવિદ્યા રૂપી આપણા મહામૂલા વારસાને સુસંગત રજૂ કરવામાં આવ્યો છે. યોગતત્ત્વ વિષે વિસ્તૃત ઐતિહાસિક ઉપોદ્ઘાત સહિત.